# આ પુસ્તક

બાંધવાનું તથા તેના પુઠાં ઉપરનું

## રંગીન ઍમ્બૉસીંગ કામ

## મુંબઇ

કાલબાદેવી રોડ, ઉપરની

ધી

બૉમ્બે ગોલ્ડ એમ્બૉસીંગ કું૦,

એ કીધું છે.

Presentation

FOR

The Coronation Year.

SHREE

# Gaurang Prabhu.

Part I.

PUBLISHED BY

Jamietram L. Pandit

Editor, SHREE BHAKTA.

AHMEDABAD.

1912.

'Lakshmi Art,' Bombay.

શ્રી વિશ્વવંદ્ય સ્મારક

શ્રી ભક્ત દ્વિતીય કિરણાવલી.

# શ્રી ગૌરાઙ્ગપ્રભુ

(સચિત્ર ચરિતામૃત.)

## પૂર્વ વિભાગ.


અનુવાદક

જગન્નાથ મંછારામ પાઠક

વડોદરા.



પ્રકાશક

જમિયતરામ લક્ષ્મીરામ પંડિત

અધિપતિ શ્રીભક્ત સચિત્ર માસિક,

અમદાવાદ.

સંવત ૧૯૬૮ આષાઢી પૂર્ણિમા સન ૧૯૧૨.

મૂલ્ય રૂ. ૩-૦-૦.



सम्राज्ञी महाराणी मेरी.

The Lakshmi Art.—Bombay.

# અનુવાદકર્તાના બે શબ્દ.

થોડાંક વર્ષપર એક મિત્ર પાસે સ્વ. બાબુ **શિશિરકુમાર ઘોષ** પ્રણીત "લોર્ડ ગૌરાંગ" નામનું ઇંગ્રેજી પુસ્તક જોતાં તે વાંચવા યોગ્ય જણાયાથી ખરીદ કર્યું. એકંદર પુસ્તક વાંચતાં **મહા પ્રભુ શ્રી ગૌરાંગ**ની લીલાનો પરિચય ગુર્જરપ્રજાને કરાવ્યો હોય તો ભક્તિનું ખરું સ્વરૂપ અને ધર્મનું રહસ્ય ધર્માનુરાગી સજ્જનોના જાણવામાં આવે તેમજ આવા પરમ ભક્ત મહાત્માના વિષે ગુર્જરપ્રજા ઘણું ઓછું જાણે છે તેના ચરિતામૃતનો તે આસ્વાદ લે એ હેતુથી આ ગ્રંથનો અનુવાદ કરવા-અનુમતિ આપવા સ્વર્ગસ્થ બાબુશ્રીને વિજ્ઞપ્તિ કરતાં ઘણાજ ઉલ્લાસથી તેમણે તે આપી. આથી એ ઇંગ્રેજી ગ્રંથનો ગુર્જરગિરામાં અનુવાદ કરવો મેં શરૂ કર્યો.

અનુવાદ કરતાં કેટલીક વખત લીલાનો કોઇ ભાગ સમજાતો નહિ તો બાબુશ્રીને લખી પુછાવતાં બહુજ સ્પષ્ટ રીતે તેઓશ્રી તેનો ખુલાસો આપતા હતા અને પુસ્તક તૈયાર થયલું જોવા બહુ ઇંતિજારી બતાવતા હતા. આજે જો તેઓશ્રી હયાત હોત તો તેમને અપૂર્વ આનંદ થાત. તેમનું શરીર એ જોવાને વિદ્યમાન નથી તોપણ પ્રભુના ધામનો તેમનો આત્મા હરિ બોલ ઉચ્ચારી રહ્યો છે તે આ ક્ષુદ્ર પ્રયાસને હર્ષથી વધાવી લેશે અને પ્રભુના જગતમાં જ્ઞાનરશ્મિ પ્રકટતાં જોઇ પોતાની કૃતિને અન્ય ભાષામાં વિચરતી જોઇ ધન્ય માનશે. હું એ બાબત તેમનો ઋણી રહ્યો છું. પરંતુ મારા ગુર્જરબંધુઓ આ પુસ્તકથી કંઇ લાભ મેળવશે તો તેટલો હું મુક્ત થઇશ એમ માનું છું. પ્રભુ એમના જેવા સાધુઓને ઉત્પન્ન કરી દેશની નષ્ટ થતી જ્ઞાનસમૃદ્ધિ જીવંત રાખો એવું પ્રાર્થી કૃતકૃત્ય થાઉં છું.

ભાષાન્તરની પ્રવૃત્તિ ચાલતી હતી તે કેટલાક બંગવાસી બન્ધુઓના જાણવામાં આવતાં તેમણે અમૂલ્ય સૂચનાઓ આપી. તેમજ આ પ્રાન્તના કેટલાક ભાવિક સજ્જનોએ તે માટે ઉત્કંઠા બતાવી ઉત્સાહ વધાર્યો. સુરતના એક સ્નેહીએ એક હિંદી પુસ્તક પણ જોવા મોકલી આપ્યું. આ પુસ્તક આવ્યા પછી કેવલ બાબુશ્રીના ગ્રન્થનું ભાષાન્તર કરવા કરતાં મહાપ્રભુ સંબંધે ઇંગ્રેજી, હિન્દી અને સંસ્કૃત ભાષામાં જે કાંઇ લખ્યું હોય તે જોઇ તે ઉપરથી પુસ્તક લખ્યું હોય તો લીલા વિસ્તારપૂર્વક જાણવામાં આવે એ વિચાર ઉદ્ભવ્યાથી મળી શકતા તેવા ગ્રન્થો વાંચ્યા અને તે સર્વના આધારે પુસ્તક લખવા માંડ્યું. સુરતવાળા મિત્ર પણ પુસ્તકની પ્રસિદ્ધિ જોવા વિદ્યમાન નથી, છતાં પ્રભુભક્તિપરાયણ તેમનો આત્મા કૃતજ્ઞતારૂપી અર્પેલું આ પુષ્પ સ્વીકારશે એમ વિશ્વાસ છે.

પુસ્તકનો પ્રથમ ભાગ લખાઇ રહ્યો એટલે સ્નેહીઓ અને શુભેચ્છકોએ તે પ્રસિદ્ધ કરવા પોતે તેમજ બહાર ગૃહસ્થો મારફત તજવીજ કરી. પરંતુ અનેક કારણસર તે પ્રસંગે એ પ્રસિદ્ધ કરવાનું અનુકૂળ થયું નહિ.

## શ્રી ગૌરાંગપ્રભુ.

છેવટ થોડાક વખતપર પ્રસિદ્ધ **શ્રીભક્ત** માસીકના વિદ્વાન અધિપતિ અને પ્રકાશક તથા મારા પરમ મિત્ર રા. **જયમિષ્ટરામ લક્ષ્મીરામ** પંડિતે આ પુસ્તક બહાર પાડવા ઇચ્છા દર્શાવ્યાથી યોગ્ય રીતે તે પ્રસિદ્ધ થશે એવો વિશ્વાસ હોવાથી હસ્તલિખિત પ્રત તેમને મેં સોંપી. સ્વતંત્ર પુસ્તક બહાર પાડવા કરતાં માસિકના ગ્રાહકોને તે ભેટ આપવામાં આવે તો ગ્રાહકોને વિશેષ સંતોષ થાય એવો વિચાર તેઓશ્રીને સ્ફુરવાથી મને પોતાની ઇચ્છા દર્શાવતાં તે પ્રમાણે કરવા મેં અનુમતિ આપી અને આજે તે આવા સુંદર કાગળ, છાપકામ, ચિત્રો તથા સુશોભિત પૂઠાં અને સંક્ષિપ્ત નોંધ સાથે બહાર પડે છે.

છાપતાં પહેલાં એક વખત જોઈ જવા ઇચ્છા હતી, પરંતુ નહિં ધારેલા ટૂંક સમયમાં તે પ્રસિદ્ધ કરવા એમનો આગ્રહ હોવાથી પ્રૂફો સુધારવા તથા જ્યાં જ્યાં સ્ખલન થયું હોય ત્યાં ત્યાં તે સુવ્યવસ્થિત કરવાનું સર્વ કામ એમના તરફથીજ થયું છે અને એ બાબત માત્ર આ બે શબ્દ લખવાનોજ વ્યવસાય મને પ્રાપ્ત થયો છે, એ સર્વ તેમની શુભ લાગણી અને શ્રમ માટે હું એમનો જેટલો આભાર માનું એટલો ઓછો છે. આ પુસ્તક સુજ્ઞ વાચકગણના હાથમાં આપવાનું સર્વ માન એમનેજ ઘટે છે.

લીલાનો ભાવ યથાસ્થિત લાવવા માટે પુસ્તકોને આધારેજ મારે ક્વચિત્ વિસ્તાર કરવો પડ્યો છે. બાકીનું સર્વ આધારભૂત પુસ્તકોનોજ અનુવાદ છે. કેટલેક પ્રસંગે મારા શબ્દો કરતાં હિન્દી, સંસ્કૃત વગેરે મૂળ લખાણથી વિશેષ ભાવ સમજાય એમ લાગેલું ત્યાં ત્યાં તેના તેજ પદો અને શ્લોકો મૂકેલા દૃષ્ટિગોચર થશે જે માટે ગુણી વાચકવર્ગ ક્ષમા આપશે એવી આશા છે.

છેવટે એટલુંજ જણાવવાનું કે સ્વર્ગસ્થ બાબુ **શિશિરકુમાર ઘોષ**ના પુસ્તકનોજ આ પુસ્તક મુખ્ય અનુવાદ છે; અને જે કંઇ સારૂં છે તે તેમનુંજ છે. તે થોડે ઘણે અંશે દર્શાવી શકવા પ્રભુએ મને શક્તિ આપી હોય તો તે પરમકૃપાળુ પરમાત્માની મહત્કૃપા માનું છું.

જે સજ્જનોએ, મિત્રોએ તથા હિતચિંતકોએ આ કાર્યમાં સલાહ વગેરેથી મને સહાય આપી છે તેમનો તેમજ મારા પ્રિય મિત્ર **શ્રીભક્ત**ના કાર્યદક્ષ અધિપતિ અને પ્રકાશકનો પુસ્તકપ્રસિદ્ધિમાં મૂકવાના મહાન પ્રયાસ બદલ પુનઃ આભાર માની, ભગવાન શંકરાચાર્ય પ્રમાણેઃ—

चित्रं वटतरोर्मूले वृद्धाः शिष्या गुरुर्युवा ।
गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु च्छिन्नसंशयाः ॥

પ્રભુ તેની પ્રજાના સંશયો ટાળે અને સર્વ હરિરસમગ્ન બને એવું ઇચ્છી અત્ર વિરમું છું.

જગન્નાથ મંછારામ પાઠક.

આષાઢ શુક્લ પૂર્ણિમા ચંદ્રવાસર સં. ૧૯૬૮

વડોદરા.

# निवेदन.

**શ્રી કૉરોનેશન** વર્ષની શ્રી ભક્ત સચિત્ર માસિકની, શ્રી **વિશ્વેશ્વરસ્મારક**–શ્રીભક્ત દ્વિતીય કિરણાવલિ નામક–શ્રી **ગૌરાઙ્ગ પ્રભુ**ના સચિત્ર ચરિતામૃતની ભેટ અમારાં ગુણજ્ઞ ગ્રાહકોને અર્પણ કરતાં અમને આનંદ થાયછે.

આ ઉત્તમ ગ્રંથનો પૂર્વ વિભાગ અમને સ્વાધિન કરવા માટે અમે અમારા પરમ મિત્ર અને વિદ્વાન અનુવાદ કર્તા શ્રીયુત **જગન્નાથ મંછારામ** પાઠક નો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગના સ્વરૂપસ્થ અગ્રણી **શ્રીમાન છોટાલાલ જીવનલાલે** આ માસિકપર અનેક ઉપકાર કર્યા છે. આપણા ગુર્જર પ્રાંતના સન્માનનીય તથા વિદ્વાન સાક્ષર **શ્રીયુત મણિલાલ નભુભાઈ** બી. એ. ના શબ્દમાં કહીએ તો "શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગના અગ્રગણ્ય અને મહા" કાલના અધિપતિ સ્વર્ગવાસી શ્રીયુત છોટાલાલ જીવનલાલ તે વર્ગ.તરફથી નીકળતાં સર્વે માસિકોના અધિષ્ઠાતા અને પ્રોત્સાહનદાતા હતા તથા તે વર્ગનું જીવન હતા. આ ભક્ત માસિક પણ પ્રાંતઃકાલ, ધર્મધ્વજ, યમદંડ આદિ માસિકોની માફક એકસરખી રીતે તેમની કૃપાને પાત્ર હતું." આ વાક્યો અક્ષરશઃ સત્ય છે અને તેથી તેમના માનમાં શ્રીભક્ત માસિક તરફથી ભેટ તરીકે આ દ્વિતીય કિરણાવલિ પ્રકટ કરી શકવા માટે અમે પરમાત્માનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

શ્રીમાન્ માસ્તર સાહેબની ગુરુભક્તિ અનુકરણીય હતી એ સર્વત્ર પ્રસિદ્ધ છે. આ સદ્ગ્રંથમાં શ્રીકૃષ્ણ પરમાત્માના લીલા તનુ શ્રી **ગૌરાઙ્ગ** પ્રભુની ભક્તિનાં રહસ્યો અને ભાવો સુંદર રીતે પ્રકટ થતાં હોવાથી શ્રીમાન **માસ્તર સાહેબ**ના સુપરિચિત પુણ્યશાળી સ્ત્રીપુરૂષો તેમની ગુરુભક્તિના હાર્દને સમજી, તેમનું અનુકરણ કરશે. વળી "**ભક્તિથી સહુ સુખ આવતું વશ વિશ્વભક્તિથી થતું**" એ સહૃદય ચિત્તમાંથી સ્વતઃ સ્ફુરેલા અનુભવોને પ્રાપ્ત થશે અને તેની ગુર્જર પ્રજાપર ઉત્તમ અસરો પ્રકટાવશે એવી આપણે આશા રાખીશું.

આવતા વર્ષ માટે ભેટના પુસ્તકના સંબંધમાં અમને ઘણા પ્રેમી ભક્તજનો તરફથી એક સર્વોત્તમ સૂચન કરવામાં આવ્યું છે. "**શ્રીમાન વલ્લભાચાર્યજી મહાપ્રભુજી**"–આ નામથી કોણ અજાણ્યું છે ? ભક્તિ માર્ગનું સર્વોત્તમ સ્વરુપ

આપણી પ્રજામાં પ્રસારવાનું સર્વ પ્રકારનું માન આ આચાર્યશિરોમણિને ઘટે છે. તેઓ શ્રીનું ઉત્તમ લીલામૃત રચવામાં આવે, તેને ઉત્તમ કાગળોપર ઘણીજ સંભાળથી છાપવામાં આવે, **શ્રીકૃષ્ણ ભગવાનની** તથા **આચાર્યજી મહાપ્રભુજીની** જુદીજુદી પુણ્ય લીલાઓનાં મનોહર ચિત્રો તૈયાર કરાવવામાં આવે અને **શ્રીવલ્લભાચાર્યજી મહાપ્રભુજીની** જુદીજુદી ગાદીઓને અલંકૃત કરનાર **હાલનાં તથા પૂર્વનાં પૂજ્ય સ્વરુપોનાં** સુંદર ચિત્રો સાથે એક ઉત્તમ ગ્રંથ તૈયાર કરવામાં આવે તો ભારતવર્ષની સમસ્ત પ્રજાપર મોટો ઉપકાર થાય"

આ કાર્ય મહાન છે. જેવું કઠિણ છે તેવુંજ ઘણા ખર્ચની અપેક્ષા રાખે છે. સાધારણ માણસ આ કાર્ય કરી શકે એમ નથી, પણ **શ્રી મહાપ્રભુજીની** કૃપાથી એક સામાન્ય ભકત આ કાર્ય ઉત્તમ પ્રકારે કરી શકે એવી શ્રદ્ધા હોવાથી આ લેખકની વૃત્તિમાં એક ઉત્તમ ગ્રંથ તૈયાર કરી શ્રીભકતનાં આહકોમાં ભેટ તરીકે આપવા અભિલાષા પ્રકટે છે.

**શ્રી આચાર્યજી મહાપ્રભુજીની અમૃતમય દૃષ્ટિવડે આ કાર્ય ઉત્તમ પ્રકારે સિદ્ધ થાઓ એવી તેઓ શ્રી પ્રતિ નમ્ર પ્રાર્થના છે.**

**જ. લ. પંડિત.**

**અમદાવાદ.**





# વિષયાનુક્રમ.



## શ્રી ગૌરાંગ પ્રભુ.





# પ્રસ્તાવના.

બાષ્પ, વિદ્યુત્, તથા મુદ્રણકળાએ પૃથ્વિપર વસનારી ભિન્ન ભિન્ન પ્રજાઓને હાલમાં વિશેષ સંબંધમાં આણી છે તથા મનુષ્યોનાં મન વિસ્તૃત કર્યા છે, તેથી કોઇ પણ ખાસ પ્રજાપર સર્વશક્તિમાન પરમાત્મા અવશ્ય કરીને કૃપા કરે છે અને અન્યપર નથી કરતા એવી ભ્રમણા દૂર થતી જાય છે. આશરે ઓગણીસેં વર્ષપર પરમેશ્વરના પુત્ર મહાન પેગંબર ઈસુ ખ્રીસ્ત જ્યુડિયામાં દર્શન આપે છે, તેમ તેજ પરમાત્માની વિભૂતિ પંદરેક સૈકા પછી બંગાલના નવદ્વીપ ( નદિયા ) નામના શાંત નગરમાં પ્રકટ દર્શન આપે છે. આર્યાવર્તમાં આ અવતારને શ્રી ગૌરાઙ્ગ પ્રભુ, શ્રીકૃષ્ણ ચૈતન્ય, અને બીજાં ઘણાં નામોથી ઓળખવામાં આવે છે. ઈસુ ખ્રીસ્તે અનેક ચમત્કારો કર્યા હતા, તેમજ આપણા આ શ્રી ગૌરાઙ્ગ પ્રભુએ પણ અનેક ચમત્કારોથી આપણી પ્રજાને આશ્ચર્યચકિત કરી છે.

**प्रभुना अवतार संबंधमां मननो विशाळ भाव.**

જ્યારે પાશ્ચાત્ય જડવાદથી ડગમગી ગયલી આપણા દેશની શ્રદ્ધાને ખ્રીસ્તીઓની ખ્રીસ્ત પરની શ્રદ્ધાના ઓથવડે ટકાવવાનો પ્રયત્ન કરી એક પક્ષથી ઉપકાર કરવામાં આવ્યો છે, ત્યારે તેના બદલામાં કૃતજ્ઞતા રૂપે આપણે પણ તેમને શ્રીકૃષ્ણ ભગવાન્ અને શ્રીપ્રભુ ગૌરાઙ્ગનાં દૃષ્ટાંતો અર્પવાને તૈયાર છીએ.

**परस्पर उपकार.**

ઓગણીસેં વર્ષપર જ્યૂડિયામાં એક પેગમ્બર જન્મ્યા હતા એ વાત જો ખરી હોય તો અન્ય સ્થાનોમાં જગતના ઇતિહાસનાં ભિન્ન ભિન્ન સમયે અને ભિન્ન ભિન્ન સ્થળે અન્ય પેગમ્બરો દર્શન આપે એ ધારવું અયોગ્ય નથી. આ પ્રમાણે ઇસુ ખ્રીસ્તનો અવતાર જો માનવો યોગ્ય છે, તો શ્રી પ્રભુ ગૌરાઙ્ગના દિવ્ય સ્વરૂપનો સંભવ પણ અવશ્ય સ્વીકારવો જોઇએ. જો આપણે શ્રી પ્રભુ ગૌરાઙ્ગનો અવતાર સ્વીકારીએ છીએ તો ઇસુ ખ્રીસ્તનો પણ અવતાર સંભવે છેજ. ઇસુ ખ્રીસ્તને કલ્પિત પુરુષ માનનારા પોતાના દેશના અવતારોને કલ્પિત ઠરાવે છે અને પોતાના દેશમાં પ્રકટ થયલા મહાત્માઓના તત્વની વાસ્તવિકતા સ્વીકારનારા અન્ય દેશના મહાત્માઓના દૂતત્વની સત્યતા સ્વીકારવાને તત્પર રહેવા જોઇએ.

**पूर्व अने पश्चिम वच्चे समभाव.**

હિંદુ ફિલસુફી એવું જણાવે છે કે કોઈ અવતારનો ઉદ્ભવ ( એટલે પૃથ્વિપર ઇશ્વરનો અવતાર ) એ સ્વાભાવિક છે. શ્રીમદ્ ભગવદ્ગીતાના પવિત્ર પુસ્તકના ચોથા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાન્ ( સર્વશક્તિમાન ઇશ્વર ) કહે છેઃ—

श्री कृष्ण भगवान शुं कहे छे ?

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

હે ભારત ! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનો પ્રાદુર્ભાવ થાય છે, ત્યારે ત્યારે હું પોતાને સર્જું છું. સાધુઓનું રક્ષણ કરવા, દુષ્ટોનો વિનાશ કરવા, અને ધર્મનું સ્થાપન કરવા હું યુગે યુગે અવતાર ધારણ કરું છું; એટલે પાપઉપર ધાર્મિકતાની શ્રેષ્ટતા સ્થાપન કરવાની આવશ્યકતા હોય છે ત્યારે હું અવતાર ધરું છું, એટલે કે પાપ ઉપર ધાર્મિકતાની શ્રેષ્ટતા સિદ્ધ કરી આપવા હું પૃથ્વિપર આવું છું.

विकास अने प्रगतिक्रम.

ઉપરના શ્લોકમાં દર્શાવેલા નિયમની ના પાડવી અસંભવિત છે. જો ઇશ્વર એક સ્થાન ઉપર પેગમ્બર મોકલે છે તો ઇતર સ્થાનોમાં તે અન્ય પેગમ્બરો મોકલે છે એ આશા સ્વાભાવિક છે. મનુષ્ય ઉન્નતમાર્ગ–ગામી પ્રાણી છે, અને જેમ જેમ તે આગળ વધતો જાય છે તેમ તેમ તેને ધર્મરૂપ સંગીન ખોરાકની આવશ્યકતા છે. એબ્રાહામના સમયમાં યાહુદી લોકોને જે પૂરતું લાગ્યું તે ખ્રીસ્તના સમયમાં તેમને બસ ન લાગ્યું. કાળના વધવા સાથે વિચાર-સંક્રમણ સ્વાભાવિક છે.

ते वहेम नथी पण प्रयोगसिद्ध क्रियाओ छे.

વળી અસ્વાભાવિક વાતો ઉપર સ્વાભાવિક આસ્થા બેસતી નથી. દૃષ્ટાંત તરીકે, ફુંક મારીને તથા રોગવાળાં અંગોઉપર હાથ ફેરવીને સાજા કરવાની વાત એકલી તર્કશક્તિથી કોણ માનશે ? આર્યાવર્તમાં રોગો મટાડવાનો આવો યત્ન કરવામાં આવે છે, અને પ્રથમ દૃષ્ટિએ આ ક્રિયા માત્ર વ્હેમનું પરિણામ છે એમ લાગે છે, છતાં જ્યારે ફ્રાન્સમાં એજ ક્રિયા વડે મેસ્મર રોગો મટાડે છે, ત્યારે પ્રાણવિનિમયમાં કંઇક સત્ય છે એટલુંજ નહિં પરંતુ વળી અત્રે ચાલતી એના જેવીજ બીજી રીતો પણ કુદરતના કોઇ શુદ્ધ નિયમઉપર સ્થાપિત થયલી છે એમ સ્વીકારવાની આપણને ફરજ પડે છે. તે વહેમ નથી પણ પ્રયોગસિદ્ધ ક્રિયાઓ છે.

प्रभु ख्रीस्त अने प्रभु गौराङ्ग कल्पित नथी.

અસંભવિત વાતો સ્વાભાવિક રીતેજ આરંભમાં આપણા માનવામાં આવતી નથી; પરંતુ અન્ય દેશમાં અને અન્ય સમયે જો એવીજ વાતો બને છે તો પછી તે માનવામાં આવે છે. પ્રભુ ખ્રીસ્ત કે પ્રભુ ગૌરાઙ્ગ એ બેમાંના કોઇનું પણ નામ કદી ન સાંભળ્યું હોય એવા કોઇ બુદ્ધિમાન પુરુષને જો તમે કહો કે પશ્ચિમ દેશમાં સાધારણ રીતે મનાય છે તેમ ખ્રીસ્ત ઇશ્વરના પેગમ્બર હતા તો તે તમને હસી કહાડશે. પરંતુ જો તમે તેને એમ કહો કે પુર્વ દેશમાં મનાય છે તેમ પ્રભુ ખ્રીસ્તના સંબંધમાં જે ચમત્કારોનાં વર્ણન કરવામાં આવે છે તેવાજ બરોબર ચોક્સ ચમત્કારો પંદર સૈકા પછી નદિયામાં ફરીથી બન્યા છે અને પ્રભુ ખ્રીસ્તની પેઠે પ્રભુ ગૌરાઙ્ગ પણ પોતાની અદ્ભુત શક્તિને લીધે ઇશ્વરના અવતાર મનાયા છે ત્યારે (તે જો નિખાલસ મનનો હશે તો) તેને માનવું પડશે કે એ વાતો ખરી હોવી

જોઈએ. ચમત્કૃતિમય વાતો આવા બે અતિ દૂર રહેલા દેશોમાં અને તે પણ ભિન્ન ભિન્ન સમયે બનેલી છે એ પ્રતિ દૃષ્ટિ નાખતાં તે બન્ને મહાન પુરુષોની દિવ્યતા તેના હૃદયમાં સિદ્ધવત્ લાગશે. પેગમ્બરો જો પરમેશ્વરનો આદેશ લાવનારાજ હોય તો તેઓ પરસ્પર વિરુદ્ધ ભાવોનો કદી પણ ઉપદેશ આપશે નહિ. કેમકે ઈશ્વર એકજ છે, અને તેના નિયમો નિર્વિકારી છે. વાસ્તવિક રીતે આપણે જોઈએ છીએ કે પ્રભુ ખ્રીસ્ત, હજરત મહમદ પેગંબર અને પ્રભુ ગૌરાઙ્ગ મુખ્ય બાબતોમાં એકમત થાય છે. તેઓ ઈશ્વરનો પિતૃભાવ, મનુષ્યનો ભ્રાતૃભાવ, આ જન્મ પછીની સ્થિતિનું અસ્તિત્વ, અને મનુષ્યજાતિનું ઉચ્ચભાવિ પ્રકટ કરે છે. ભિન્ન ભિન્ન દેશમાં અને સમયમાં પ્રકટ થયા છતાં મુખ્ય બાબતોમાં તેઓ એકમત થાય છે એ વાત એ સિદ્ધ કરે છે કે તેઓ કલ્પિત પુરુષો નથી.

**ધર્મ પંથો—સ્વર્ગીય દૂતત્વ.**

મૂર્ખ લોકો એક બીજાના ધર્મના મૂળ પુરુષો સંબંધમાં તકરાર કરે છે. તેઓ પોતાનાની સ્તુતિ કરે છે અને અન્ય સર્વને હલકા પાડે છે. પરંતુ ઇર્ષ્યા વિનાના સત્યશોધક પુરુષની દૃષ્ટિએ તો તેમની પરસ્પરની તકરારથી પ્રત્યેકનું ખરાપણુંજ આવે છે. પ્રભુ ખ્રીસ્ત પેગમ્બર હોય તો હજરત મહમદ તથા પ્રભુ ગૌરાઙ્ગને પણ તેવા ગણવાને આપણે બંધાયલા છીએ. તેમજ જો પ્રભુ ગૌરાઙ્ગ ઈશ્વરના અવતાર માનીએ તો પ્રભુ ખ્રીસ્ત અને હજરત મહમદનાં કાર્યોને સત્યરૂપે સ્વીકારવાને આપણે બંધાયલા છીએ. ઘણા મનુષ્યોએ સ્વીકારેલી કોઈપણ દીવ્ય વ્યક્તિને પેગંબર તરીકે ન માનવાથી પરિણામ એ આવશે કે આપણને જગતના પ્રત્યેક ધર્મના આગેવાનોને પેગંબર તરીકે માનવાની લગભગ ના પાડવી પડશે; કેમકે ઘણાખરા ધર્મપંથો સ્વર્ગીય દૂતત્વ ઉપર રચાયલા છે. બૌદ્ધ, ખ્રીસ્ત અને મુસલમાનો વચ્ચે પેગમ્બરો સંબંધી એક અવિરત તકરાર ચાલી આવે છે. પ્રભુ ખ્રીસ્તના અનુયાયીઓ જો બીજા પેગમ્બરોની વાસ્તવિકતા નહિ સ્વીકારવાનો હક ધરાવતા હોય તો અન્ય પેગમ્બરોના અનુયાયીઓ પણ એમના પેગમ્બરની સત્યતા નહિ સ્વીકારવાનો હક ધરાવે છે. એનું પરિણામ શું આવશે ? બૌદ્ધ અને મુસલમાનો પ્રભુ ખ્રીસ્તનો અનાદર કરશે અને કેવલ ખ્રીસ્તીઓજ તેમને વળગી રહેશે; મુસલમાનો પોતાના પેગંમ્બરને માન આપશે, અને ખ્રીસ્તીઓ તથા બૌદ્ધ બને તેમની અવગણનાં કરશે; અને ભગવાન્ બુદ્ધના સંબંધમાં પણ એમજ થશે. આ પ્રકારે પ્રત્યેક પેગમ્બરની સત્યતાનો અસ્વીકાર થશે. હિંદુઓ સર્વને સમાન બુદ્ધિથી જુએ છે અને પરમાત્મા નિષ્પક્ષપાત છે અને તે સર્વ પ્રજાઓપર વત્સલભાવ રાખે છે એમ માને છે.

**ઐતિહાસિક સામગ્રી.**

પ્રભુ ગૌરાંગનાં દર્શન કરનારા ઉત્તમ વિદ્વાનો તથા પવિત્ર પુરુષો અને તેમના અનુયાયીઓએ શ્રી ગૌરાઙ્ગ પ્રભુના વચનો તથા કાર્યો સૂક્ષ્મતમ વિગત સાથે જાળવી રાખ્યાં છે. તેમનો અવતાર થયો કે તરતજ તેમની પાછળ તેમના જીવન તથા કાર્યો સંબંધી હજારો ગ્રંથો પ્રકટ થયા, અને હજારો સંતો, સંતકુટુંબો અને તીર્થસ્થાનો નિર્માણ થયાં. કોઈ પણ ઐતિહાસિક પ્રસંગનો નિર્ણય કરવા જે મુદ્દાઓ આવશ્યક છે તે સર્વ શ્રીગૌરાઙ્ગ પ્રભુનાં અદ્ભુત કૃત્યોની સત્યતા સિદ્ધ કરવા માટે બરાબર મળે છે. શ્રીગૌરાઙ્ગપ્રભુના પ્રવાસ ચિન્હો

આખા દેશમાં આસામથી કન્યાકુમારી સુધી હજારો સ્થળે જોવામાં આવે છે. કોઈ પણ સ્થાનમાં તેઓ એક વખત બેસતા તો તે પવિત્ર થઈ જતું, તેમ જે સ્થાને તે રાતવાસો કરતા તે પવિત્ર મનાતું; કોઈ નદીમાં તે સ્નાન કરતા તો તેનું નામ બદલાઈ જતું, કેટલાંક ગામોનાં નામ તો તેમના નામપરથી પાડવામાં આવ્યાં હતાં.

**अवतारनो हेतु अने अनुयायीओ.**

શ્રીગૌરાઙ્ગ પ્રભુનો અવતાર થયો ત્યારે નદિયાના બ્રાહ્મણો બુદ્ધિમાં ઘણા આગળ વધ્યા હતા; તેથી શ્રીગૌરાઙ્ગ પ્રભુને ઉત્તમોત્તમ બુદ્ધિવાળા તથા ગાઢ વિદ્વતાવાળા પુરુષોને ઉપદેશ કરવાનો પ્રાપ્ત થયો હતો. શ્રીગૌરાઙ્ગ પ્રભુ આધીનમાં આધીન અને નમ્રમાં નમ્ર ભક્ત તરીકે રહેતા હતા, તેમ છતાં શ્રેષ્ઠ પંક્તિનાં લાખો મનુષ્યો તેમનાં અનુયાયીઓ થયાં હતાં અને તેમને પરમાત્માના અવતાર માનતાં હતાં. પરમાત્મા મનુષ્ય પ્રજામાં પ્રકટે તો તેઓ કેવા પુરુષ હોઇ શકે અને મનુષ્યો તેમની સંગતિ કરી શકે કે નહિ તે દર્શાવવાને તેઓ પૃથ્વિપર પધાર્યા હતા. શ્રીગૌરાઙ્ગ પ્રભુને સર્વ શક્તિમાન પરમાત્માના અવતાર તરીકે શા માટે ગણ્યા છે તે આ ગ્રંથમાં સવિસ્તર સમજાવવામાં આવશે; તોપણ અત્રે એટલું જણાવીએ છીએ કે તેમનું વર્તન, તેમનો સહવાસ અને તેમનું માનસિક બળ એવાં તો માનનીય હતાં કે સર્વોત્તમ બુદ્ધિવાળાં મનુષ્યો પણ તેમને એક દિવ્ય પુરુષ તરીકે પૂજતા. શારીરિક, માનસિક, અને ધાર્મિક બળમાં તે એવા તો પૂર્ણ પુરુષ હતા કે તેમનામાં જે શ્રેષ્ટતા દેખાતી તે મનુષ્ય જાતિને અપ્રાપ્યજ લેખાતી. કેટલાક એમ કહેતા કે સર્વશક્તિમાન પરમાત્માને મનુષ્ય જાતિમાં મનુષ્ય પ્રાણીતરીકે દર્શન આપવાની કદી પણ ઈચ્છા થઇ હોય તો તે શ્રીગૌરાઙ્ગપ્રભુના કરતાં વિશેષ રમણીય અથવા ઉત્તમ રૂપમાં તે પોતાનું દર્શન કદીજ આપી શકે નહિ. તેમની શક્તિઓ મનુષ્ય કરતાં વિશેષ હતી; તેમનો સહવાસ, દર્શન અથવા સ્પર્શ ક્રૂરમાં ક્રૂર મનુષ્યોને અને વજ્રહૃદયના પાતકીઓને સંત કરી દેતાં. રાજાઓ, ઠાકોરો, મંત્રીઓ, યોદ્ધાઓ અને પણ્ડિતો જનસમાજનો ત્યાગ કરી તેમની આજ્ઞાથી સન્યાસી બન્યા હતા. તેમના ઉપદેશથી મનુષ્યની દૃષ્ટિ આગળ એક અદ્ભુત અને પૂર્વે કદી પણ નહિ જોએલું એવું સુંદર જગત પ્રતીત થતું હતું.

**परमात्मानो आदेश अने मनुष्यनुं अमरपणुं.**

શ્રી ગૌરાઙ્ગ પ્રભુનું જીવન સર્વ મનુષ્ય જાતિને કિમતી છે. સર્વશક્તિમાન પરમાત્મા મનુષ્ય જાતિને સ્નેહના આદેશો મોકલેજ છે એ વાતો સિદ્ધ કરે એવા પ્રસંગો એમાં રહેલા છે. જો આ પ્રશ્ન એકવાર સ્થાપિત થઇ જાય તો મનુષ્યનું દૈવ ખરેખર સુખી નિવડે છે. કેમકે ઈશ્વર તરફથી પ્રેમના આદેશો પ્રાપ્ત થાય છે તેપરથી એમ સિદ્ધ થાય છે કે ઈશ્વર **માયાળુ અને પ્રેમી છે, અને મનુષ્ય અમર છે, તથા તેનું ભાગ્ય મ્હોટું છે. મનુષ્યને જો એક અનંત સુખી જીવનની ખાત્રી આપવામાં આવે તો આ જગતનાં ક્ષણિક દુઃખોથી તે વધારે સમય અસ્થિરતા તથા દુઃખ પામશે નહિ.**

વાચક ! નક્કી જાણજો કે આપણે એકજ પિતાની પ્રજા છીએ, અને સૌ સૌની આવશ્યકતા પ્રમાણે સર્વને પૂરૂં પાડવા સારૂ પ્રભુ પાસે પુરતું ધન તથા પ્રેમસંપત્તિ છે.

ઈશ્વરની ગતિ ગહન છે. મનુષ્યની પાસે ધનમાં માત્ર તેનો ધર્મ છે. વારંવાર બોલાતા અને અસ્પષ્ટ સમજાતા ધર્મ શબ્દમાં કેવો અકથ્ય ખજાનો ગુપ્ત રહેલો છે! ભૂમિ, સુવર્ણ, ઋદ્ધિ, અને એના જેવાં ક્ષણિક સુખો મનુષ્ય જાતિને કેવાં ભ્રમમાં નાખે છે! આ સર્વ શ્રી ગૌરાઙ્ગ પ્રભુના જીવનથી સ્પષ્ટ થાય છે. તેમનાં ચરિત તથા વચન ઘણા મનુષ્યોના જાણવામાં નથી. આર્યાવર્તમાં એમણે જે મહાન્ કાર્યો કર્યાં છે તે સઘળી પ્રજાઓને ઉપકારક થવાં જોઇએ. ઈશ્વરનું કાર્ય વ્યર્થ જઇ શકે!

જીવનવૃત્તાંત સર્વ પ્રજાઓને ઉપકારક છે.

શ્રી ગૌરાઙ્ગપ્રભુના જીવનના અધ્યયનથી સમજવામાં આવશે કે ઇશ્વર એક છે. એટલુંજ નહીં, પરંતુ પિતા પોતાના બાલકપર, અથવા સ્ત્રી પોતાના સ્વામીપર જેટલો સ્નેહ રાખે છે તે કરતાં તે મનુષ્યપર વિશેષ પ્રેમ રાખે છે, અને તેણે મનુષ્યને ઉત્તમ હેતુઓ માટે,–શાંતિ અને સંતત વૃદ્ધિ પામતા આનંદવાળા પોતાના અવિનાશી ધામમાં તેને પોતાનો સદૈવનો પ્રિય સાથી બનાવવાને નિર્માણ કર્યો છે.

**મનુષ્યજાતિ ઉપર પરમાત્માનાં સુખોની વૃષ્ટિ થાઓ! આપણે સર્વ બંધુઓ છીએ, એકજ પિતાની પ્રજા છીએ અને સુખશાન્તિમાં એક બીજા સાથે રહેવાને તથા ક્ષણિક નિર્જિવ સંપત્તિ માટેના કલહથી દૂર રહેવાને નિર્માણ થયલા છીએ. આ વિચારો આપણને વાસ્તવિક રીતે સમજાઓ! મનુષ્યજીવનનો હેતુ ઇશ્વરપ્રાપ્તિ છે એ આપણાં હૃદયમાં દૃઢ થાઓ!!**

અસ્તુ.

---

# श्रीमङ्गलम्.

જ્ઞાનાતીત, માયાતીત, તને સહુ ભાખે છે,
તેથી શું આ ક્ષુદ્ર જીવ, તને નહિં મેળવે?
ભક્તિ અને સ્નેહમાં, જો ભૂલે મ્હારો નાથ નહિં,
તો કહો મુજ પ્યારા કહી, કોને જીવ બોલાવશે?

જીવનપતિ, જનક, સખા, સ્વામી, સંબંધી સહુ.
મોટા હોવ તોપણ, આપ ભાવે દૂર કર્યાં છે;
કરુણા પરતંત્ર હો, તો આવો પ્રભુ પ્રાણનાથ?
મનની બે વાતો કહેવા, પ્રાણ ધરી રાખ્યા છે.

વાણી અને મનથી, અતીત થઇ રહેશો તો,
કેમ બલરામદાસ, ચરણ શરણ પામશે?
મધુસૂદન પરમદીન, મળવાની શક્તિ હીન,
જોઇ જોઇ દૂરથી, અમૃત ચરિત્ર ભાખશે.

# श्रीकृष्णभक्ति स्तोत्राणि.

स जयत्यतिशुद्धविक्रमः
कनकाभः कमलायतेक्षणः ।
वरजानुविलम्बि सद्भुजो
बहुधा भक्तिरसाभिनर्त्तकः ॥

नमामि चैतन्यमजं पुरातनं
चतुर्भुजं शङ्खगदाब्जचक्रिणम् ।
श्रीवत्सलक्ष्माङ्कितवक्षसं हरिं
सद्भालसंलग्नमणिं सुवाससम् ॥

वदामि किञ्चिद्भगवत्कथां सतां
हर्षाय किञ्चित् स्खलनं यदा भवेत् ।
तदात्र संशोधयितुं महत्तमाः
प्रमाणमेवात्र परोपकारिणः ॥

चैतन्यचन्द्र तव पादनखेन्दुकान्ति–
रेकादशेन्द्रियगणैः सहजीवकोषम् ।
अन्तर्बहिश्च परिपूरय तस्य नित्यं
पुष्णातु नन्दयतु मे शरणागतस्यः ॥

चैतन्यचन्द्र तव पादसरोजयुग्मं
दृष्ट्वापि ये त्वयि विभो न परेशबुद्धिम् ।
कुर्वन्ति मोहवशगा रसभावहीना–
स्ते मोहिता विततवैभवमायया ते ॥

चैतन्यचन्द्र नहि ते विबुधा विदन्ति
पादारविन्दयुगलं कुत एव चान्ये ।
येषां मुकुन्द दयसे करुणार्द्रमूर्त्ते
ते त्वां भजान्ति प्रणमन्ति विदन्ति नित्यम् ॥

नत्वा वदामि तव पादसहस्रपत्र-
माज्ञा विभो भवतु ते मम तत्र शक्तिः ।
भूयाद् यथा तव कथामृतसारपूर्णा
वाणी वरेण्य नृहरे करुणामृताब्धे

राम राघव राम राघव राम राघव पाहिमाम् ।
कृष्ण केशव कृष्ण केशव कृष्ण केशव त्राहिमाम् ॥

वेदानुरक्तो भगवान्भवान्प्रभु-
र्लोकोऽपि जानाति कदाचिदन्वपि ।
सम्मोहितात्मा तव मायया प्रभो
लोके पदाब्जश्च तवाहमुग्रतः ॥
पुरा पृथिव्यां वसुदेवगेहे-
ऽवतीर्य कंसादि महासुराणाम् ।
कृत्वा वधं त्वं प्रतिपाद्य धामं
भूदेवगेहे पुनराविरासीत् ॥
स्वकीयमाधुर्यविलासवैभव-
मास्वादयंस्त्वं स्वजनं सुखाय च ।
कृतावतारो जगतः शिवाय
मां पाहि दीनं करुणामृताब्धे ॥
वैराग्यविद्यानिजभक्तियोग-
शिक्षार्थमेकः पुरुषः पुराणः
श्रीकृष्णचैतन्यशरीरधारी
कृपाम्बुधिर्यस्तमहं प्रपद्ये ॥
कालान्नष्टं भक्तियोगं निजं यः
प्रादुष्कर्तुं कृष्णचैतन्यनामा ।
आविर्भूतस्तस्य पादारविन्दे
गाढं गाढं लीयतां चित्तभृंगः ॥

कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण हे ॥
कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण हे ॥

कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण रक्ष माम् ॥
कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण पाहि माम् ॥

श्रीराम गोविन्द हरे मुरारे ।
जनार्दन श्रीधर वासुदेव ॥
स्वभक्तरक्षाकर राघवेन्द्र
सीतापते लक्ष्मणप्राणनाथ ।
सुग्रीवहृद् वालिवघातिदुःखित
मरुत्सुतानन्ददरावणारे ॥

मेघैर्मेदुरमंबरं वनभुवः श्यामास्तमालद्रुमै—
र्नक्तं भीरुरयंस्त्वमेव तदिमं राधे गृहं प्रापय ।
इत्थं नन्दनिदेशतश्चलितयोर्प्रत्यध्वकुंजद्रुमे
राधामाधवयोर्जयन्ति यमुनाकुले रहःकेळयः ॥
जयजय जगदीश प्रेमपूर्ण प्रकाश
सकलजननिवासानन्तभोगेन्द्रशायिन् ।
निजजनमतिमत्तभृंगचुम्बितस्वपाद—
सरसिज विरहार्त्तं पाहि मां दीनबन्धो ॥
मत्प्राणसर्वस्व गौरचन्द्र मामुद्धर प्रभो ।
नित्यानंदप्रियो गौर गदाधर रसप्रद ॥
नीलाद्रौ शङ्खमध्ये शतदलकमले रत्न सिंहासनस्थं
सर्वालंकारयुक्तं नवघनरुचिरं संस्थितं चाग्रजेन ।
भद्रायावामभागे रथचरणयुतं ब्रह्मरुद्रादिवन्द्यं
वेदानां सारमेकं सकलगुणमयं ब्रह्मपूर्णं स्मरामि ॥
यशोदानन्दनः कृष्णः श्रीगोपीप्राणवल्लभः ।
श्रीराधारमणो रामानुजो रासरसोत्सुकः ॥
रोहिणीनन्दनः कृष्णो यज्ञो रामो बलो हरिः ।
रेवतीप्राणनाथश्च रासकेलिमहोत्सवः ॥



# श्री अद्वैताचार्यनी स्तुति.

પ્રસિદ્ધ નવદ્વીપ નગરથી થોડાક માઇલ દૂર આવેલા શાન્તિપુર નામના કસ્બામાં શ્રી અદ્વૈતાચાર્ય નામના એક સત્પુરુષ રહેતા હતા. ઘણા પ્રતિષ્ઠિત મનુષ્યો નવદ્વીપમાં ઘર રાખતા તેમ તેમણે પણ એક ઘર નવદ્વીપમાં રાખ્યું હતું. જગત્માં જણાતી દુષ્ટતા તથા દુઃખથી તેમના સહૃદય અંતઃકરણમાં અત્યંત વેદના થતી. આનો ઉપાય પ્રાપ્ત કરવા તેમણે સર્વશક્તિમાન્ પરમાત્માની સહાય માગવા માંડી. દૃઢ, અવિકારી નિશ્ચય કરી ભાગિરથીના તટપર તેઓ બેસતા અને શ્રીકૃષ્ણ ભગવાન્ની (વિશ્વના આત્મા તથા પિતાની) સ્તુતિ કરતા.

"પરમપિતા શ્રીકૃષ્ણ ! મ્હારા પ્રભુ અને વ્હાલા ત્રાતા ! મનુષ્ય જાતિનાં દુઃખની મને વેદના થાય છે. આ દુઃખનું કારણ તેમની પોતાની દુષ્ટતા છે એવું હું જાણું છું. ઈશ્વરનો પિતૃભાવ તથા મનુષ્યનો ભ્રાતૃભાવ તેઓ વિસરી ગયા છે, અને એક અસ્થિના ટૂકડા માટે જેમ કૂતરાં વઢી મરે તેમ અવિરત સ્વાર્થીપણાના હેતુથી તેઓ લડી મરે છે. તેમણે જાણવું જોઈએ કે સંસારનાં સુખો ક્ષણિક હોવાને લીધે, તેમાં વાસ્તવિક સુખ મળતું નથી; એમ છતાં એવાં સુખો સારુ તેઓ પોતાના ભાવિ જીવનનો ભોગ આપે છે; તેમણે જાણવું જોઈએ કે આપ ભલા, દયાવાન્ અને પ્રેમી છો. એમ છતાં તેમનાં અંતઃકરણમાં તમને સ્થાન આપતા નથી. મારા વ્હાલા પ્રભુ ! મારા જાતિબંધુઓનાં કષ્ટથી મારું હૃદય ચીરાઈ જાય છે; તોપણ તેમના જેવો જ હું પાતકી હોવાથી તેમને કશો પણ લાભ કરી શકતો નથી. એટલા માટે આપ આપની પ્રજામાં પધારો. આપ પોતેજ તેમને દર્શન આપો અને આપ કેવા ભલા છો, તે તેમને દેખાડો. તમારી પ્રાપ્તિ શી રીતે કરવી એ આદેશ અને દૃષ્ટાંતથી તેમને શીખવો. માત્ર આ ઉપાય વડેજ તેઓ તમારા પ્રતિ પૂજ્ય તથા પ્રેમભાવ રાખતાં શીખશે અને એમ કરીને પોતાનાં દુઃખોનો અવધિ આણશે. આ કાર્ય મહાન્ છે, અને કેવળ આપજ તે પાર ઉતારી શકો એમ છે. માટે પધારો ! પધારો ! મ્હારા પ્રભુ ! આપ જોકે અદૃશ્ય છો તોપણ સદૈવ આપ અમારી સાથે જ છો !"

કોઈ કોઈવાર તેઓ હૃદય જોડી આંખમાંથી આંસુ પાડતા ને પ્રભુને પ્રકટ થવાને વિનવતા અને કહેતાઃ "આપ અપ્રાપ્ય, અદૃશ્ય, અજ્ઞેય અને નિઃસીમ છો, છતાં મનુષ્યરૂપમાં દર્શન આપો કે તેથી અમે કંઈ પણ ભય વિના આપની સમીપ આવીએ. આપનું પૂર્ણ મનોહરતાવાળું દર્શન આપો કે તેથી અમે આપનાપર પ્રેમ કરીએ. આપે આપનાં બાળકો સારુ શું કરવું જોઈએ એનું મારે આપને સૂચન કરવું એ મિથ્યા ગુમાન છે. પરંતુ પ્રભુ ! મનુષ્યદુઃખના વિચારથી મારું હૃદય ચીરાઈ જાય છે." આ પ્રમાણે તેમણે અઠવાડીઆંનાં અઠવાડીઆં, મહિનાના મહિના, અને વર્ષનાં વર્ષ સ્તુતિ કરવામાં વ્યતીત કર્યાં. માંદગી, શોક, મુશ્કેલી કે કશાથી પણ અદ્વૈતાચાર્ય પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ. '**अर्थं साधयामि वा देहं पातयामि**' એવો એમણે નિશ્ચય કર્યો હતો. એક દિવસ તેઓ સ્તુતિ કરતા હતા ત્યારે એકાએક દૈવી આનંદનો તેમના હૃદયપર આભાસ જણાયો. આથી તેઓ આનંદમાં ને આનંદમાં નૃત્ય કરવા લાગ્યા અને વદવા લાગ્યા કે "**મેં પ્રભુને નીચે આણ્યા છે.**" તેમના એક શિષ્ય હરિદાસ પાસે ઊભેલા હતા, તેમણે આ અસાધારણ આનંદનું કારણ પુછ્યું, ત્યારે અદ્વૈતાચાર્યે ઉત્તર આપ્યોઃ "**મને લાગે છે કે પ્રભુ પધાર્યા છે, અને આ વિચારથી મારું હૃદય પરમાનંદથી ઉભરાઈ જાય છે.**" પરંતુ કેવી રીતે, ક્યારે અને ક્યાં પ્રભુ પ્રકટ થશે એનો તેમને કંઈ પણ સ્પષ્ટ ખ્યાલ ન હતો.



# प्रीतम प्रभु श्रीकृष्ण.*

**वासुदेवनां लग्न अने कंस.**

શ્રી અદ્વૈતાચાર્ય પોતે વૈષ્ણવ હતા અને તેથી પરબ્રહ્મના—ચાર હજાર વર્ષ પૂર્વે આર્યાવર્ત-ના વાયવ્ય પ્રાંતના મથુરાં નગરમાં પ્રકટ થયેલા—નવમા અવતાર શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરતા હતા. હિંદુઓના મહાન્ ધર્મકાવ્ય મહાભારતમાં શ્રીકૃષ્ણ ભ-ગવાનનું જીવનવૃત્ત આલેખેલું છે; પરંતુ સવિસ્તર વૃત્તાંત તો વૈષ્ણ-વોના પ્રાચીન ધર્મપુસ્તક શ્રીમદ્ ભાગવત અને અન્ય ગ્રંથોમાં મળી આવે છે. કંસ નામના એક અસુરે મથુરાની ગાદી બળાત્કારે લઇ લીધી હતી. તેણે પોતાની ભગિની યાદવકુળના એક પ્રટાયા વસુદેવ સાથે પરણાવી હતી. વસુ-દેવ એક રથમાં પોતાની પત્નિને લઇ પોતાને ઘેર વિદાય થતા હતા અને કંસ તે રથને હાં-કતો હતો; તેવામાં એકાએક એક સ્વર્ગીય સ્વર સંભળાયો: " મૂર્ખ ! તારી ભગિનીનું આઠમું સંતાન તારા મૃત્યુનું કારણ થઇ પડશે. "

**देवकीनां बालकोनो नाश.**

પોતાની ભગિનીનો નાશ કરવાના હેતુથી કંસે તરતજ પોતાનું ખડ્ગ ખેંચ્યું; પરંતુ નિર્દોષ સ્ત્રીની હત્યા કરતાં વસુદેવે તેને અટકાવ્યો, અને સ-મજાવ્યો કે એની જે પ્રજા થાય તેનું તારી ઇચ્છા પ્રમાણે કરવા નું સ્વતંત્ર છે. આથી જ્યારે દેવકીને બાળક જન્મતું ત્યારે તે તેને મારી નાંખતો. વસુદેવ અને દેવકીને રક્ષકોની સંભાળમાં એક કારા-ગૃહમાં રાખવામાં આવ્યાં હતાં,. અને તેથી તેમને જે સંતાન થતાં તેમને તેઓ ગુપ્ત રાખી શકતાં હતાં નહિ.

**देवकीनो पुत्र**

સાત સંતાનનો ઉપર પ્રમાણે કંસે વધ કર્યો અને આઠમી વાર સર્વશક્તિમાન્ પરમાત્મા દેવકીના બાળકરૂપે પ્રકટ થયા. વસુદેવ સ્વર્ગીય આજ્ઞાનુસાર મધ્યરાત્રીએ પ્રસવેલા બાળકને પોતાના નંદ નામના મિત્રને ત્યાં ગોકુલમાં લઇ જવા તત્પર થયા. બાળકને હાથમાં લેતાંજ કારાગૃહનાં દ્વાર સ્વતઃ ઉઘડી ગયાં. રક્ષકો નિદ્રાધીન થઇ પડયા અને કોઈ અદૃશ્ય સત્તાથી પ્રત્યેક અંતરાય દૂર થયો. યમુના નદીનાં પૂર ઉતરી ગયાં અને સરલતાથી યમુના પાર જઇ શકાયું. તેજ મધ્યરાત્રીએ નંદની સ્ત્રી યશોદાને પુત્રી જન્મી

---

*શ્રી ગૌરાંગ પ્રભુના જીવનની યોગ્ય સમજ માટે શ્રીકૃષ્ણ ભગવાનના જીવનનું જ્ઞાન આવશ્યક છે. એવીજ રીતે શ્રી ગૌરાંગ પ્રભુના જીવનના પૂર્ણજ્ઞાનવિના શ્રીકૃષ્ણની લીલાનો સત્યાર્થ કોઈ પણ મનુષ્ય સમજવા શક્તિમાન્ થઇ શકવાનો નથી. શ્રીકૃષ્ણ ભગવાનના જીવનમાં વાચકને કોઇપણ વાત નહિ સમજાય એવી લાગે તો શ્રી ગૌરાંગપ્રભુના જીવનમાં તે પૂર્ણ રીતે સમજાવેલી જણાશે.

યશોદાની સોડમાં.

હતી. તે સુતિકાગૃહમાં નિદ્રાવશ હતી ત્યાં વસુદેવે પ્રવેશ કર્યો. પોતાના પુત્રને ત્યાં મૂક્યો, પુત્રીને લઇ તેઓ પાછા મથુરાં ગયા, અને પુત્રીને દેવકીના પાસામાં મૂકી. આ સમયે પ્રત્યેક બાબત દીવ્ય રક્ષણ નીચે બનતી હતી તેથી વસુદેવને કાંઇપણ અંતરાય નડ્યો નહિ. વસુદેવ અને દેવકી સિવાય અન્ય કોઇને પણ આ વાતની ખબર પડી ન હતી.

બાલકી રુપે મહામાયા શક્તિ.

દેવકીને પુત્રી અવતરી છે, તેના સમાચાર પ્રભાતમાં કંસને મળતાં તે તત્કાળ તેનો નાશ કરવા કારાગૃહમાં ગયો અને બાલકીને એણે જેવી ઉંચકી તેવીજ તે હાથમાંથી સટકી ગઇ અને આકાશમાં ઉડતાં ઉડતાં બોલી "જે બાલકની તું ચિંતા રાખે છે તે તો ક્યારનાએ જન્મ્યા છે અને એ તારા હાથમાં આવે એમ નથી." શ્રી દુર્ગાદેવી કે મહામાયા શક્તિ આ બાલકીરૂપે પ્રકટ્યાં હતાં. પોતાના હેતુમાં નિષ્ફલ થવાથી તેણે પોતાના રાજ્યનાં સર્વ નવાં જન્મેલાં બાલકોને કાવત્રાંથી વિનાશ કરવાનો નિશ્ચય કર્યો. જે બાલકવડે પોતાનો નાશ થવાનો છે તે બાળક નંદ અને યશોદાના ઘરમાં મોટો થાય છે એવી શંકા પણ કંસને આવી હતી.

કંસનો પ્રયત્ન.

શ્રીકૃષ્ણ ભગવાન તો નંદને ઘેર મોટા થતા હતા. નંદ જાતે ગોવાળ હતા, તેથી ઢોરો ચારવા માટે જે જગ્યાનો ઉપયોગ કરતા તે જગાનું ગણોત તેઓ કંસને ભરતા હતા. તે ગામના સર્વ લોકો પણ એમના જેવાજ ગોવાળીયા હતા, અને તે સર્વ ઘણું સરલ, શાન્ત, સુખી જીવન ગાળતા હતા. શ્રીકૃષ્ણ ભગવાનના આવ્યા પછી તેમના પર એક પછી એક ભયના પ્રસંગ આવવા લાગ્યા. કંસને શંકા ઉપજી હતી કે શ્રીકૃષ્ણના હાથે પોતાનું મૃત્યુ થશે તેથી તે રાક્ષસોની મદદથી તેમનો નાશ કરવાને મથતો હતો.

રાક્ષસોનો પ્રપંચ અને વિનાશ.

શ્રીકૃષ્ણ ભગવાને આ સર્વ રાક્ષસોનો એક પછી એક નાશ કર્યો. પૂતના માસી શ્રીકૃષ્ણને ધાવણ સાથે વિષ આપવાની ઇચ્છાથી ધવડાવવા બેઠી, ત્યારે ભગવાન એનું રુધિર શોસવા લાગ્યા. સુંદર સ્રીનું રૂપ ધારણું કરી ધવડાવનાર પૂતનાએ વિકાળ રાક્ષસીનું રૂપ ધારણ કર્યું, પણ તેનું શ્રીકૃષ્ણ ભગવાન આગળ કંઇ ચાલ્યું નહિ અને તે મૃત્યુ પામી. એક દૈત્ય વટોળીઆના રૂપમાં એ દીવ્ય બાલકને ગેબ કરી દેવા સારુ આવ્યો, પરંતુ એ પણ પૂતનાની પેઠે પરાભવ પામ્યો. પછીથી એક રાક્ષસ બગલાનું રૂપ ધરી આવ્યો અને શ્રીકૃષ્ણ ભગવાનને ગળી જવાનો યત્ન કરવા લાગ્યો; પરંતુ એમાં તે માર્યો ગયો. એક ગર્દભાકાર પશુદૈત્યના સ્વાધીનમાં એક સુંદર તાલવાટિકા હતી તેનાં ફળો તે કોઇને લેવા દેતો ન હતો. જાતે ગર્દભ હોવાથી તે તેનાં ફળ ખાઇ શકતો ન હતો અને જ્યારે કોઇપણ તે વાટિકામાં ફળ ખાવા જતું ત્યારે હસરા જેવા બેસૂર સ્વરથી ભૂંકતો ભૂંકતો તે મનુષ્યપર હુમલો કરતો અને લાતપ્રહાર વડે તેને મારી નાંખતો. એ રાક્ષસ પણ શ્રીકૃષ્ણ ભગવાનને હાથે માર્યો ગયો. આ પ્રમાણે અન્ય ઘણા દૈત્યો જેમણે શ્રીકૃષ્ણ ભગવાનનો નાશ કરવા પ્રયાસ કર્યો, તે સર્વનો શ્રીકૃષ્ણ ભગવાને નાશ કર્યો.

**केटलाक वैश्नवोनी राक्षसो संबंधमां कल्पना.**

ઉપરની વાતોને ખરી માનનારા ધાર્મિક મનુષ્યો છે, તેમજ તેને માત્ર દૃષ્ટાંતરૂપે ગણે એવા પણ ધાર્મિક લોકો છે. એ પાછલા લોકોના મત પ્રમાણે પૂતના એ કાંઇ ખરેખર રાક્ષસી નથી, પરંતુ જે જડવાદશિક્ષણ, શાસ્ત્રનિંદા તથા નાસ્તિકતા કરાવે છે તેના પ્રતિનિધિરૂપે પૂતના છે; વટોળીઓ એ મિથ્યાવાદ, અને બગલું એ ધૂર્ત અથવા ઢોંગીને સ્થાને છે. સંસ્કૃત સાહિત્યમાં બગલાને ઢોંગીને સ્થાને લેખવામાં આવે છે, કેમકે તેના મસ્તકપર પવિત્ર હિંદુની પેઠે એક ગુચ્છો હોય છે, તથા ધ્યાનાવસ્થિત ધાર્મિક મનુષ્યની સ્થિતિમાં તે બેસી રહે છે, અને તેમ છતાં તેનો હેતુ પોતાનો ભક્ષ પકડવાનો હોય છે; કાંઇ પોતાના આત્માને શુદ્ધ કરવાનો હોતો નથી. ગર્દભ એ તો જે આચાર્ય, પોતે ધર્મનાં ફલ ભોગવતો નથી, તેમજ અન્યને તે ભોગવવા દેતો નથી તેનું રૂપક છે. સંક્ષેપમાં અમુક વર્ગના ધાર્મિક વૈષ્ણવોના અભિપ્રાય પ્રમાણે ઈશ્વરપ્રતિનાં પ્રેમ અને ભક્તિને જે વિરોધી શક્તિઓ ગુંગળાવી નાખે છે તે આ દૈત્યો છે.

**श्री कृष्ण अने तेमनुं आकर्षक स्वरुप.**

જે બનાવો વિષે આપણે બોલ્યા, તેને શ્રી ગૌરાઙ્ગ પ્રભુના જીવન સાથે બહુજ ઓછો સંબંધ છે. શ્રીકૃષ્ણ ભગવાન નંદને ઘેર માતા યશોદાની સંભાળમાં મોટા થયા. તેમનો વર્ણ કાળો હતો પરંતુ તેમાંથી તેજ પ્રકાશતું હતું. એમના સૌન્દર્યથી આંખો અંજાઇ જતી, અને તેમની માતા તેમને એવાં વસ્ત્રાલંકાર સજાવતી કે તેમની કાન્તિ વિશેષ દીપી નીકળતી! તે સર્વને પોતાના પ્રતિ આકર્ષતા હતા અને એથીજ લોકો તેમને કૃષ્ણ (એટલે જે આકર્ષે છે તે) કહેતા. આ રમતીયાળ બાળ પોતાની માતા સાથે બાલચેષ્ટા કરતા અને પરિણામ એ આવતું કે તેમનો તેના પ્રતિ પ્રેમ વધ્યાં જતો. ખરેખર વૃન્દાવનના લોકો એમના પર વિશેષ પ્રેમ રાખતા હતા, સ્ત્રીઓ તો તેમને પોતાના પતિઓ કરતાં પણ વિશેષ ચહાતી હતી. માતાઓ તેમના પર પોતાના બાલક કરતાં વિશેષ પ્રેમ રાખતી. આનું કારણ એ હતું કે શ્રીકૃષ્ણ ભગવાન સર્વ વસ્તુના આત્મા, મૂળ, તથા મુખ્ય ચાલક સત્તારૂપે હતા અને તેથી તે સર્વના હૃદયને પોતાના પ્રતિ આકર્ષતા હતા.

શ્રીકૃષ્ણ ભગવાને પોતાના જીવનનાં અગિયાર વર્ષ વૃન્દાવનમાં ગાળ્યાં. તેમના પિતા નંદરાયે તેમને ગાયો ચારવાનું કામ સોંપ્યું હતું. ગામના સર્વ ગોવાળીઆઓ તથા તેમના

**बलराम.**

મોટા ભાઈ બલરામ તેમની સાથે જતા હતા. બલરામ શ્રીકૃષ્ણ ભગવાનના પિતા વસુદેવની રોહિણી નામની બીજી સ્ત્રીને પેટે જન્મ્યા હતા. શ્રીકૃષ્ણ ભગવાનના પિતા વસુદેવ અને તેમના પાલક પિતા નંદરાયની વચ્ચે ગાઢ મૈત્રિ હતી. કંસ, બલરામ તથા રોહિણીને પણ કદાચિત કનડશે એવો ભય લાગવાથી વસુદેવે તેમને પણ નંદરાયના રક્ષણમાં સોંપ્યાં હતાં. આ પ્રમાણે શ્રી કૃષ્ણ ભગવાન અને બલરામ ભિન્ન ભિન્ન માતાઓને પેટે જન્મેલા એકજ પિતાના પુત્રો હતા અને તેઓ બંને નંદરાયને ઘેર મોટા થતા હતા.

બલરામ પણ દીવ્ય વ્યક્તિ હતા. તેમનામાં સર્વશક્તિમાન પરમાત્માનો અંશ હતો; તેમ છતાં પરબ્રહ્મ પરમાત્મા તો શ્રીકૃષ્ણ ભગવાનજ હતા. શ્રીકૃષ્ણની આસપાસ

**શ્રીકૃષ્ણ ભગવાનની સાથેનાં પાત્રો કોણ હતાં?**

વૃન્દાવનમાં જેટલાં પાત્રો હતાં તે સર્વ ઈશ્વરભક્ત હતાં, અને મુક્તિ મેળવી તેમણે પરમ સુખ સંપાદન કરેલું હતું. તે સર્વ દીવ્ય વ્યક્તિઓએ શ્રીકૃષ્ણનું મહાન્ કાર્ય પાર પાડવામાં સહાયભૂત થવા સારુ માણસનાં રૂપો ધારણ કીધાં હતાં, એ વાર્તા આપણે સ્મરણમાં રાખવી જોઈએ.

**શ્રી કૃષ્ણજન્મનું મહાન કાર્ય.**

શ્રીકૃષ્ણ ભગવાનના જન્મનું મહાન્ કાર્ય મનુષ્ય જાતિએ કંઈ પણ સ્વાર્થ કે બદલાની આશા સિવાય, માત્ર તેમની પોતાની પ્રાપ્તિની ખાતરજ પ્રેમ કેવી રીતે કરવો તથા ઉતમોત્તમ સ્વર્ગ જે ગોલોક તેમાં તેમની સંગતિ કેવી રીતે અનુભવવી એ શિખવવું, એ હતું. તેમણે મનુષ્યમાં પ્રેમવૃત્તિ સ્થાપી હતી, તથા મિત્રો અને સ્નેહી સંબંધીઓ કરી આપ્યાં હતાં, એવા ઉદ્દેશથી કે એ પરસ્પરમાં પ્રેમવૃત્તિ કેળવી આખરે પોતાની સાથે પ્રેમ કરવાનું શીખે. આ પ્રમાણે સમાજમાં કેળવાતી આ પ્રેમવૃત્તિ-મુક્તિ મેળવવાના હેતુ માટે અંતે ઈશ્વરપ્રતિ કેવી રીતે દોરવાય છે એ દેખાડવું એજ શ્રીકૃષ્ણનું આ જગતમાં મુખ્ય કાર્ય હતું.

**મુક્તિનું સ્વરુપ.**

હવે મુક્તિ એટલે શું? **નિર્વાણની પ્રાપ્તિ** અથવા તો **પ્રવૃત્તિના મહાપ્રવાહમાં મનુષ્યના આત્માનું સમ્મેલન** એ કંઈ મુક્તિ નથી; પરંતુ **ઉત્કૃષ્ટ અસ્તિત્વ** તથા **ઈશ્વરની સદૈવ સંગતિ પ્રાપ્ત કરવી એ વાસ્તવ મુક્તિ છે.**

શ્રીકૃષ્ણ ભગવાન્ અને બળરામ બીજા બાળકો સાથે પોતાની ગાયો રોજ પ્રાતઃકાલે વૃન્દાવનમાં ચારવા માટે લઈ જતા હતા. શ્રીકૃષ્ણ ભગવાનનાં માતા તેમનાથી છૂટા પડતી વખતે નેત્રમાં અશ્રુ પાડતાં, કેમકે થોડોક વખત પણ તે દૃષ્ટિથી દૂર જતા તેનો વિયોગ તે સ્હેલથી ખમી શકતાં ન હતાં. ગોવાળીઆઓ રસ્તે, ખેતરોમાં નાચતા, ગાતા, રણશિંગડાંઓ વગાડી કલ્લોલ કરતા, નાના પ્રકારના ખેલ ખેલવામાં પોતાનો વખત ગાળતા; આ

**ભગવાનની બાળચેષ્ટા.**

ખેલોમાં શ્રીકૃષ્ણ ભગવાન્ કોઈ કોઈવાર હારતા અને કોઈ કોઈવાર જીતતા. કોઈ કોઈ વાર તેઓ યમુનામાં તરતા અને કોઈ કોઈવાર વનફલો ભેગાં કરી ખાતા. પોતાની રમતગમતોના સોબતી સર્વશક્તિમાન્ પરમાત્મા છે એવી એ યુવાન્ બાલોને લેશ પણ કલ્પના ન હતી. તેઓ તેને માત્ર પોતાના જેવો ગોવાળીયો ગણતા, તોપણ તે સર્વનો તેમનાપર એટલો તો પ્રેમ હતો કે તેમની સ્હેજ પણ ઈચ્છાને આધીન થવા માટે તેઓ પોતાનો પ્રાણ આપવાને તત્પર હતા. શ્રીકૃષ્ણ ભગવાનનો પણ તેમનાપર અત્યંત પ્રેમ હતો, અને તે પ્રેમ એવો તો નિઃસ્વાર્થ હતો કે પ્રત્યેક બાલક એવું માનતો કે હું એનો ખાસ પ્રિય મિત્ર છું. પુનઃ ઘેર જવાનો સમય થતો ત્યારે સાધારણ રીતે શ્રીકૃષ્ણ ભગવાન્ બંસી વગાડતા અને પોતાનો ઈશ્વર સાથેનો સંબંધ વિસરી જઈને મનુષ્ય જેમ ઘણીવાર રખડે છે તેમ જો કોઈ ગાય ભટકતી દૃષ્ટિગ્હાર નિકળી ગઈ હોય તો તે બંસી સાંભળીને પૂંછડું ઉંચું કરી તેમના પ્રતિ દોડી આવતી, તેમના હાથ ચાટતી, શરીર સુંઘતી અને અનેક રીતે તેમના પ્રતિનો પ્રેમ તથા આનંદ દર્શાવતી.

ઉદ્‌ભિજ્જ કોટિ ( વનસ્પતિ ) પણ તેમના પ્રતિ પ્રેમ તથા પૂજ્યભાવ દાખવતી. શ્રી કૃષ્ણ ભગવાન કોઈ વૃક્ષ નીચે ઉભા રહેતા તો તત્ક્ષણ તેમને નવા અંકુરો ફુટતા અને તેમનાં મસ્તકપર ફુલોનો વરસાદ વરસી રહેતો. અરણ્યમૃગ કંઇ પણ ભયવિના પ્રેમભાવથી તેમની પુંઠે પુંઠે જતું અને એવીજ રીતે તેઓ પાસે જતા તો મોર પણ નૃત્ય કરીને પોતાનો આનંદ દર્શાવતા. સાંજે મિત્રો સાથે તેઓ પાછા આવતા ત્યારે ઘરના દ્વાર આગળ માતા યશોદા પુત્રને હરખથી ભેટવા રાહ જોતાં ઉભેલાં જોવામાં આવતાં.

શ્રીકૃષ્ણ ભગવાન અગિયાર વર્ષના થયા છતાં તેમનાં માત પિતા, કાકા અને અન્ય વડીલ સંબંધીઓને તો તેઓ માત્ર પાંચેક વર્ષના બાલક હોય એવાજ લાગતા. તેમના મિત્રો તો તેમને પોતાનાથી નાના બાલ મિત્રરૂપે જોતા. યુવતીઓ તેમને અત્યંત સૌન્દર્યવાન યુવાનરૂપે. નિરખતી. શાણા મનુષ્યોને તે શાણપણનો અવતાર હોય એમ જણાતું અને દુષ્ટ મનુષ્યો તેમનો ન્યાયી ન્યાયાધિશ જેવો ભય રાખતાં.

એક દિવસ રાધાએ યમુનાના તટપર શ્રીકૃષ્ણ ભગવાનને કદંબ વૃક્ષને અઢેલીને ઉભેલા જોયા. યમુનામાં સ્નાન કરવું એ શ્રીકૃષ્ણ*ભગવાનની પ્રાપ્તિનો એક માર્ગ હોવાથી તે રોજ યમુનામાં સ્નાન કરવા જતાં. આ રાધા પૂર્ણ સૌન્દર્યના ઝરા જેવી હતી. તેને યમુનાના તટપર શ્રીકૃષ્ણ ભગવાને જોઇ અને રાધાએ ભગવાનને જોયા. આમ પરસ્પરને જોતાં રાધાને શ્રી કૃષ્ણના અને શ્રી કૃષ્ણને રાધાના સૌન્દર્યથી મોહ થયો. રાધાપર મોહની એટલી તો અસર થઈ ગઇ કે ભગવાનને છોડી તે મહા મુશ્કેલીથી ઘેર જઇ શકી. " પોતાના હૃદયના ચોર " પ્રતિ હજુ અન્ય દૃષ્ટિપાત નાખી શકે એટલા સારુ તેણે માર્ગમાં ખોટી થવાને અનેક પ્રકારનાં બ્હાનાં શોધ્યાં, આખરે ઘેર ગઇ, ત્યાં તે વિકારથી પરવશ થઇ ગઇ; તે ઉદાસ, વિચારગ્રસ્ત, દીન, લજ્જાશીલ. અને સૌન્દર્ય તથા સુખને માટે બેદરકાર થઈ ગઈ. વસ્ત્રાલંકાર ધારણ કરવામાં તે પ્રથમના જેટલી ટાપટીપ કરતી ન હતી, ભોજન સામગ્રીના સંબંધમાં તે અલક્ષ કરવા લાગી, રાત્રીએ તે ભાગ્યેજ નિદ્રા લેતી.

श्री राधानी मोह-ग्रस्त स्थिति.

કેટલીકવાર તે હસતી તો. કેટલીકવાર રુદનજ કરતી, આમ શા માટે તે કરતી હતી તેની તેને ખબર પડતી ન હતી; તે ઊંચે આકાશ તરફ જોતી તો ત્યાં તેને કાંઇક જણાતું. જાણે પોતાના પ્રીતમને તેણે ત્યાં નિરખ્યા ન હોય એમ લજ્જાથી તે પોતાનું મસ્તક નીચું ઢાળી દેતી અને તેના ગાલપર શરમના શેરડા પડી જતા. કોઇ કોઇવાર તે ઊંચે દૃષ્ટિ સ્થાપી, બંને હાથ જોડી સ્તુતિ કરતી; અને તેના નેત્રમાંથી ખરખર ખરખર અશ્રુ ટપકતાં. શ્રીકૃષ્ણ ભગવાનનું નામ સાંભળતાં તેને મૂર્છા આવતી. સંક્ષેપમાં શ્રી કૃષ્ણ ભગવાન*પ્રતિના પ્રેમમાં તે ડૂબી ગઇ હતી.

શ્રીકૃષ્ણ ભગવાન હમેશાં પોતાની બંસી સાથેજ રાખતા ·અને તે રાત્રિના સમયે વગાડતા; આશ્ચર્યજનક એ હતું કે જેને બંસી સંભળાવવી હોય તેના સિવાય અન્ય

* યમુના એ ભક્તિના પ્રતિનિધિરૂપે છે, અને એ ઉપરથી યમુનામાં સ્નાન કરવાનો અર્થ ભક્તિના પ્રવાહમાં આત્માની શુદ્ધિ કરવી એવો થાય છે.

મોરલીનો મધુર સ્વર.

કોઈને પણ તે સંભળાતી નહિ. તોપણ એ બંસી જેમના સાંભળવામાં આવતી તેઓ એના અવાજથી પોતાનું ભાન ભૂલી જતાં અને તેના પ્રતિ ખેંચાતાં.

રાધાનું આકર્ષણ.

રાધાએ બંસી સાંભળી અને તેમાં પોતાનું નામ ગવાતું હોય એમ તેને લાગ્યું. જાણે કોઈ બોલાવતું ન હોય! તેમ તે શ્રીકૃષ્ણ ભગવાનપ્રતિ આકર્ષાઈ. પોતાના સ્વામી, તથા સ્નેહી સંબંધીઓ પ્રતિનો પોતાનો ધર્મ તે વિસરી ગઈ અને દાસીઓ સહવર્તમાન એ મોરલી વગાડનાર શ્રીકૃષ્ણ ભગવાનને ખોળવા લાગી. ગામથી ઘણે દૂર એક ગુપ્ત એકાંત સ્થલમાં યમુનાના તટપર વન-પુષ્પોની વચમાં તેણે શ્રીકૃષ્ણ ભગવાનને જોયા. ત્યાં તેમનો મેળાપ થયો અને પ્રેમાલિંગનથી તેમણે પરસ્પરને આવકાર આપ્યો અને એક પુષ્પમંડપમાં પુષ્પશય્યાઉપર બંને બેઠાં. શરીર સૌન્દર્યમાં તેઓ એકબીજાથી ચઢીઆતાં દેખાતાં હતાં.

પ્રેમનાં પરિચારકો.

તેમની દૃષ્ટિ આગળ મોર નાચવા લાગ્યા, આસપાસનાં વૃક્ષોપર આનંદ પ્રકટાવનારાં કોયલ, મૈના અને બીજાં પક્ષીઓ ગાયન ગાવા લાગ્યાં; તેમના પગ આગળ યમુના નદીનાં જળ વહેતાં હતાં અને મંદમંદ પવનની લ્હેરોને લીધે ચંદ્રનાં હજારો પ્રતિબિમ્બો તેમાં દૃષ્ટિએ પડતાં હતાં, વળી ખીલતાં કમળપુષ્પો તો જાણે આ સંયોગપ્રસંગનો આનંદ દર્શાવતાં હોય તેમ પોતાની ડોક નમાવતાં હતાં.

રાધાની સ્તુતિ.

આનંદમાં ગરકાવ થઈ ગયલી દાસીઓ "જય રાધાકૃષ્ણ જય રાધાકૃષ્ણ" એમ વદતી હતી. થોડી ક્ષણમાં રાધા પોતાના સ્થાનપરથી ઉઠી ભગવાનના ચરણમાં દંડવત્ પ્રણામ અર્પણ કરી ગદગદ સ્વરે સ્તુતિ કરવા લાગી "મ્હારા વલ્લભ! હું આપને શું આપી શકું? મારી પાસે જે કંઈ છે તે આ જાત તમારી છે. તેથી હું તમને તમારી જાત આપીશ અને તમારી દાસી થઈ રહીશ. તમે સદૈવ મારા છો અને હું તમારી છું. મારી પાસે જે કંઇ છે તે તમારૂંજ છે. તેથી તમારો માલ તમને આપવાથી મને કંઇ ખોટ જવાની નથી. સાંભળો, મારા વ્હાલા! તમારી પાસે તો મારા જેવાં ઘણાં છે, પરંતુ મારી પાસે તો માત્ર એક તમેજ છો."

શ્રી રાધાના જન્મનો ઉદ્દેશ.

સર્વશક્તિમાન્ પરમાત્મા વ્યક્ત Positive અને અવ્યક્ત Negative તત્વોવાળા છે. રાધા એ ઈશ્વરત્વના અવ્યક્ત તત્વ સિવાય અન્ય કોઈ નથી. આ સંસારમાં શ્રીકૃષ્ણ ભગવાનના કાર્યમાં સહાય કરવા તેમણે જન્મ લીધો હતો. **કાર્ય એ હતું કે મનુષ્ય જાતિને શ્રીકૃષ્ણપ્રતિ રાધાના પ્રેમનું સ્વરૂપ તથા પ્રદેશ બતાવવાં; અને તે એવા ઉદ્દેશથી કે મનુષ્ય તેનું અનુકરણ કરવા પ્રયાસ કરે અને તેની સાથે પ્રીતિ બાંધતાં તથા તેને પોતાના હૃદયમાં રાખતાં શીખે.**

* ભક્તિની આ અવસ્થાને "પૂર્વરાગ" (એટલે સમાગમ પૂર્વે પ્રીતમપ્રતિની આસક્તિ.) કહે છે.

એક દિવસ રાધા પોતાની પરિચારિકાઓ સાથે વૃંદાવનમાં પ્રવેશ કરતી હતી, ત્યારે મિત્રો સહિત શ્રીકૃષ્ણ ભગવાને તેમનો જવાનો માર્ગ રોકી લીધો. તેમણે રાધાને જણાવ્યું કે શાન્તિ અને પ્રેમનું સ્થાન વૃંદાવન છે. ત્યાં કામદેવ—શ્રીકૃષ્ણ ( જે દેવનું સર્વ બળ સ્ત્રીપુરુષોને મોહિની લગાડનાર બંસીમાં રહેલું છે તે દેવ) રાજ્ય કરે છે. આ સ્થાનમાં દાણ આપ્યા સિવાય કોઈ પ્રવેશ કરી શકતું નથી. શ્રીકૃષ્ણ બોલ્યાઃ " દાણ આપો અને વૃન્દાવનમાં પ્રવેશ કરો." રાધાએ ઉત્તર આપ્યો કે " હું તદ્દન નિર્ધન છું અને મારી પાસે કશું પણ આપવા જેવું નથી. " ત્યારે શ્રીકૃષ્ણે કહ્યુંઃ " તમારી જાત સર્વાંશે આપી દાણ ચૂકવો. " વૃન્દાવનમાં પ્રવેશ કરી શ્રીકૃષ્ણ ભગવાનને પ્રાપ્ત કરવાની જેમની ઇચ્છા હોય તેમણે આ પ્રમાણે પ્રથમતો પોતાની જાતનું દાણ પૂરેપૂરું કંઈ પણ શરત વિના સરલ હૃદયથી, કંઈ પણ આનાકાની કર્યા વગર, અને તે પણ કૃતજ્ઞતાથી આપી દેવું જોઈએ.

શ્રી કૃષ્ણ ભગવાને અત્યંત સ્વચ્છ અને સુંદર રાત્રીને સમયે ગોપીઓને એટલે વૃન્દાવનની અથવા વ્રજની નારીઓને બોલાવવા માંડી. જે જગામાં નન્દરાય અને બીજા ગોવાળીયા પોતાના કુટુમ્બ સહિત આવીને રહ્યા હતા તેને વ્રજ કહેતા હતા. વ્રજની નજીકમાં વૃન્દાવન નામનો એક રમણિય સુંદર પ્રદેશ હતો. શ્રીકૃષ્ણ ભગવાન હાથમાં બંસી લઈ વનની વચ્ચે બેસી સુંદર ચંદ્નીનો દેખાવ આનંદથી નિહાળતા હતા. થોડી વાર પછી તેમણે બંસીનો મધુર નાદ પ્રકટાવ્યો અને જે જે ગોપીઓએ તેનો મધુર શબ્દ સાંભળ્યો તે સર્વ એના રાગથી મોહવશ થવા લાગી.

એ સમયે તેઓ વિવિધ ગૃહકાર્યમાં રોકાયલી હતી. કેટલીક વાળુ કરવા બેઠી હતી, કેટલીક પોતાના સ્વામીની સેવામાં ગુંથાયલી હતી, કેટલીક પોતાનાં બાળકને સ્તનપાન કરાવતી હતી; બીજીઓ રાંધવામાં ગુંથાઈ હતી. પરંતુ તે સર્વ એકી વખતે પોતાનું કાર્ય છોડી શ્રીકૃષ્ણ ભગવાનપ્રતિ વૃન્દાવનમાં ઊડીને જવા તત્પર થઈ ગઈ. બાળકને સ્તનપાન કરાવતી સ્ત્રીઓ જાણે અણગમતો ભાર ફેંકી દે તેમ તેમને ફેંકી દઈ પ્રભુ પાસે જવાને તૈયાર થઈ. જવાની ઉતાવળથી તેમણે વસ્ત્રાલંકાર અવળાં ધારણ કીધાં. કુંડળો નાકે પહેર્યાં અને વાળીઓ કર્ણમાં ઘાલી, કાંચળીઓ માથે હોડી અને ખૂરંપાઓ છાતીપર વીંટાળ્યા. આ પ્રમાણે હસવું આવે તેવો પોશાક ધારણ કરી તેઓ બ્હાર જવા તૈયાર થઈ ગઈ. તેમના સ્વામી, માતપિતા, બાલક, તથા સખીઓએ તેમનો જવાનો માર્ગ રોકયો; નહિં જવાને તેમણે તેમને સમજાવી, કાલાવાલા કર્યા અને ભય પણ બતાવ્યો. પરંતુ તેઓ એકની બે થઈ નહિં. કઠિણ હૃદયના તેમના ધણીઓએ તો એટલે સુધી કર્યું કે પોતાની પત્નીઓને થાંભલા સાથે બાંધી. આ પ્રમાણે તેઓ પ્રભુ પાસે જતાં અટકી પડવાથી છુટવા માટે શ્રીકૃષ્ણ ભગવાનની એકી વખતે સ્તુતિ કરવા લાગી. પરિણામ એ આવ્યું કે તેમના આત્મા અને મન શ્રીકૃષ્ણ ભગવાનપ્રતિ ચાલ્યાં ગયાં. તેઓ શ્રીકૃષ્ણ ભગવાન પાસે ગયલી હોવા છતાં તેમના સ્વામી કે સંબંધીઓને તેની ખબર પડી નહિ, કેમકે મન અને આત્મા વગરનાં શરીર તો તેમની પાસેજ હતાં.

બંસીના શબ્દથી ઘેલી બનેલી ગોપાંગનાઓ.

જે ગોપીઓ ઉતાવળે ઉતાવળે પગે દોડતી વૃન્દાવનમાં ગઈ, તેમણે બીજા કોઈપર લક્ષ આપ્યું ન હતું. વૃન્દાવનમાં પ્હોંચતાંજ તેમણે એક વૃક્ષને અઢેલીને ઊભેલા, ઝંખવી નાખે એવા સૌન્દર્ય વડે આખા વનને પ્રકાશમાન કરી રહેલા શ્રીકૃષ્ણ ભગવાનને જોયા કે તરતજ તેઓ તેમની આસપાસ વીંટળાઈ વળી.

શ્રી કૃષ્ણ ભગવાને લાવણ્યયુક્ત સ્મિત કરી તેમને આવકાર દીધો અને બોલ્યા " સુંદરીઓ! તમારે અત્રે કેમ આવવું પડ્યું ! રાત્રિને સમયે અત્રે આવતાં માર્ગમાં તમને ભય ન લાગ્યો ! અથવા શું કોઈ ભયમાંથી બચવા સારૂં તમે અત્રે આવ્યાં છો ? કૃપા કરી ખરી વાત કહીદો. તમારી ઇચ્છાનુસાર વર્તવાને આ મારા હાથ તૈયાર છે. જો તમે વૃન્દાવનના સૃષ્ટિસૌન્દર્યમાં આનંદ વિલાસ કરવાને પધાર્યાં હશો તો ભલે આવ્યાં." ગોપીઓએ ઉત્તર વાળ્યો. "અમને કંઈ રક્ષણની જરૂર નથી, તેમજ વૃન્દાવનનું સૃષ્ટિસૌન્દર્ય નિહાળવાને અમે આવ્યાં નથી. સંભાળવાજેવી કંઇ પણ કિમતી વસ્તુ અમારી પાસે નથી, અને તેથી કરીને કંઈ પણ ખોવાની અમને ચિન્તા નથી. આનંદની બાબતમાં તો તમારા તરફથી મળે છે તે સિવાય અમને બીજો આનંદ સંભવેજ નહિ. પછી તેઓ પોતાની સ્વાભાવિક લજ્જા બાજુએ મૂકી, વધારામાં બોલી "અમે અમારા પ્રિય મનુષ્યો અને પદાર્થોને તજી તમારી બંસીનાદથી આકર્ષાઈ તમારી સમીપ આવ્યાં છીએ. પછી શા સારૂ કેમ આવ્યાં છો એમ કહો છો ? અમે સરલ હૃદયથી આપને શરણે થવા આવ્યાં છીએ." શ્રી કૃષ્ણ ભગવાને ઉત્તર આપ્યો. "સ્ત્રીએ સદૈવ પોતાના પતિને આજ્ઞાધારક થઈ રહેવું જોઇએ. જાઓ, પતિવ્રતા થઇ પતિવ્રત આચરો. પાપ કરતાં તથા તમારા પતિ સિવાયના અન્ય વલ્લભનો સ્વીકાર કરતાં થનારા લોકાપવાદમાંથી બચો.

**શ્રી કૃષ્ણ ભગવાનના ગોપીઓને પ્રશ્ન.**

**પ્રેમની પરીક્ષા.**

ગોપીઓએ જવાબ દીધો. " તમારી મોહિની તથા બંસીથી જે નિખાલસ મનની સ્ત્રીઓને તમે વશ કરી દીધી છે તેમને ધર્મ સમજાવવાનો પ્રયાસ કરવો એ નિરર્થક છે. અમારામાંથી ધર્મનું જ્ઞાન, લોકાપવાદ અને તેના પરિણામની ચિંતા સર્વ જતાં રહ્યાં છે. અમારી જાત તમારે શરણે સોંપતાં જો પાપ થતું હોય તો તે ભલે થાઓ. તમારી સાથે નરકમાં જવું એ તમારા સિવાય ઉત્તમોત્તમ સ્વર્ગમાં જવા કરતાં વધારે સારૂં છે. વળી જે પાપના સંબંધમાં તમે અમને ચેતવણી આપો છો તે બાબતમાં એટલું તો સત્ય છે કે અમારો અમારા પતિપ્રત્યે ધર્મ છે ખરો, પરંતુ શું તમે સર્વના સ્વામી, અમારા સંસારના સ્વામીઓના પણ સ્વામી નથી કે ? તમે એક એવા કેન્દ્ર (મધ્યબિંદુ) છો કે જ્યાં સર્વ વળે છે. માટે અમારા સરખી સરલ અને અજ્ઞાન સ્ત્રીઓ સાથે આવી જાતની દલીલો કરી છેતરવાનો પ્રયાસ ન કરો. આ શરણે આવેલી સ્ત્રીઓએ અણુપ્રતિ જે અનહદ પ્રેમ દર્શાવ્યો તેથી હૃદયને જાણનાર શ્રી કૃષ્ણ ભગવાનના અંતઃકરણમાં એટલી તો અસર થઇ કે તેમની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. તેમ છતાં ગોપીઓના ભાવની પરીક્ષા કરવા તેમણે એક વાર ફરીને પ્રયાસ કરી જોયો. તે બોલ્યા "તમને ખબર નહિં હોય કે હું સર્વ વિકારથી પર છું ? તો પછી તમારા પ્રીતમનું સ્થાન લઇ તમને સંતોષ આપવાનું મારાથી કેમ બની શકશે ? "

**પુનઃ પરીક્ષા.**

गोपीओनी दलील.

આ સાંભળી ગોપીઓ રૂદન કરવા લાગી અને આર્ત્ત સ્વરે બોલીઃ " તમે માનુષી મનોવિકારથી પર રહેશો તો અમે તમારી સાથે પ્રેમ શી રીતે કરી શકીશું અને તમારી પાસેથી અમે પ્રેમનો સ્વાદ શી રીતે લઈ શકીશું ! તમે માનુષી મનોવિકારથી પરજ રહેશો તો અમે સ્ત્રીઓ તમારી સંગતિ કેવી રીતે કરી શકીશું ? કૃપા કરી અમારો તીરસ્કાર ન કરો ! જો તમે અમારી તૃષ્ણાને સંતોષવામાં આનાકાની કરશો તો અમે તમારા ચરણકમલમાંજ મૃત્યુવશ થઇ પડીશું.* "

प्रभुए मानुषी विकार धारण कर्यो.

પોતાના પ્રતિ ગોપીઓની ભક્તિ અત્યંત દૃઢ છે એમ જણાતાં શ્રી કૃષ્ણ ભગવાનના હૃદયમાં ઉંડી અસર થઇ. અને તેથી ગોપીઓની ઇચ્છા તૃપ્ત કરવા માટે પ્રભુને માનુષી મનોવિકાર ધારણ કરવા પડયા.

गोपीओनो गर्व.

અન્ય સ્ત્રીઓ કરતાં પોતાને પ્રભુનો અધિક કૃપાપ્રસાદ મળવાથી ગોપીઓને એકાએક ગર્વ ચ્હડી આવ્યો. અન્ય સર્વ પ્રાણીઓ કરતાં તેઓ પોતાને સૌથી ઉત્તમ પદમાં સ્થપાયલી માનવા લાગી. શ્રીકૃષ્ણ ભગવાન્ એવું ઇચ્છતા હતા કે ગોપીઓએ નમ્ર બનવું જોઇએ, પણ એમને ગર્વ ચડયો એ જોઇ પ્રભુને અઠીક લાગ્યું, અને તેથી તેઓ અદશ્ય થઈ ગયા !

गोपीओनो स्मृतिभ्रंश.

શ્રી કૃષ્ણ ભગવાનને પોતાની પાસે નહિ દેખવાથી બધી ગોપીઓ શોકાતુર બની ગઇ. મોટા મોટા અવાજથી શોકોદ્‌ગાર કહાડી તેઓ પ્રભુને શોધવા લાગી; થોડી વારમાં તો તેમને સ્મૃતિભ્રંશ થયો. તેઓ વૃક્ષોને પૂછવા લાગી ' તમે શ્રીકૃષ્ણ ભગવાનને આ રસ્તેથી જતા જોયા છે ?' તેઓ પ્રત્યેક લતા, છોડ, પક્ષી, પ્રાણી જે કોઇ જોવામાં આવે તેમને પૂછવા લાગી. કોઇ કોઇવાર આકાશ તરફ ઊંચું જોઇ અશ્રુપૂર્ણ નયને દર્શન આપવા ભગવાનની પ્રાર્થના કરવા લાગી. " હે વ્હાલા ! તમારાં વિનાનું જીવન ઉદાસી છે." શ્રીકૃષ્ણ ભગવાનની ઝંખનામાં ને ઝંખનામાં પોતાનો જીવાત્મા ભ્રમ થવાથી કેટલીકને એવું ભાન પ્રકટવા લાગ્યું કે આપણે પોતેજ શ્રીકૃષ્ણ છીએ, અને કેટલીકને એવું ભાન થવા લાગ્યું કે આપણે એની પરિચારિકાઓ છીએ, આવાં ભાનમાં તેઓ પ્રભુની "લીલા" કરવા લાગી.× એક પૂતના બની અને બીજી બાલકૃષ્ણ થઇ. પૂતના, બાલકૃષ્ણને સ્તનપાન કરાવવા લાગી; વળી પોતાને છોડીને ચાલ્યા ગયલા શ્રીકૃષ્ણ ભગવાન તે હું પોતેજ છું એમ ખરેખરૂં માનીને જેમ ભગવાન મનોહરતાથી વૃક્ષને અઢેલી ઊભા રહેતા તેમ તેઓ વૃક્ષને અઢેલીને ઊભી રહેતી અને એક વાંસના

* ઇશ્વર માનુષી મનોવિકારથી પર છે એ પૂર્ણ સત્ય છે, પરંતુ જો તે માનુષી મનોવિકાર ધારણ ન કરે તો મનુષ્યને તેની સંગતિ અસંભવિત થઇ જાય અને ધર્મ એક ઠઠ્ઠારૂપ બની જાય એવીજ રીતે તે વિશ્વમાં વ્યાપી રહ્યો છે એ પણ કેવલ સત્ય છે, પરંતુ તે મનુષ્યરૂપ ધારણ નહિ કરે ત્યાં સુધી તેની અને મનુષ્યની વચ્ચે કંઇ પ્રીતિયુક્ત સંબંધ હોઈ શકે નહિ.

× "લીલા" એટલે સર્વ શક્તિમાન્ પરમાત્માએ જે કામમાં પ્રત્યક્ષ ભાગ લીધો હોય એવો પૃથ્વિપરનો કોઈ પ્રસંગ.

કટકાને લેઈ તે બંસી હોય તેમ વગાડવા લાગતી.

જ્યારે ભગવાનનાં પુનઃ દર્શન કરવાની તેમની સઘળી આશા જતી રહી ત્યારે પ્રભુ દેદીપ્યમાન સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરી તેમની સમીપ પ્રકટ થયા. અત્યંત આનંદમાં આવી જઈ સર્વ ગોપીઓ તેમની પાસે દોડતી ગઇ, અને મનોહર સ્મિતથી ભગવાને તેમને વધાવી લીધી. સર્વ સખીઓ ભગવાનને વિંટળાઈ વળી; કેટલીક તેમના હાથે વળગી અને પ્રભુના સ્પર્શથી તેમનાં હૃદય આનંદથી ઉછળવા લાગ્યાં; કેટલીકે પ્રભુના ચરણ ઝાલ્યા, કેટલીક કંઠે વળગી પડી; કેટલીક પોતાનાં નેત્ર વડે પ્રભુના સૌન્દર્યનું પાન કરતી હોય એમ જણાયું; કેટલીક તો ભગવાને ધારણ કરેલા મધુર સુગન્ધિને લીધે ભમરોને આકર્ષાતા જોઈ પ્રભુના શરીરપરના પરિમલથીજ ઘ્રાણેન્દ્રિયોને તૃપ્ત કરવા માંડી.

भगवानना पुनः दर्शन.

શ્રીકૃષ્ણ ભગવાન અદૃશ્ય થયા તેથી ખોટું લાગવાથી કોઈ કોઈ ગોપીઓ તો તેમના પર કૃતઘ્નતાનો આરોપ મૂકી પ્રશ્ન કરવા લાગી. "(૧) જે લોકો ઉપકારનો બદલો ઉપકાર કરી વાળે છે; (૨) જે લોકો કંઇ પણ બદલો લીધા સિવાય ઉપકાર કરે છે; અને (૩) જે લોકો ઉપકાર સ્વીકાર્યા પછી તેનો કશો બદલો વાળતા નથી, તેમનું વર્તન તમે કેવું ગણો છો?" શ્રીકૃષ્ણ ભગવાનની નિખાલસ દીલથી સેવા કરવાના બદલામાં ભગવાને કૃતઘ્ન થઇ તેમનો ત્યાગ કર્યો એ જણાવવા તેમણે આ પ્રશ્ન પુછ્યા હતા.

गोपीओना त्रण प्रश्नो.

શ્રીકૃષ્ણ ભગવાને ઉત્તર આપ્યો: "જે લોકો ઉપકારનો બદલો ઉપકાર કરી વાળે છે તેઓ મને સેવતા નથી, પરંતુ પોતાના સ્વાર્થને સેવે છે. કંઇ પણ બદલો લીધા સિવાય જે લોકો ઉપકાર કરે છે તેઓ કાંતો પોતાનો સ્વાર્થ કરી શકતા ન હોવાથી અન્યપર ઉપકાર કરે એવા પરોપકારી છે, અથવા કાંતો માતપિતાનો પોતાનાં બાલકપ્રતિ જેવો સ્વાર્થરહિત પ્રેમ હોય છે તેવા પ્રેમવાળા હોય છે. પરંતુ જે લોકો ઉપકારના બદલામાં કશું કરતા નથી તેઓ કાંતો કૃતઘ્ની હોય છે અથવા કાંતો પોતાની સર્વ વાંછના જેમણે વશ કરી છે એવા તે મહાત્મા પુરુષો હોય છે. પરંતુ વ્હાલાં! જે લોકો મારી સેવા કરે છે તેમનો હું બદલો વાળતો નથી એમ ક્ષણભર પણ તમે કલ્પના કરશો નહિં. લોકો મારી સેવા કરે છે ત્યારે તરતજ હું તેમનો બદલો આપતો નથી એ સત્ય છે. પરંતુ તેમનો મારા પ્રતિનો પ્રેમ સાચો છે એ જોવા સારૂજ હું એ પ્રમાણે વર્તન કરું છું. હું અદૃશ્ય થયો અને મને શોધવાનો તમને પરિશ્રમ થયો, તેમાં મારા પ્રતિની તમારી પ્રેમવૃત્તિઓને વિશેષ ઉત્સુક કરવી એ મારો હેતુ હતો. સ્ત્રીઓને પ્રિય એવું સર્વ તમે મારે ખાતર ત્યાગ કીધું છે, અને એને માટે હું તમારો એટલો તો ઋણદાર છું કે મારું અક્ષય્ય જીવન પણ એ ઋણમુક્ત થવાને પુરતું નથી, એ પુરું થતા સુધી તો તમારું જે ઋણ મારે આપવાનું છે તે તમારી સાધુતાથીજ વળવા દો."

भगवाननां प्रत्युत्तरो.

પછી શ્રીકૃષ્ણ ભગવાને રાસ રમવાનો આરંભ કર્યો. એક એક ગોપી સાથે એક એક શ્રીકૃષ્ણ રાસમાં રમતા હતા. તેઓ એક બીજાના હાથ પકડી ગાતાં અને નૃત્ય કરતાં હતાં. પ્રત્યેક ગોપી એમ ધારતી હતી કે ભગવાન પાસે હું એકલીજ છું, બીજી ગોપીઓ પણ સાથે છે એનું એમને ભાન રહ્યું નહિં. કોઈ કોઈવાર તો ગોપીઓ શ્રીકૃષ્ણ ભગવાનની જય બોલાવતી અને ભગવાન તેમના ચાતુર્યની પ્રશંસા કરતા. કોઈ કોઈવાર ગોપીઓની સાધુતા વિષયે શ્રીકૃષ્ણ ભગવાન પણ ગાતા, અને ગોપીઓ પ્રભુનો જયઘોષ ગર્જાવતી.

**रासलीला.**

રાસનું વર્ણન પુરુ થતાં શ્રીમદ્ ભાગવતમાં એવો પ્રશ્ન ઉઠાવેલો છે કે સર્વશક્તિમાન્ પરમાત્મા પારકાની સ્ત્રીઓ સાથે પ્રેમ કરતા જોવામાં આવે એ શું યોગ્ય છે ? એ પ્રશ્નનું નિરાકરણ તેમાં આ પ્રમાણે કરેલું છે; "પરમાત્માના કાર્યની ટીકા કરવી એ ક્ષુદ્ર માનવીનું કામ નથી. મનુષ્યનું ભલું કરવા માટે તે મનુષ્યનું રૂપ ધારણ કરે છે. આ હેતુથીજ તેઓ માનુષી મનોવિકાર ધારણ કરવાની મહાકૃપા કરે છે. તે પ્રાણના પ્રાણ છે–ગોપીઓનાજ માત્ર નહિ પણ તેમના સ્વામીઓના પણ પ્રભુ છે, અને તેથીજ ગોપીઓના તેમજ તેમના સ્વામીઓના તે ખરેખરા સ્વામી છે." તદ્ ઉપરાંત ભાગવતમાં જણાવેલું છે કે "આ ગોપીઓનાં શરીર તેમના પતિથી એક ક્ષણ પણ વિખુટાં જોવામાં આવ્યાં ન હતાં. તે સર્વ તો દેખતા હતા કે તેમની સ્ત્રીઓ તેમની પાસેજ છે." વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે શ્રીકૃષ્ણ ભગવાન વૃન્દાવન છોડીને મથુરાં ગયા ત્યારે માત્ર અગિયાર વર્ષના હતા, અને તેથી રાસ સમયે તે માત્ર એક છોકરાના રૂપમાંજ હતા. આ અને બીજી કેટલીક બાબતો સંબંધી અગળ વિચાર કરવામાં આવશે. હાલ તો રાસલીલા એ શું છે તે સ્પષ્ટ કરવા માટે શ્રી ગૌરાઙ્ગ પ્રભુએ જ્યારે રાસલીલા કરી બતાવી હતી ત્યારે તેમની સભામાં એક પણ સ્ત્રી ન હતી એટલુંજ જણાવવું બસ થશે.

**श्रीमद् भागवत शुं कहे छे.**

જ્યારે કંસની ખાત્રી થઈ કે જે પુરૂષ મારો વિનાશ કરવાનો છે તે મારી રૈયત નંદના સ્વીકારેલા પુત્ર શ્રીકૃષ્ણ સિવાય બીજો કોઈ નથી, ત્યારે કંઈક યુક્તિ પ્રયુક્તિથી પોતાના શત્રુનું કાસળ કહાડવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે યુદ્ધપ્રદર્શન જોવા સારૂ એક સભા કરવાનો વિચાર કર્યો, અને તેમાં ભાગ લેવાને રાજ્યના સર્વ યોદ્ધાઓને તેણે આમંત્રણ મોકલ્યાં. એ પ્રદર્શન જોવા સારૂ નંદને પણ તેણે આમંત્રણ કર્યું; અને શ્રીકૃષ્ણ જો કે નાની વયના હતા તોપણ તેમનાપર એક જૂદો પત્ર મોકલ્યો. આ આમંત્રણપત્રિકા લઈ જઈ શ્રીકૃષ્ણ તથા બલરામને સભામાં આવવાને સમજાવવાનું કામ અક્રૂરને સોંપવામાં આવ્યું. આ કાર્ય અક્રૂરે સત્વર માથે લીધું, તે કંસને એક જુલમગાર રાજા ગણી તેને ધિક્કારતો હતો, અને પોતે ભક્તિમાન હોવાથી માનતો હતો કે શ્રીકૃષ્ણ ભગવાન એ સર્વશક્તિમાન્ પરમાત્મા પોતે છે તથા તેમના ભાઈ બલરામ પણ એવાજ એક દિવ્ય પુરૂષ છે. અક્રૂર જ્યારે વ્રજ પહોંચ્યો અને પોતાનો સંદેશો વ્રજવાસીઓને જણાવ્યો, ત્યારે સર્વના અંતઃકરણમાં ફાળ પડી, તેઓ શ્રીકૃષ્ણ ભગવાનનો વિરહ ખમવાને અશક્ત હતાં, એમ તેમને લાગ્યું. વ્રજની આખી વસ્તી મહા શોકમાં પડી. જ્યારે શ્રીકૃષ્ણભગવાન, બલરામ, નંદરાય તથા બીજા

**मथुरांमां युद्ध-प्रदर्शन.**

અનુચરો વ્રજ છોડી મથુરા જવા સારૂ નીકળ્યા ત્યારે યશોદા, રાધા, અને શ્રીકૃષ્ણભગવાનના ગોવાળમિત્રો મૂર્છા ખાઇ પૃથ્વીપર પડ્યા. મથુરા જઇ શ્રીકૃષ્ણભગવાન અને બળરામ પ્રદર્શનમાં સામેલ થયા અને જે જે મલ્લો તથા રાક્ષસો તેમની સાથે યુદ્ધ કરવા આવ્યા તે સર્વને અને અંતે કંસને પણ મારી વિજયધ્વજ ફરકાવ્યો. કંસના મૃત્યુ પછી રાજા ઉગ્રસેનને શ્રીકૃષ્ણભગવાને ગાદીપર બેસાડ્યો, પરંતુ સર્વ વાસ્તવિક અધિકારતો તેમનાજ હાથમાં રહેલો હતો.

શ્રી કૃષ્ણ ભગવાન મથુરામાં રહ્યા, અને નંદરાય પાછા વ્રજ ગયા. વ્રજવાસીઓએ જ્યારે નંદરાયને એકલા અશ્રુપાત કરતા આવતા દીઠા ત્યારે તેમણે ધાર્યું કે શ્રી કૃષ્ણ એમની સાથે આવ્યા નથી. વ્રજવાસીઓ શ્રી કૃષ્ણ ભગવાનને પોતાના જીવ કરતાં પણ વિશેષ વ્હાલા હતા અને તેથી કરીને તેમને વિયોગથી અસહ્ય દુઃખ થયું. શોકની વેદનામાં યશોદા પોતાનું ભાન ભૂલી ગઇ, અને રાધા તથા ગોવાળીઆઓને પણ એવુંજ થયું. શ્રીકૃષ્ણ અહીંઆં નથી પરંતુ મથુરામાં છે એ વાત વિસરી જઇ યશોદા માતા પ્રત્યેક ખુણાખાંચામાં ભગવાનને શોધવા લાગી. એજ પ્રકારે પોતાના વલ્લભને વૃન્દાવનમાં મળવાની આશામાં ને આશામાં રાધા વારંવાર વિવિધ કુંજોમાં પ્રવેશ કરવા લાગી. કોઇ કોઇવાર ભૂલમાં ને ભૂલમાં તમાલ વૃક્ષને પોતાનો હૃદયેશ જાણી તેની સાથે તે પ્રેમના શબ્દો બોલતી; કોઇ કોઇવાર તો તેને શ્રીકૃષ્ણ ભગવાનનાં પાદચિન્હ (પગલાં) દેખાતાં, અને ત્યાંજ બેસી જઇ પુષ્પોવડે તે પગલાંની પૂજા કરતી તથા પોતાનાં આંસુથી તેમને સ્નાન કરાવતી. ગોવાળીઆઓ એવીજ રીતે ગાંડા થઇ ગયા હતા. વ્રજમાં એવું એક પણ ન હતું કે જેણે શ્રી કૃષ્ણ ભગવાનના વિયોગથી અશ્રુપાત ન કર્યો હોય.

**વિયોગી વ્રજવાસીઓ નીવિહ્વલ સ્થિતિ.**

મથુરામાં શ્રીકૃષ્ણ ભગવાન પણ એવીજ રીતે પોતાના વ્રજના મિત્રો સારુ ઝુરતા જેમ તેમ દિવસો નિર્ગમન કરતા હતા. ત્યાં તેમને ગમતું ન હતું. રાજભક્તિના કૃત્રિમ પ્રેમના દેખાવો કરતાં વ્રજમાં અનુભવેલો સ્વાર્થરહિત પ્રેમ તથા ખરા મનની ભક્તિ એમને અધિક પ્રિય હતાં, પરંતુ સાચા મનનો પ્રેમ વિયોગથી ઘણો વધે છે એની તેમને ખબર હતી તેથી તથા તેમની ઇચ્છા વ્રજવાસીઓનો પોતાના પ્રતિનો પ્રેમ વંધારવાની હતી, (કેમકે પ્રભુપ્રતિ પ્રેમ થવો એ મનુષ્યના પર પ્રભુની મોટામાં મોટી કૃપા છે,) તેથી તે પાછા વૃન્દાવન ગયા નહિ. તેમ છતાં પોતાના કુશળ વર્તમાન તથા પોતાની સર્વ પ્રતિ જેવી ને તેવી પ્રીતિ કાયમ છે એવા સમાચાર વ્રજવાસીઓને કહેવા સારૂ તેમણે પોતાના એક ભક્ત ઉધ્ધવને વ્રજ મોકલ્યો. ઉદ્ધવ શ્રીકૃષ્ણ ભગવાનનો આત્મનિવેદી ભક્ત હતો, અને ધર્મશાસ્ત્રોમાં કહેલા કઠિણ નિયમ પ્રમાણે તે પ્રભુની સેવા કરતો. વ્રજના અજ્ઞાન ગોવાળ સ્ત્રી-પુરૂષના સંબંધમાં તેણે સાંભળ્યું હતું કે શ્રીકૃષ્ણ ભગવાન તેમના પર ઘણો સ્નેહ રાખે છે. તે તેમને દુઃખે દુઃખી થાય છે, અને તેઓ જો ક્રોધ કરે છે તો પ્રભુ તેમની ક્ષમા મેળવવા તેમની પ્રાર્થના કરે છે, વળી પોતાના પ્રાણ કરતાં પણ તેમના પર તે વિશેષ પ્રીતિ રાખે છે. ઉદ્ધવને આ લોકોની બુદ્ધિ, ભક્તિ તથા પૂજ્યભાવ વિષયે ઘણી ઓછી ગણના હતી.

**ઉદ્ધવ સાથે પ્રેમ સંદેશો.**

ખરૂં કહીએ તો વ્રજના સરલ લોકોની ઉદ્ધવને ઇર્ષ્યા આવી હતી. તે એમ માનતો હતો કે હું પરમ ધાર્મિક છું તથા સર્વ નિયમો બરાબર પાળું છું. હું શ્રીકૃષ્ણ ભગવાનનો સૌથી યોગ્ય ભક્ત છું, અને તેથી વ્રજનાં ગોવાળ સ્ત્રી-પુરુષના કરતાં તેમના અનુગ્રહને હું વિશેષ પાત્ર છું. તેમ છતાં ભગવાનનું વ્રજવાસીપ્રતિનું વર્તન અધિક પ્રેમમય જોઇ તે કહેતો "પ્રભુનું વર્તન કળી ન શકાય તેવું છે, અને ખચિત એમની ન્યાયબુદ્ધિ મારાથી જુદીજ હોવી જોઇએ." ભગવાને ઉદ્ધવને વ્રજ મોકલ્યો તે એટલા માટે કે તે પોતે જે હૃદય જીતવા શક્તિમાન્ થયો નથી તે આ ગોવાળ સ્ત્રી પુરુષો કેવી રીતે જીતી શક્યાં છે તે જાણી શકે અને પોતાની ભ્રાન્તિ વિષયે ખાત્રી કરે.

ઉદ્ધવનો ગર્વ.

ઉદ્ધવ વ્રજ આવી પહોંચ્યો અને જુએ છે તો આખું ગામ શોકમાં છે; તેમના આ દુઃખનું કારણ શ્રીકૃષ્ણ ભગવાન તેમની પાસે ન હતા એ હતું. જે પૂજનના પ્રકારો તથા નિયમો ઉદ્ધવ જાણતો હતો તથા જેનું તે વિધિપૂર્વક પાલન કરતો હતો તેનું આ લોકોને જ્ઞાન ન હતું. પરંતુ શ્રી કૃષ્ણ ભગવાનનું નામ સાંભળતાંજ તેઓ અત્યાનંદમાં આવી જતા. વ્રજવાસીઓના હૃદયમાં સર્વાંશે પ્રભુએ સ્થાન કર્યું હતું. ભગવાન પાસેથી તેમને કશુંજ માગવાનું ન હતું. તેઓ માત્ર તેમના પ્રતિ નિઃસ્વાર્થ પ્રીતિ ધરાવતા હતા. તેઓ તેનેજ સારું તેમને વ્હાલા હતા. આ જોઈ ઉદ્ધવનો ગર્વ ઉતર્યો, તે રાધાને ચરણે પડ્યો અને બોલ્યો "શ્રીકૃષ્ણ ભગવાન તમારે વશ થયા છે તે યોગ્યજ છે કારણ તું યોગ્ય પાત્રજ છે. તે જ્યારે વ્રજથી પાછો ફર્યો ત્યારે તેની ખાત્રી થઇ હતી કે શ્રી કૃષ્ણ ભગવાન-નિષ્પક્ષપાતી, નિર્વિકારી, નિર્ભ્રાન્ત છે. જો વશ થઇ શકતા હોય તો વ્રજવાસીઓ તેના પ્રતિ જે શુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમ રાખે છે તેવા પ્રેમવડેજ વશ થઇ શકે છે. તેને આશ્ચર્ય થયું કે ધર્મપુસ્તકોમાં બતાવેલી ફિલસુફી કે પૂજનપ્રકાર અને એવું કશુંજ વ્રજનાં ગોવાળ સ્ત્રી પુરુષો જાણતાં નથી; તેમજ કોઇ પણ જાતનું તેઓ દેહદમન કરતાં નથી છતાં પણ યશોદા અને નંદરાય જેવો પ્રભુપર શિશુભાવ આણીને, ગોવાળના છોકરાઓ જેવો સખાભાવ રાખીને, વ્રજના સાધારણ લોકોના જેવો સ્વામીભાવ રાખીને, તથા શ્રી રાધા અને તેમની સહચરી ગોપીઓના જેવો પ્રભુમાં પતિ અથવા વલ્લભનો ભાવ આણીને, વ્રજવાસીઓએ સર્વશક્તિમાન્ પરમાત્માને પોતાના કરી લીધા છે.

પ્રેમ અને ભક્તિવશ ભગવાન.

વ્રજના સરળ લોકો શ્રીકૃષ્ણ ભગવાનને પોતાના સ્વામી માનતા હતા. તેમ મથુરાવાસીઓ પણ ભગવાનને પોતાના સ્વામી ગણતા હતા. પરંતુ વ્રજવાસીઓ કંઇ પણ સ્વાર્થ વિના તેમને સ્વામી માની તેમની આજ્ઞાનુસાર વર્તન કરતા હતા, ત્યારે આ લોકો મોટે ભાગે લાભ મેળવવાની ખાતર તેમની સેવા કરતા હતા. શ્રીકૃષ્ણ ભગવાનના હાથમાં રાજ્યસત્તા હતી તથા તેમ રાજ્યસત્તાને લીધે પ્રભાવ પડતો હતો તેથી મથુરામાં તેમનું માન તથા ભય જણાતાં હતાં. ત્યાંની પ્રજામાં શૂરવીર ક્ષત્રિયવર્ગના મનુષ્યો હતા; એ લોકો ભગવાનના સામર્થ્યને લીધે તેમનું સન્માન અને સેવા કરતા હતા. મથુરામાં શ્રીકૃષ્ણ ભગવાન રાજ્યમુકુટ ( પ્રતાપનું ચિહ્ન ) મસ્તકપર ધારણ કરતા તથા દંડ ( અધિકારનું ચિહ્ન ) પોતા-

મથુરાનું કૃત્રીમ અને વ્રજનું સાદું જીવન.



श्रीराधानो विभ्रम.

The "Lakshmi Art"—Bombay.

ના હાથમાં રાખતા. ઉત્તમ પ્રતિના વસ્ત્રાલંકાર ધારણ કરતા; તેમનો રાજ્યઝભ્ભો જરકસીનો ભરેલો તથા રત્ન અને મુક્તાફળથી ઝગઝગતો હતો. પરંતુ વ્રજના સર્વ લોક ગોવાળીઆ હતા, તેઓ તો માત્ર પરસ્પર સ્નેહના નિર્વહન માટેજ સાથે રહેતા હતા, કોઇ પ્રકારની સંપત્તિ કે અધિકાર તેમજ સંસારનાં માન પ્રતિષ્ઠાની તેમને અપેક્ષા ન હતી. તેઓ શ્રીકૃષ્ણ ભગવાન પર નિઃસિમ પ્રેમ ધરાવતા હતા, તેનું કારણ એટલુંજ કે ભગવાનપર પ્રેમ કર્યો સિવાય તેમનાથી રહેવાતુંજ ન હતું. શ્રીકૃષ્ણ ભગવાન ગોવાળીઆઓની વચમાં હાથમાં બંસી લઇ, પુષ્પ તથા મયુરપિચ્છનો પટકો બાંધી, કંઠમાં વનપુષ્પની માળા ધારણ કરી ખેલતા અને આનંદ કરતા જોવામાં આવતા હતા.

प्रभु પાસે ન હોવાથી શ્રી રાધા શોકમાં ડુબેલીજ રહેતી. કોઇ કોઇવાર તેને એમ લાગતું કે શ્રીકૃષ્ણ ભગવાન પધાર્યા છે. આ વિચારથી તેને મહા આનંદ વ્યાપતો. પરંતુ જ્યારે એમ જણાતું કે પ્રભુતો મને પુનઃ છોડી ચાલ્યા ગયા છે, ત્યારે તે વિચારમાં ને વિચારમાં મૂર્છા ખાઇ પડતી. કોઇ કોઇવાર એમ લાગતું કે શ્રીકૃષ્ણ ભગવાન મળવા પધારવાના છે, તેથી તે વૃન્દાવનની જે શુભ લતાગૃહમાં શ્રી કૃષ્ણ ભગવાનને હંમેશાં મળતી અને તેમને અવનવાં પુષ્પોથી શણગારતી ત્યાં બેઠી બેઠી પ્રભુની રાહ જોયાજ કરતી અને આ પ્રભુ આવ્યા કે શું! તે જોવાને પોતાની દાસીઓને વારંવાર આજ્ઞા કરતી, સહજ અવાજ સાંભળતાની સાથે તે આનંદભેર બોલી ઊઠતીઃ " હાસ ! પ્રભુ આખરે પધારે છે ખરા." પરંતુ શ્રી કૃષ્ણ ભગવાન ક્યાં હતા ? એતો તે સમયે મથુરામાં હતાં ! અને આખરે જ્યારે ભગવાન આવ્યા નથી, તેનું સન્માન કરવાને પોતે જે સામગ્રી તૈયાર કરી હતી તે તો માત્ર ભ્રમણાને લીધેજ હતી એ વાત જ્યારે રાધાના ખયાલમાં આવતી ત્યારે તે પુનઃ મૂર્છાવશ થઇ પડતી.

श्री राधानो विभ्रम.

જ્યારે દાસીઓએ રાધાને મૃત્યુની અણીપર આવેલી જોઇ ત્યારે તેઓ મથુરા ગઇ, અને સુવર્ણના સિંહાસનપર બિરાજેલા શ્રીકૃષ્ણ ભગવાનને મળી અને નીચે પ્રમાણે બોલી " શ્રી કૃષ્ણ ભગવાન ! હવે તમે રાજા થયા છો, શરીરને તમે રત્નોવડે શણગાર્યું છે. તમારી આસપાસ હવે મહાન્ અમીર ઉમરાવો બિરાજે છે, અને તેઓ સર્વ તમારી સ્તુતિ કરે છે; વિદ્વાન્ પંડિતો ધર્મશાસ્ત્રોમાંથી કઠિનમાં કઠિન શ્લોકો તમારી આગળ બોલે છે; પણ એ સર્વ લોકોમાં માત્ર સ્વાર્થ રહેલો છે. તેમના હૃદયના ઉંડાણમાં તમારા પ્રતિ તેમનો પ્રેમ કે માન કંઇજ નથી, તથાપિ કૃપાનિધાન કહી કહીને તેઓ તમને છેતરવાને મથે છે. અમે તો ભોળાં ગામડીઆં છીએ; માત્ર અમારા નિરંકુશ પ્રેમનો અમે તમને કર આપી શકીએ એમ છે, અને અમારાં સરલ અને નિષ્કપટ હૃદયોનાંજ રાજ્યાસન રચી આપીએ છે. એક સમય એવો હતો કે જ્યારે વૃન્દાવનમાં એક સુંદર યુવાન પુરુષ અમારા સ્વામી તરીકે બીરાજતા હતા; તે એક કદંબ વૃક્ષ નીચે બેસી અમારા હૃદયપર રાજ્યાધિકાર ચલાવતા, અને અમે અમારા નેત્રમાં આનંદાશ્રુ વહેવડાવી તેમના પગને પખાળતાં હતાં.

हृदय द्रावक वचनो.

**श्री राधामाटे वृन्दा-वन प्रति प्रयाण.**

પોતાના પ્રતિની વ્રજવાસીઓની ભક્તિનું સ્મરણ થતાં શ્રીકૃષ્ણ ભગવાનની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. શ્રી રાધાને મળી તેનું સાન્ત્વન કરવા સારુ તેની સખીઓની સાથેજ તેઓ એકદમ વૃન્દાવન જવા નિકળ્યા, કારણ સખીઓએ ભગવાનને નિવેદન કર્યું કે કોઇ પણ જીને નહિ થએલા એવા શોકથી શ્રી રાધા અચેતન થઇ પડી છે.

**कुब्जानुं समाधान.**

વૃન્દાવનનાં ગોવાળ સ્ત્રી પુરુષો પ્રેમ અને ભક્તિ સેવતાં હતાં, ત્યારે મથુરાના ક્ષત્રિયો રાજ્યાધિકારનું સેવન કરતા હતા. વૃન્દાવનમાં રાધા, શ્રીકૃષ્ણ ભગવાનની પ્રાણ વલ્લભા હતી ત્યારે મથુરામાં કુબ્જા તેમની પટરાણી હતી. શ્રીકૃષ્ણ ભગવાનને જોઇ કુબ્જા આડે આવી અને બોલીઃ " મારો ત્યાગ શા સારુ કરો છો ?" શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યોઃ " વ્રજવાસીઓને મારી જરૂર છે અને તેથી મારે ત્યાં જવું જોઇએ. તને મારી સંપત્તિ તથા અધિકારની ઇચ્છા હતી અને તે મેં તને પ્રાપ્ત કરાવ્યાં છે. જે લોકોને માત્ર મારીજ ઇચ્છા છે તેમની પાસે મને જવાદો. જે પ્રસાદ સારું તું મને ઇચ્છતી હતી તેનો મેં તારાપર વરસાદ વરસાવ્યો છે. એથીજ તું સંતોષ રાખ."

શ્રીકૃષ્ણ ભગવાન પુનઃ વ્રજ પધાર્યા ત્યારે દાસીઓએ રાધાને પ્રભુના આ પ્રકારે પધારવાના હર્ષના સમાચાર જણાવી જાગૃત કીધી. " સખી ! તમારા પ્રાણેશ્વર, તમારા પ્રાણવલ્લભ પધાર્યા છે." રાધા હર્ષભેર ઊઠી, બેઠી થઇ અને આસપાસ જોયું તો શ્રીકૃષ્ણ ભગવાનને રાજ્યવસ્ત્ર પ્હેરેલા દીઠા. તરતજ પોતાના મુખપર બુરખો ઢાંકી દઇ, ભગવાનપ્રતિ પીઠ ફેરવી તે બોલી; "હું મ્હારી પ્રાંહના એક યુવક પર પ્રેમ રાખતી હતી. હું કોઇ પણ રાજા પર સ્નેહ કરી શકું એમ નથી. મને તો રાજાના મસ્તક પરના મુકુટ તથા તેના હાથમાંના રાજ્યદંડથી ભય લાગે છે. મારે તો મારો પ્રીતમ પાછો જોઇએ છે, મારે કોઇ રાજા અથવા દુષ્ટને દંડનાર જોઇતો નથી. તરતજ શ્રીકૃષ્ણ ભગવાને રાજ્યવસ્ત્ર ઉતારી મૂક્યાં અને વ્રજમાં જે સાદાં વસ્ત્રો પ્હેરતા તે પહેર્યાં. આ વેશમાં તત્ક્ષણ રાધાએ ભગવાનને પોતાના વક્ષસ્થળ સાથે ચાંપ્યા.

**राधानो अभिसार वासकसज्या.**

ઉપર શ્રીકૃષ્ણલીલાની કેટલીક અસરકારક રૂપરેખા દોરવામાં આવી છે, તોપણ શ્રીકૃષ્ણ-ભગવાન વૃન્દાવન છોડીને ગયા તે પૂર્વે એક અગત્યની લીલા કરી હતી તે કહેવાની બાકી રહી ગઇ છે. શ્રીરાધાએ ઇર્ષ્યાના આવેશમાં શ્રીકૃષ્ણ ભગવાનપ્રતિ પુંઠ ફેરવી તે સમયની એ લીલા છે. એ પ્રસંગે શ્રીરાધાએ ઇર્ષ્યાને લીધે શ્રીકૃષ્ણ ભગવાનપ્રતિ જે કંટાળો દર્શાવ્યો હતો તથા એમ કરતાં એ દીવ્ય વ્યક્તિએ જે ભાગ ભજવ્યો હતો તેનો બરાબર ખ્યાલ આપવા સારૂ અત્રે તેનું ટુંકું તથાપિ પૂર્ણ વૃત્તાંત આપવું યોગ્ય ગણ્યું છે. એ લીલાનો હેતુ આગળ ઉપર સ્પષ્ટ થશે. એક દિવસ એવું બન્યું કે વૃન્દાવનના એક પવિત્ર શુભ લતાગૃહના એકાન્ત સ્થળમાં રાત્રે શ્રી કૃષ્ણ ભગવાન મળવાના છે એવી રાધાને ખબર મળી. પોતાની દાસીઓને લઇ તે ત્યાં જવા નીકળી. આ જવાને રાધાનો અભિસાર કહે છે. લતાગૃહમાં આવી પહોંચી શ્રીકૃષ્ણ ભગવાનને યોગ્ય આવકાર દેવા સારુ જોઇતી સામગ્રી તૈયાર કરવાને તેણે પોતાની પરિચારિકાઓને આજ્ઞા કરી. આજ્ઞા માથે ચડાવી તેમણે સૌથી સરસ પુષ્પો ભેગાં

કર્યાં, અને તેમાંનાં થોડાંક લઈ તેમણે લતાગૃહ શણગાર્યું તથા બાકી રહ્યાં તેની માલાઓ કરી, કોમલ પુષ્પો વડે તેમણે ભૂમિ આચ્છાદિત કરી, અને તાજી સુગન્ધિઓ છાંટીને સઘળું મ્હેક મ્હેક કરી દીધું. શ્રીકૃષ્ણને સત્કાર આપવાની આ સામગ્રી વાસકસજ્યાના નામથી પ્રસિદ્ધ છે.

પરંતુ શ્રીકૃષ્ણથી અવાયું નહિં અને રાધા અતિશય નિરાશ બની ગઇ, કેટલીકવાર સુધી તેણે પ્રાર્થના કરી કે "હે પ્રભુ! મારૂં બળતું હૃદય આવીને હોલવો," પછીથી થોડીવાર પ્રભુની દયાનાં દૃષ્ટાંતો વિચાર્યાં અને એમ કરી કરીને પોતાના હૃદયને સાન્ત્વન આપવાનો તેણે પ્રયાસ કર્યો. આ નિરાશા અને તે પછીનું ઔદાસીન્ય રાધાની ઉત્કંઠા તરીકે ઓળખાય છે. આ સ્થિતિમાં તેણે ત્યાંજ રાત્રિ ગાળી અને પ્રભાતમાં શ્રીકૃષ્ણ ભગવાન આવી પહોંચ્યા; આ સમયે શ્રી રાધા ભગવાનના વિરહથી લગભગ મૃત્યુ પામવાની અણીપર આવી પહોંચી હતી.

રાધાની ઉત્કંઠા.

શ્રીકૃષ્ણ ભગવાનને આટલો વખત રાધાની પ્રતિસ્પર્દ્ધી ચંદ્રબાલી નામની વૃંદાવનની એક કુમારિકાએ રોકી રાખ્યા હતા. તેનામાં રાધાના જેવો શુદ્ધ પ્રેમ ન હતો, પરંતુ તે ઘણીજ કાવાબાજ હતી. તેણે રાધાની પાસે જવાના રસ્તાપર રાતના ભગવાનને રોકયા અને બળાત્કારે પ્રભુને પોતાના લતાગૃહમાં ખેંચી ગઇ. તેની સાથે જવાની શ્રીકૃષ્ણ ભગવાનથી ઇચ્છા ન હતી છતાં તેને ના કહેવાનું અસભ્યપણું પ્રભુથી થઇ શક્યું નહિ, અને તેથી કરીને તેમની સાથે રાત્રિ ગાળવાનો સ્વીકાર કરવો પડયો. પછી ભગવાન જ્યારે ખણ્ડિતા રાધાની પાસે આવ્યા ત્યારે બંને હાથ જોડી વ્યાકુળતાથી કંપતા તે તેની સન્મુખ ઊભા રહ્યા. રાધા ભગવાનને પશ્ચાતાપ કરતા જોઇ ક્ષમા આપત પણ ચંદ્રબાલીના દંતના ચિહ્નો તેમના ગાલપર દેખાતાં હતાં તે જોઇ તેનો ક્રોધ શમતો ન હતો.

કાવા બાજ ચંદ્રાવળી.

તેણે શ્રીકૃષ્ણ ભગવાન સાથે વિશેષ સમય કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવાની સાફ ના પાડી. તે બોલી "મેં એમનાપર જે પ્રેમ દાખવ્યો છે તેને તેઓ પાત્ર નથી, અને એમની પ્રીતિ પ્રેમથી સંપાદન કરવાનો કદી પણ વિચાર ન કરતાં સ્તુતિના પોકળ અને કૃત્રિમ શબ્દોવડે મેળવવામાં મારું ચિત્ત પરોવીશ. શ્રીકૃષ્ણ ભગવાન લાંબા થઈ પગે પડયા અને પોતાના બંને હાથ (જે હાથો આમ્રવૃક્ષનાં નવાં ફૂટેલાં પલ્લવ જેવા કોમળ અને મૃદુ હતા અને જે વડે તે મનુષ્યને વરદાન આપતા તે) વડે તેના ચરણને ઝાલ્યા. લીલાના આ ભાગને માન કહે છે.×

માન લીલા.

×પ્રસિદ્ધ સંત અને કવિ જયદેવ જ્યારે "માન લીલા" રચતો હતો ત્યારે ક્ષમા માગવાસારૂ શ્રી કૃષ્ણ ભગવાન શ્રી રાધાને પગે પડવા હતા એવું લખવાની તેને પ્રેરણા થઇ; પરંતુ સર્વશક્તિમાન પરમાત્માના સંબંધમાં આવું દીનતાનું કાર્ય જણાવવું એ કોઇ પણ રીતે તે બુદ્ધિથી માની શકયો નહિ તેથી લેખનસામગ્રી મુકી દઇ તે સ્નાન કરવા ગયો. એમ કહેવાય છે કે આ લાગ જોઈ શ્રી કૃષ્ણ ભગવાને જયદેવનું રૂપ ધારણ કર્યું. અને તે સંતે જે શ્લોક લખવાની નામરજી કરી હતી તે તેમાં લખી દીધો.

શ્રીકૃષ્ણ ભગવાન રાધાને છોડી ગયા પછી થોડોક વખત તેણે (રાધાએ) પોતાના મનનું સમાધાન કરવા પ્રયાસ કર્યો. પરંતુ પ્રત્યેક વસ્તુમાં તેને શ્રીકૃષ્ણ ભગવાન જણાતા

હતા, કેમકે તેમના પ્રતિ તેને અત્યંત પ્રેમ હતો. તે પુનઃ શ્રીકૃષ્ણ ભગવાનના મેળાપની અભિલાષા કરવા લાગી; ભગવાનને પોતાને પણ ખેદ થયો હતો, કેમકે તેઓ જાણતા હતા કે મારા પ્રતિ મારીજ ખાતર રાધાનો જે સ્નેહ છે, તેવો આખા વિશ્વમાં એક પણ માણસનો નથી. એમ હોવાથી પુનર્યોગ સત્વરજ થઇ ગયો. શ્રી રાધાએ

राधा कृष्णनो मेळाप.

પોતાના ક્રોધનું કારણ પ્રભુ આગળ નિવેદન કર્યું. તે બોલી, 'તમે સર્વના વ્હાલા છો એ મને ખબર છે—તમે વશ થાઓ એવી પ્રત્યેક મનુષ્યની ઇચ્છા હોવી જોઇએ. મારી પાસેથી તમને દૂર લલચાવી જવામાં ચંદ્રબાલીએ કશું ખોટું કર્યું નથી, એ હું સમજું છું, પરંતુ તમારા કપોલ પ્રદેશપર થયલા તે વખતના દંતક્ષતથી મને માઠું લાગ્યું હતું. તેણે વિશેષમાં કહ્યું: " ચંદ્રબાલી જેવી એક સ્ત્રી જે માત્ર પોતાના આનંદને ખાતર તમારૂં સેવન કરે છે તેને તમને સ્વાધીન કરવાનો કશો પણ હક નથી એમ હું ધારૂં છું, અને એ સંબંધમાં તમને શિખામણ આપવા સારૂજ મેં તમને અપરાધી ગણ્યા હતા."

વૈષ્ણવ ફિલસુફીમાં એક મહાન્ વિચાર આ રહેલો છે એક અસ્તિત્વમાં બે તત્વો છે: એટલે કે (૧) **વ્યક્ત**, Positive. પુરુષ અથવા ઉત્પાદક પ્રાણી, અને (૨) **અવ્યક્ત**, Negative. સ્ત્રી અથવા ઉત્પાદિત પ્રાણી વ્યક્ત તત્વ આકર્ષે છે, અને અવ્યક્ત આકર્ષાય છે. આ ઉપરથી વૈષ્ણવોના મત પ્રમાણે પરમાત્મા અથવા અસ્તિત્વમાંના એકલા પુરુષ સાથે શુદ્ધ પ્રેમથી ઐક્ય કરીને ભક્ત પોતે આત્માનું સ્ત્રીમાં રૂપાંતર કરે છે, સેવાનો એ શ્રેષ્ટ પ્રકાર છે, અને એવા સેવકનો સંપૂર્ણ નમૂનો તે શ્રી રાધા છે. ઉપર લખેલી લીલા જોકે દેખીતી સંસારસંબંધી છે તોપણ ખાસ કરીને તે માત્ર આત્માવિષયે જ છે, અને એ બાબતમાં સર્વ વૈષ્ણવ ગ્રંથો એકમત થાય છે. વૈષ્ણવો એને કલ્પિત વાર્તા ગણતા નથી, પરંતુ ઈશ્વરની મનુષ્ય પ્રતિ તથા મનુષ્યની પોતાના કર્તાપ્રતિ પ્રેમની ધારણા એમાં દર્શાવેલી છે એમ માને છે.

वैष्णव फिलसुफी.

રજપૂત રાણી **મીરાંબાઈ** જેમણે પોતાના શ્રીકૃષ્ણ ભગવાન પ્રતિના પ્રેમને લીધે સર્વ વસ્તુનો ત્યાગ કીધો હતો તે જ્યારે શ્રી ગૌરાંગ પ્રભુના એક મુખ્ય ભક્ત વૃન્દાવનના પ્રસિદ્ધ રૂપ–ગોસ્વામીનું દર્શન કરવા ગઇ ત્યારે એ ઉત્તમ પંક્તિના તપસ્વીરૂપે સ્ત્રીનું મુખ જોવાનો પોતાને પ્રતિબંધ છે એવું કારણ જણાવી તેને દર્શન આપવા ના પાડી હતી. ખરી વાત એ હતી કે મીરાંબાઈ એ એક ઘણીજ સુંદર યુવાન રાણી હતી અને તે જે પ્રકારનું વર્તન રાખતી હતી તેનાપર તેને (રૂપને) બહુ વિશ્વાસ નહતો. રૂપનો જવાબ મળતાં **મીરાંબાઈએ** ઉત્તર આપ્યો, " એ શું ત્યારે પુરુષ છે ! જો એમજ હોય તો એ વૃન્દાવનમાં જઈ શકે નહિ. પુરુષો ત્યાં પ્રવેશ કરી શકતા નથી, અને એ ત્યાં છે એમ જો વૃન્દાવનની ઇશ્વરીના જાણવામાં આવશે તો તે એને બહાર કહાડી મૂકશે; શું એ મહાન્ ગોસ્વામીને ખબર નથી કે અસ્તિત્વમાં માત્ર એકજ પુરૂષ–મારા વલ્લભ કનૈયાલાલ જ છે, અને બાકીનાં સર્વ સ્ત્રી છે !" આ સાંભળી રૂપ સમજ્યા કે **મીરાંબાઇ** ખરેખરી શ્રીકૃષ્ણ ભગવાનની પરમ ભક્તાણી છે, અને તેથી તેને દર્શન આપવાનું પોતે કબૂલ કર્યું.

श्री मीरांना रहस्य सूचक शब्दो.

---

# श्रीकृष्णलीलानुं अवलोकन.

**अद्वैत वादीनी फीलसुफी.**

આર્યાવર્તમાં કેટલાક ફિલસુફો એમ માને છે કે મનુષ્યનો આત્મા એ પરમાત્માનો અંશ ( સ્ફુલિંગ ) ચણુગો છે, અને યોગ્ય વિશુદ્ધિ પ્રાપ્ત કર્યા પછી તે પુનઃ તેમાં ( પરમાત્મામાં ) મળી જાય છે. આ સંપ્રદાયવાળાનો સિદ્ધાંત આ પ્રમાણે છે. **सोऽहम्** ( તે અને હું એકજ છીએ ). પૂજા, સ્તુતિ અને બીજી ધાર્મિક ક્રિયાઓની ઉપયોગિતા તેઓ સ્વીકારતા નથી. અને કહે છે કે ઇશ્વર મનુષ્યને કંઇ પણ લાભ કે હાનિ કરી શકતો નથી. મનુષ્યજ પોતાના ભાગ્યનો કર્તા હર્તા છે; તેજ પોતાનું પ્રારબ્ધ રચે છે. પ્રમાણિકપણે વર્તે તો ઇશ્વરની સહાય વિના તે પોતાની શુદ્ધિ કરી શકે છે, અને એ રીતે મુક્તિ સંપાદન કરી શકે છે. તે જો પ્રમાણિકપણે વર્તતો નહિ હોય તો ઇશ્વર કંઇ તેને હાનિ કરી શકતો નથી; પોતાનાં કર્મનાં ફળ તેણે ભોગવવાંજ જોઇએ. આ લોકો અદ્વૈતવાદી કહેવાય છે, અને તેઓ પોતાના આત્માની શુદ્ધિ માટે દેહદમન કરે છે.

**द्वैत वादी फीलसुफो-नो उपदेश.**

બીજા દ્વૈતવાદી નામના ફિલસુફો છે અને તેઓ એવું માને છે કે મનુષ્ય એ ઇશ્વરથી ભિન્ન છે, અને પૃથ્વિપર તેમની સર્વોત્કૃષ્ટ ફરજ એ છે કે ઈશ્વરનાં ચરણકમલ પ્રાપ્ત કરવાં અને તે વડે શાશ્વત સુખમય ભવિષ્ય સંપાદન કરવું. આવો ઉપદેશ પ્રભુ ખ્રીસ્ત હજરત મહમદ પેગંબર, અને શ્રી ગૌરાઙ્ગ પ્રભુનો છે. હવે અહીં એ પ્રશ્ન વિચારવાનો બાકી રહે છે કે તેની પ્રાપ્તિ કયે પ્રકારે કરવી.

**मनुष्य जीवननो उद्देश.**

વૈષ્ણવોના મત પ્રમાણે ઇશ્વર અનહદ શાણો, પરમ સાધુ, અને અપાર કૃપાળુ છે. અને અત્યંત પ્રેમથી તે મનુષ્યને ચ્હાએ છે. આમ હોવાથી પોતાના માટે વાસ્તવિક રીતે સારું શું છે તે પોતાના અજ્ઞાનને લીધે મનુષ્ય જાણવાને અશક્ત છે, તેથી પ્રભુનો પ્રસાદ પ્રાપ્ત કરવા તેની સ્તુતિ કરવી એ અતિશય મૂર્ખાઇ ભરેલું છે. બહારની ખુશામત કરવી અથવા જે વસ્તુ તેને નકામી હોય તેથી તેને પ્રસન્ન કરવા પ્રયાસ કરવો એ પણ એવુંજ મૂર્ખાઇ ભરેલું છે. એથી ઉલટું, ઇશ્વરની ખરા મનથી સ્તુતિ તથા સેવા કરવી અને તેની સાથે સમાગમ મેળવવો એ વૈષ્ણવોના મત પ્રમાણે **મનુષ્યજીવનનો કેવલ ઉદ્દેશ છે.** એમ છતાં, પ્રસાદ મેળવવા સારુ નહિ, પરંતુ સ્તુતિ તથા સેવા કરવામાં જે પરમાનંદ થાય છે તે માટે અને તેમાં જે શુદ્ધિકરણનો ગુણ રહેલો છે તેટલા સારુ તે કરવાં જોઇએ. આ શુદ્ધિકરણથી મનુષ્ય ઇશ્વરસંગતિને પાત્ર થાય છે. એ રીતિએ જ્યારે તે પોતાનામાં ઇશ્વરપ્રતિ પ્રેમ ઉત્પન્ન કરવાને શક્તિમાન થાય છે ત્યારે સ્વાભાવિક રીતેજ તે તેના પ્રતિ આકર્ષાય છે.

આ પ્રમાણે, મનુષ્યે ઇશ્વરની સ્તુતિ કરવી એટલુંજ નહિ પરંતુ સર્વ બનતા પ્રકારે

वैश्नवनी सेवा भक्ति.

તેના સંસર્ગમાં રહેવાનો ખાસ પ્રયાસ કરવો જોઈએ. આથી પ્રત્યેક વૈષ્ણવ ધાતુ કે શિલાની બનાવેલી ઈશ્વરની પ્રતિમા પોતાની પાસે રાખે છે, પ્રેમથી અને સંભાળથી તેને સાચવે છે. તે જેમ કોઈ પ્રિય મિત્રની સંભાળ લે તેમ પોતાના ઈષ્ટની પ્રતિમાને સ્નાન કરાવે છે, સારી સારી વસ્તુઓ તેને નૈવેદ્યમાં ધરે છે, તેને પુષ્પાલંકાર સજાવે છે, નિદ્રા માટે તેને હાલરડાં ગાય છે, તેની સ્તુતિ કરે છે, તેની સાથે વાર્તાલાપ કરે છે, અને તેની સન્મુખ ભજન કીર્તન ગાય છે.

वैश्नवनी आंतर सांधन.

હવે આ વિશ્વનું મહાકારણ અદૃશ્ય, અપ્રાપ્ય, અને અકલ્પ્ય છે તેથી પોતાના ઈષ્ટના સંસર્ગમાં આવવા વૈષ્ણવો ઉપર પ્રમાણે પ્રયાસ કરે છે. વધતાં વધતાં જ્યારે તે આગળ સુધી આવી પ્હોંચે છે ત્યારે તે જડ સાધનોનો ત્યાગ કરે છે અને બધાજ પ્રયાસો તે પોતાના હૃદયમાં કરે છે. પછી શ્રીકૃષ્ણની જે માનસિક પ્રતિમા તેણે પોતાના હૃદયમાં સ્થાપી હોય છે તેની તે સેવા તથા સંગતિ કરે છે અને તેને તે માનસિક પુષ્પ, ધૂપ, નૈવેદ્ય વગેરે અર્પણ કરે છે.

पुज्य भाव अने प्रेम.

ઈશ્વરના સંસર્ગમાં આ પ્રમાણે સતત રહેવાથી આગળ કહી ગયા તેમ મનુષ્ય પોતાના આત્માને શુદ્ધ કરે છે; તથા ઉચ્ચ આશયવાળો અને વિકસિત કરે છે એટલુંજ નહિ પરંતુ સર્વ પાર્થિવ સુખોથી પર એવો પરમાનંદ તે અનુભવે છે. પરંતુ સેવા કરનારે પ્રથમ ઈશ્વરપ્રતિ પૂજ્યભાવ રાખતાં અને પછી તેનાપર પ્રેમ રાખતાં શીખવું જોઈએ; બીજા શબ્દોમાં કહીએ તો સૌથી પ્રથમ પોતાનામાં પરમાત્મા માટે આસક્તિ ઉત્પન્ન કરવી જોઈએ. મનુષ્ય શુદ્ધ થયલો હોય પરંતુ તેને જો ઈશ્વરપ્રતિ કંઈપણ પૂજ્યભાવ કે પ્રીતિ ન હોય તો તેને નહિ જેવોજ. લાભ થવાનો; કેવલ વિશુદ્ધિથી ઈશ્વરની સંગતિ તેને કદી પણ સંપાદન થવાની નથી.

बधा करतां इश्वर व-धारे प्रेम राखेछे.

વૈષ્ણવ એવી પ્રતિજ્ઞાથી આરંભ કરે છે કે આપણા આત્માના આત્મા તરીકે કોઈ પણ માનવી કરતાં ઈશ્વર આપણી વિશેષ નિકટમાં છે; માતા પોતાના બાળકપર પ્રેમ રાખે તથા પત્ની પોતાના સ્વામીપર પ્રેમ રાખે તેના કરતાં મનુષ્યપર ઈશ્વર વિશેષ પ્રેમ રાખે છે; જ્યારે પૃથ્વિપરના પોતાના સૌથી નિકટના તથા પ્રિયમાં પ્રિય વિષયના કરતાં મનુષ્યને ઇશ્વરપર વિશેષ પ્રેમ રાખવાની વૃત્તિ થઈ જાય ત્યારે તે તેની સાથે ઐક્યતા પામવા માંડે છે. આ મત પ્રમાણે ઈશ્વરનો મનુષ્ય માટેનો પ્રેમ એ એક સદૈવ–સ્થાયી પ્રમાણમાં હોય છે; પરંતુ તે વાસ્તવિક રીતે જાણવા સારુ મનુષ્યે પ્રથમ ઈશ્વર સાથે સ્નેહ કરતાં શીખવું જોઈએ; અને દિવ્ય પ્રેમનું જે પ્રમાણ પ્રાપ્ત કરવા તે શક્તિમાન્ થશે તે, પ્રભુને માટે જે પ્રેમ રાખવાની તે ટેવ પાડશે, તેના બરોબર પ્રમાણમાં થશે.

પરંતુ ઈશ્વર માટેનો આ પ્રેમ કેવી રીતે સંપાદન કરવો ? પ્રથમ તો જેને પાપ કહે છે અને મનુષ્યહૃદયપર આટલી બધી સબળ અસર થાય છે તે સંબંધી થોડુંક બોલવું

જરૂરનું છે. દેહદમન તથા મનોનિગ્રહથી કેટલાક શુદ્ધ થવા પ્રયાસ કરે છે; તેમનાં શરીર ઉપવાસ કરવાથી ગળાઈને હાડપિંજર જેવાં થઈ જાય છે; સાંસારિક અનેક કસોટીઓ તથા લાલચોથી બચવા માટે તેઓ પૂર્ણતા પામવા સારુ જનસંગ ત્યજી વનમાં જઈ વસે છે;

विकास माटे मनोविकार जरूरना छे.

આ પ્રવૃત્તિ અસ્વાભાવિક છે અને તેટલા માટે ઇશ્વરને પસંદ પડે કે કેમ એ વાદગ્રસ્ત છે. વૈષ્ણવો તેને ઉત્તેજન આપતા નથી. તેમની તકરાર એ છે કે મનોવિકારો મનુષ્યની પ્રગતિ અને વિકાસને માટે આવશ્યક છે. આપણે સંસારમાં રહેવું અને તેનાં સર્વ સ્વાભાવિક સુખો ભોગવવાં, તેમ છતાં આપણા અસ્તિત્વનો કેવલ ઉદ્દેશ આપણી મુક્તિ અથવા ઈશ્વરપ્રાપ્તિ હોવી જોઈએ.

पश्चात्ताप पाप निवृत्तिनो उपाय नथी.

કેટલાક લોક એમ માને છે કે પાપકર્મ માટે પશ્ચાત્તાપનાં અશ્રુ પાડવાથી પાપો ધોવાતાં નિષ્પાપ થવાય છે. આવા વર્તનથી તેમનો ઉદ્દેશ પૂરેપૂરો પાર પડવાની ભાગ્યેજ આશા રાખી શકાય. કૃત્રિમ પશ્ચાત્તાપ એ કોલસાને જળથી ધોવાજેવું છે. કોલસાને ગમે એટલા જલથી ધોઈશું તોપણ તે કંઈ હીરા થવાનો નથી. પાપના પશ્ચાત્તાપ તરીકે પ્રાયશ્ચિત કરનાર પોતાનાપર જે કષ્ટો વહોરે છે તે પરથી એવું અનુમાન નીકળે છે કે ઇશ્વર એ કંઈક નિર્દય સ્વામી છે. પરંતુ ઈશ્વર મનુષ્યને અનહદ પ્રેમથી ચહાય છે તેથી મનુષ્યે પોતે વહોરેલાં કષ્ટ ગમે તે હેતુસર હોય તોપણ પ્રભુને તે રૂચે એ અશક્ય છે. મન મારીને, અંગ છેદનથી તથા જીવનના સુખો અને જરૂરીઆતો વિસારે મૂકીને કોઈ જૂલમગાર દેવની સ્તુતિ કરી કે તેના જશ ગાઈ આપણે તેને રાજી કરી શકીએ !!! પરંતુ ઇશ્વર કંઈ એમ રાજી થઈ શકે નહિ. તેનામાં એટલી તો મોટાઈ છે કે મનુષ્ય જેવા ક્ષુદ્ર પ્રાણીની આધીનતાથી તેના આનન્દમાં જરાપણ વધારો થાય એમ નથી.

समागमथी विशुद्धि अने विकास.

મનુષ્યે પોતાના માનસિક સ્વભાવનો વિકાસ સાધવો એટલાનીજ ઇશ્વર તેની પાસે આશા રાખે છે. પવિત્ર મનુષ્યોનો સતત સમાગમ કરવાથી આ કામ ઉત્તમ રીતે પાર પડી શકે છે. પરંતુ સૌથી પવિત્ર પુરુષ ઇશ્વર પોતેજ છે. માટે તેની સંગતિ ખોળવી, અને એથી આપણો સ્વભાવ સુધરશે, અને પૃથ્વિપર મનુષ્યને જેટલી પૂર્ણતા પ્રાપ્ત થઇ શકે એમ છે તેટલી બધીજ પૂર્ણતા પ્રાપ્ત કરવાને આપણે શક્તિમાન્ થઇશું અને એમ કરતાં કરતાં પ્રભુ માટે વાસ્તવિક પ્રેમનો અંશ જણાવા માંડશે કે અંગારો જેમ કોલસા ઉપર કાર્ય કરે છે તેમ એ કિરણ આત્માઉપર કાર્ય કરશે, અને તેનો મૂળ સ્વભાવજ બદલાવા માંડશે. અંગારાથી કોલસો ધગધગતો અગ્નિ થઇ જાય છે તેમ વાસ્તવિક સ્નેહનો અણુ જે મનુષ્યમાં પ્રકટે છે તે મનુષ્યને પૂર્વના કરતાં વિશેષ સુંદર બનાવી દે છે.

पाप नाशनो सचोट उपाय.

આત્માના સંતોષ માટે અન્ય કોઈ પણ સાધન અંગીકાર કરવાનું વૈષ્ણવ મત પ્રમાણે નિરર્થક છે, અને મનુષ્યનું વર્તન નિયમમાં રાખવા માટે જે રોચક તથા ભયાનક ઉપાયો સુચવવામાં આવે છે તેને વિષે તેનો છેક હલકો અભિપ્રાય છે. અને તે ઈશ્વરને અપમાનકારક છે એમ ગણે છે, અને મનુષ્યને હલકો પાડનારૂં માને છે; માત્ર પોતાનામાંજ મનુષ્યેતો પરમાત્મા સારૂ પ્રીતિ વધારવાની છે. પ્રીતિ વધ-

તેના સંસર્ગમાં રહેવાનો ખાસ પ્રયાસ કરવો જોઇએ. આથી પ્રત્યેક વૈષ્ણવ ધાતુ કે શિલાની બનાવેલી ઈશ્વરની પ્રતિમા પોતાની પાસે રાખે છે, પ્રેમથી અને સંભાળથી તેને સાચવે છે. તે જેમ કોઈ પ્રિય મિત્રની સંભાળ લે તેમ પોતાના ઇષ્ટની પ્રતિમાને સ્નાન કરાવે છે, સારી સારી વસ્તુઓ તેને નૈવેદ્યમાં ધરે છે, તેને પુષ્પાલંકાર સજાવે છે, નિદ્રા માટે તેને હાલરડાં ગાય છે, તેની સ્તુતિ કરે છે, તેની સાથે વાર્તાલાપ કરે છે, અને તેની સન્મુખ ભજન કીર્તન ગાય છે.

**वैश्नवनी सेवा भक्ति.**

હવે આ વિશ્વનું મહાકારણ અદશ્ય, અગ્રાહ્ય, અને અકલ્પ્ય છે તેથી પોતાના ઇષ્ટના સંસર્ગમાં આવવા વૈષ્ણવો ઉપર પ્રમાણે પ્રયાસ કરે છે. વધતાં વધતાં જ્યારે તે આગળ સુધી આવી પ્હોંચે છે ત્યારે તે જડ સાધનોનો ત્યાગ કરે છે અને બધાજ પ્રયાસો તે પોતાના હૃદયમાં કરે છે. પછી શ્રીકૃષ્ણની જે માનસિક પ્રતિમા તેણે પોતાના હૃદયમાં સ્થાપી હોય છે તેની તે સેવા તથા સંગતિ કરે છે અને તેને તે માનસિક પુષ્પ, ધૂપ, નૈવેદ્ય વગેરે અર્પણ કરે છે.

**वैश्नवनां आंतर सांधन.**

ઈશ્વરના સંસર્ગમાં આ પ્રમાણે સતત રહેવાથી આગળ કહી ગયા તેમ મનુષ્ય પોતાના આત્માને શુદ્ધ કરે છે; તથા ઉચ્ચ આશયવાળો અને વિકસિત કરે છે એટલુંજ નહિ પરંતુ સર્વ પાર્થિવ સુખોથી પર એવો પરમાનંદ તે અનુભવે છે. પરંતુ સેવા કરનારે પ્રથમ ઈશ્વરપ્રતિ પૂજ્યભાવ રાખતાં અને પછી તેનાપર પ્રેમ રાખતાં શીખવું જોઇએ; બીજા શબ્દોમાં કહીએ તો સૌથી પ્રથમ પોતાનામાં પરમાત્મા માટે આસક્તિ ઉત્પન્ન કરવી જોઇએ. મનુષ્ય શુદ્ધ થયલો હોય પરંતુ તેને જો ઈશ્વરપ્રતિ કંઇપણ પૂજ્યભાવ કે પ્રીતિ ન હોય તો તેને નહિ જેવોજ લાભ થવાનો; કેવલ વિશુદ્ધિથી ઈશ્વરની સંગતિ તેને કદી પણ સંપાદન થવાની નથી.

**पुण्य भाव अने प्रेम.**

વૈષ્ણવ એવી પ્રતિજ્ઞાથી આરંભ કરે છે કે આપણા આત્માના આત્મા તરીકે કોઇ પણ માનવી કરતાં ઈશ્વર આપણી વિશેષ નિકટમાં છે; માતા પોતાના બાળકપર પ્રેમ રાખે તથા પત્ની પોતાના સ્વામીપર પ્રેમ રાખે તેના કરતાં મનુષ્યપર ઈશ્વર વિશેષ પ્રેમ રાખે છે; જ્યારે પૃથ્વિપરના પોતાના સૌથી નિકટના તથા પ્રિયમાં પ્રિય વિષયના કરતાં મનુષ્યને ઇશ્વરપર વિશેષ પ્રેમ રાખવાની વૃત્તિ થઇ જાય ત્યારે તે તેની સાથે એકતા પામવા માંડે છે. આ મત પ્રમાણે ઈશ્વરનો મનુષ્ય માટેનો પ્રેમ એ એક સદેવ-સ્થાયી પ્રમાણમાં હોય છે; પરંતુ તે વાસ્તવિક રીતે જાણવા સારુ મનુષ્યે પ્રથમ ઈશ્વર સાથે સ્નેહ કરતાં શીખવું જોઇએ; અને દિવ્ય પ્રેમનું જે પ્રમાણ પ્રાપ્ત કરવા તે શક્તિમાન્ થશે તે, પ્રભુને માટે જે પ્રેમ રાખવાની તે ટેવ પાડશે, તેના બરોબર પ્રમાણમાં થશે.

**सघा करतां ईश्वर वधारे प्रेम राखेछे.**

પરંતુ ઈશ્વર માટેનો આ પ્રેમ કેવી રીતે સંપાદન કરવો? પ્રથમ તો જેને પાપ કહે છે અને મનુષ્યહૃદયપર આટલી બધી સબળ અસર થાય છે તે સંબંધી થોડુંક બોલવું

જરૂરનું છે. દેહદમન તથા મનોનિગ્રહથી કેટલાક શુદ્ધ થવા પ્રયાસ કરે છે; તેમનાં શરીર ઉપવાસ કરવાથી ગળાઇને હાડપિંજર જેવાં થઇ જાય છે; સાંસારિક અનેક કસોટીઓ તથા લાલચોથી બચવા માટે તેઓ પૂર્ણતા પામવા સારુ જનસંગ તજી વનમાં જઇ વસે છે;

विकास माटे मनोविकार जरुरना छे.

આ પ્રવૃત્તિ અસ્વાભાવિક છે અને તેટલા માટે ઇશ્વરને પસંદ પડે કે કેમ એ વાદગ્રસ્ત છે. વૈષ્ણવો તેને ઉત્તેજન આપતા નથી. તેમની તકરાર એ છે કે મનોવિકારો મનુષ્યની પ્રગતિ અને વિકાસને માટે આવશ્યક છે. આપણે સંસારમાં રહેવું અને તેનાં સર્વ સ્વાભાવિક સુખો ભોગવવાં, તેમ છતાં આપણા અસ્તિત્વનો કેવલ ઉદ્દેશ આપણી મુક્તિ અથવા ઈશ્વરપ્રાપ્તિ હોવી જોઇએ.

पश्चात्ताप पाप निवृत्तिनो उपाय नथी.

કેટલાક લોક એમ માને છે કે પાપકર્મ માટે પશ્ચાત્તાપનાં અશ્રુ પાડવાથી પાપો ધોવાતાં નિષ્પાપ થવાય છે. આવા વર્તનથી તેમનો ઉદ્દેશ પૂરેપૂરો પાર પડવાની ભાગ્યેજ આશા રાખી શકાય. કૃત્રિમ પશ્ચાત્તાપ એ કોલસાને જળથી ધોવાજેવું છે. કોલસાને ગમે એટલા જલથી ધોઇશું તોપણ તે કંઇ ઢોળા થવાનો નથી. પાપના પશ્ચાત્તાપ તરીકે પ્રાયશ્ચિત કરનાર પોતાનાપર જે કષ્ટો વહોરે છે તે પરથી એવું અનુમાન નીકળે છે કે ઇશ્વર એ કંઇક નિર્દય સ્વામી છે. પરંતુ ઇશ્વર મનુષ્યને અનહદ પ્રેમથી ચહાય છે તેથી મનુષ્યે પોતે વહોરેલાં કષ્ટ ગમે તે હેતુસર હોય તોપણ પ્રભુને તે રૂચે એ અશક્ય છે. મન મારીને, અંગ છેદનથી તથા જીવનના સુખો અને જરૂરીઆતો વિસારે મૂકીને કોઇ જૂલમગાર દેવની સ્તુતિ કરી કે તેના જશ ગાઇ આપણે તેને રાજી કરી શકીએ !!! પરંતુ ઇશ્વર કંઇ એમ રાજી થઇ શકે નહિ. તેનામાં એટલી તો મોટાઇ છે કે મનુષ્ય જેવા ક્ષુદ્ર પ્રાણીની આધીનતાથી તેના આનન્દમાં જરાપણ વધારો થાય એમ નથી.

समागमथी विशुद्धि अने विकास.

મનુષ્યે પોતાના માનસિક સ્વભાવનો વિકાસ સાધવો એટલાનીજ ઇશ્વર તેની પાસે આશા રાખે છે. પવિત્ર મનુષ્યોનો સતત સમાગમ કરવાથી આ કામ ઉત્તમ રીતે પાર પડી શકે છે. પરંતુ સૌથી પવિત્ર પુરુષ ઇશ્વર પોતેજ છે. માટે તેની સંગતિ ખોળવી, અને એથી આપણો સ્વભાવ સુધરશે, અને પૃથ્વીપર મનુષ્યને જેટલી પૂર્ણતા પ્રાપ્ત થઇ શકે એમ છે તેટલી બધીજ પૂર્ણતા પ્રાપ્ત કરવાને આપણે શક્તિમાન્ થઇશું અને એમ કરતાં કરતાં પ્રભુ માટે વાસ્તવિક પ્રેમનો અંશ જણાવા માંડશે કે અંગારો જેમ કોલસા ઉપર કાર્ય કરે છે તેમ એ કિરણ આત્માઉપર કાર્ય કરશે, અને તેનો મૂળ સ્વભાવજ બદલાવા માંડશે. અંગારાથી કોલસો ધગધગતો અગ્નિ થઇ જાય છે તેમ વાસ્તવિક સ્નેહનો અણુ જે મનુષ્યમાં પ્રકટે છે તે મનુષ્યને પૂર્વના કરતાં વિશેષ સુંદર બનાવી દે છે.

पाप नाशनो सचोट उपाय.

આત્માના સંતોષ માટે અન્ય કોઇ પણ સાધન અંગીકાર કરવાનું વૈષ્ણવ મત પ્રમાણે નિરર્થક છે, અને મનુષ્યનું વર્તન નિયમમાં રાખવા માટે જે રોચક તથા ભયાનક ઉપાયો સૂચવવામાં આવે છે તેને વિષે તેનો છેક હલકો અભિપ્રાય છે. અને તે ઇશ્વરને અપમાનકારક છે એમ ગણે છે, અને મનુષ્યને હલકો પાડનારૂં માને છે; માત્ર પોતાનામાંજ મનુષ્યેતો પરમાત્મા સારૂ પ્રીતિ વધારવાની છે. પ્રીતિ વધ-

તાં સૂર્યનાં કિરણના સ્પર્શથી જેમ ધુમસ ઉડી જાય છે તેમ તેનાં પાપો અને પાપ કરાવનારાં કારણો પણ નાશ પામે છે.

મનુષ્યનું ઉત્તમોત્તમ સુખ શ્રી કૃષ્ણપ્રતિ પ્રેમ અથવા ઇશ્વર પ્રતિનો સ્નેહ છે. શ્રીકૃષ્ણ ભગવાન ગીતામાં કહે છેઃ **ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्!** " મનુષ્યો જે મને વરદાયક ગણી સેવે છે તો હું તેમને વર રૂપે દર્શન આપું છું. જો તે મારાપર પ્રીતિ કરે છે તો હું પણ તેનો પ્રીતિથી બદલો વાળું છું. તેઓ જો સ્વામી ગણી મારી સાથે સ્નેહ કરે છે તો સ્વામી જેમ આજ્ઞાંકિત દાસ પર સ્નેહ રાખે તેમ હું મારા સેવક પર રાખું છું. સખા તરીકે ચહાય છે તેમને સખા તરીકે ચહાઇ હું બદલો વાળું છું. વલ્લભ રૂપે મારી સાથે પ્રેમ બાંધે છે તેમના પર પતિ પોતાની સ્ત્રીપર પ્રેમ કરે તેવી રીતે હું પ્રેમ કરૂં છું"

ગીતાના ઉપર જણાવેલા વાક્યનો અર્થ નીચેના દ્દષ્ટાંતથી અધિક સ્પષ્ટ થશે. એક રાજાને બે સ્ત્રીઓ છે. એકને તે કહે છે: " પ્રાણપ્રિયા, મારી પાસે પુષ્કળ ધન છે. એ સર્વ તારી સેવામાં છે. મૂલ્યવાન્ વસ્ત્રો, પાણીદાર રત્નો, દાસદાસીઓ, વાહન, અને વસ્તુતઃ જે જે પદાર્થની તને ઇચ્છા હોય તે સર્વ હું તને આપું છું." રાણી રાજાનો ઉપકાર માનતી કહે છે "આપ મને તૃપ્ત કરશો તો વિશેષની હું તૃષ્ણા રાખીશ નહિં." બીજી રાણીને પણ રાજા એ પ્રમાણે આપવા કહે છે ત્યારે તે ઉત્તર આપે છે "આપના ધનની મને લેશ પણ ઇચ્છા નથી, કેવળ આપનો પ્રેમ હું ઇચ્છું છું." રાજા બંને સ્ત્રીઓને તેમની ઇચ્છા પ્રમાણે આપે છે. પરંતુ રાજાની ધનસંપતિ કરતાં તેને પોતાને જે સ્ત્રીએ અધિક માન્યો તે સ્ત્રીની પસંદગીમાં વધારે ડહાપણ સમાયલું છે એમ સર્વ કોઇ સ્વીકારશે, કેમકે વ્યવહારદ્દષ્ટિએ જોતાં પણ જો રાજા સ્વાધીન થાય છે તો તેની સંપત્તિ અવશ્ય પ્રાપ્ત થાયછે જ.

**વાસ્તવ પ્રેમને ત્યાગ સુલભ છે.**

શારૂં કયું માનવું ? રાજાની કૃપા એટલે તેના પાર્થિવ વૈભવની પ્રાપ્તિ, કે તેની પોતાની પ્રાપ્તિ ! ઘણા લોકો સંપતિ કરતાં પ્રીતિને વધારે પસંદ કરશે. પ્રીતિના વિષય વગર મનુષ્યજીવન ઉદાસ થઇ જાય છે. મનુષ્યને પોતાની વાસ્તવ પ્રીતિનો કોઇ વિષય મળી આવે તો પછી નિર્ધનતા તથા પ્રતિકૂળતા સામા બાથ ભીડવાની પરવા તે ભાગ્યેજ કરશે. તેનામાં જેવો પ્રેમ પ્રકટે છે તેવોજ તે એટલો તો મહાન બની જાય છે કે ત્યાગ કરવાની સર્વોત્તમ સ્થિતિ તેને સહજ સ્વભાવેજ પ્રાપ્ત થઇ જાય છે.

**સંપત્તિ અને અધિકાર** ભોગવવામાં કંઇ પણ વાસ્તવિક સુખ નથી એ વાત કદી

+ દેહદમન બેશક ઉપયોગી તો છે. જે મનુષ્ય જનસમાજનો ત્યાગ કરે છે, તેને જનસમાજની અંદર રહેનાર મનુષ્ય કરતાં ઇશ્વરારાધના કરવાનો વિશેષ કાળ તથા શુદ્ધ રહેવાની વિશેષ અનુકૂળતા મળે છે. પરંતુ ઇશ્વરપ્રાપ્તિના સાધનતરીકે પ્રેમ અને ભક્તિથી એ સાધન ઉતરતું છે. આત્માને વિશુદ્ધ કરવા સારૂ કુદરતી રીતે પશ્ચાત્તાપ થાય છે અને શરીર અને મનને તપશ્ચર્યા પ્રાપ્ત થાય છે. જેમ શરીરમાં દાખલ થયેલું વિષ કહાડી નાખવા માટે કુદરત એકલીજ હંમેશા બસ નથી અને ઘણીવાર ઓષધિની આવશ્યકતા પડે છે, તેમ આત્માના સંબંધમાં એ ઓષધિ ભક્તિ છે."પાપનું બી" તો એકલી ભક્તિજ ઉખેડી શકશે.

વિસરવી નહિ જોઇએ. સંપત્તિ અને અધિકાર વધારે ને વધારે મેળવવાની તૃષ્ણા ઉત્પન્ન કરે છે. જગતમાં સૌથી ધનવાન્ મનુષ્યો પોતાની સંપત્તિને સુખના કારણ માનતા નથી પણ ભારરૂપ માને છે. સૌથી બલવાન્ રાજાનું ભાગ્ય સુખી નથી હોતું પરંતુ એથી ઉલટું હોય છે. જે સંતોષ અને આરામ એક ગામડીઓ અનુભવે છે, તેની તેને ઇર્ષ્યા થાય છે. એ ઉપરાંત સંપત્તિ અને અધિકાર મળવાથી હૃદય કઠોર બનવાથી મનુષ્ય સ્વાર્થી, નિર્દય અને પવિત્ર તથા પ્રેમી ઇશ્વર સાથે સહવાસ રાખવાને અન્ય બાબતોમાં કેવલ અયોગ્ય થઇ જાય છે. આથી કરીનેજ ઇશ્વરનો દાસ અથવા મિત્ર થવા ઇચ્છનાર ખરેખરો સાધુ પુરુષ પરમેશ્વરની શોધ પરમેશ્વરની પ્રાપ્તિ માટે કરે છે. તેના વડે પ્રાપ્ત થતાં સુખો માટે તે તેની શોધ કરતો નથી.

**संपत्ति अने अधिकार शुं करे छे ?**

જે સેવક ઇશ્વર પાસે સંપત્તિ અને અધિકાર માગે છે તે પરોક્ષ રીતે પોતાને સારૂ સ્વામીના સ્થાનની અને પોતાના જાતિબંધુઓ સારુ શરણાગતના સ્થાનની માગણી કરે છે. એટલે કે તે પોતાને સારુ ગુલામ મેળવવાની વિનંતિ કરે છે; બીજા શબ્દોમાં બોલીએ તો અન્યને ભોગે પોતે ધનવાન્ થવાની વિનંતિ કરે છે. પરંતુ ઇશ્વર વિશ્વપિતા છે એમ જે જાણે છે તે આવા અપરાધો કદીજ કરતો નથી. **ઇશ્વરનું પિતાપણું જાણનાર મનુષ્ય પોતાને સ્વામી તથા તેનાં અન્ય બાલકોને પોતાના ગુલામ કરવાનું શી રીતે માગી શકે ?** પોતાને અન્ય કરતાં અધિક ધન આપવા સારુ ઇશ્વરને સ્તુતિ કરવી એનો એજ અર્થ કે અન્યને ઓછું ધન આપવું અને તેમ કરીને પોતાની સંપત્તિ વડે તે મનુષ્યો પાસે પોતાની સ્વામી તરીકે સેવા કરાવવી. વળી મનુષ્યે અધિકાર માગવો એટલે પોતાને સારુ ગુલામો (તેનાં બાલકોમાંથી) મેળવી આપવા ઇશ્વરને કહેવું.

**मात्र अधिकार अने संपत्ति इच्छनार शुं करे छे ?**

આ પ્રમાણે પ્રેમ એ મનુષ્યમાં સર્વોત્તમ ચાલકશક્તિ છે. તેનો વિષય કેવળ માનુષી હોય ત્યારે પ્રેમ એ પીડાનું અને અનર્થનું કારણ થાય છે, કેમકે મનુષ્ય પ્રાણીઓમાં ઘણી ન્યૂનતાઓ હોયજ છે, પ્રેમનો વિષય જેમ શુદ્ધ તેમ તેનો ભોગ સ્થાયી અને મધુર હોય છે. જેનો મનુષ્ય જાતિ માટેનો પ્રેમ સ્વાર્થરહિત હોય છે, જેમનામાં અપૂર્ણતાઓ અથવા ન્યૂનતા નથી, અને જે મનુષ્યપર સ્વાર્થરહિત પ્રેમ રાખે છે તેવા પ્રભુમાં પોતાનો પ્રેમ આરોપવાને શક્તિમાન થાય છે તે મનુષ્ય પોતાને માટે પ્રીતિ કરવાનો સર્વોત્તમ વિષય પ્રાપ્ત કરે છે, અને તેથીજ સર્વોત્તમ સુખો તેને માટે ખુલ્લાં થયા વગર રહેતાં નથી.

**शुद्ध प्रेम सर्वार्थ सिद्ध करे छे.**

હવે ઇશ્વર માટેનો આ પ્રેમ કેવી રીતે જાગ્રત્ કરવો ? સૌથી પ્રથમ વાત તો એ કે પ્રેમ ખીલવવા સારુ ઇશ્વરે મનુષ્ય થવું જોઇએ; મનુષ્યસ્વભાવ એવો છે કે તે પ્રથમ માત્ર મનુષ્ય સાથેજ પ્રેમ બાંધી શકે છે. અસમાન વસ્તુઓ એક બીજા સાથે કદી પણ સ્નેહ કરી શકે નહિ. કોઇ પાંખવાળી અપ્સરાના સંબંધમાં મનુષ્યને અત્યંત

**समानता वगर स्नेह संभवे नहि.**

ઇચ્છા તો થાય, પરંતુ તેજ સમયે રખેને તે ઊડી જાય એવો ભય પ્રકટવાનો અને તેથીજ તેને સહીસલામતપણે રાખવાની બલવાન ઇચ્છા પણ થવાની. મનુષ્ય ઇશ્વર સાથે પ્રેમ બાંધી શકે એટલા માટે કાંતો ઇશ્વરે મનુષ્ય થવું જોઇએ, અથવા તો મનુષ્યે ઇશ્વર થવું જોઇએ. પરંતુ મનુષ્ય ઇશ્વર શી રીતે થઇ શકે ! માટે જો ઈશ્વર તથા મનુષ્ય વચ્ચે પ્રેમ જેવી કોઇ સ્થિતિ સંભવતી હોય તો ઇશ્વરે પૃથ્વિપર અવતરી આ ઐક્યને સિદ્ધ કરવા મનુષ્યના રૂપમાં દર્શન આપવું જોઇએ.

मनुष्य मनुष्याकृतिमां सरलताथी प्रेम साधे छे.

પરંતુ ઈશ્વર અજ્ઞેય તથા અવકાશ જેવોજ અપાર છે. તેમ છતાં બાઇબલમાં કહે છે કે તેણે મનુષ્યને પોતાની ખુદ પ્રતિમાપરથી બનાવેલો છે. * હિંદુશાસ્ત્રો કહે છે કે ઇશ્વરની વાસ્તવિક આકૃતિ મનુષ્યના જેવી છે. એમ છતાં આપણે એવું માનો કે ઈશ્વર એ મનુષ્ય અને તે કરતાં કંઇક અધિક છે. પરંતુ જે મનુષ્ય નથી એવા એક બુદ્ધિમાન્ અને સચેતન વ્યક્તિની મનમાં ધારણા કરવી એ મનુષ્ય શક્તિની બહાર છે. + તમે જો પરમેશ્વરને અવકાશ કે તેજના રૂપમાં બનાવો તો તમારા મનમાં તમે કંઇ પણ સમજી શકો નહિ એવા તમે શબ્દોજ માત્ર ઉચ્ચારો છો. તમારે તમારા સરખાજ એક મનુષ્યની જરૂર છે, નહિતો તમે તેની સાથે પ્રેમ બાંધી શકો નહિ. ઈશ્વર જો મનુષ્યવત્તા કંઇક એમ હોય તો એ વધારાનું કંઇક મનુષ્યકલ્પનાની ઉપરાંત છે, અને તેટલાં માટે વ્યવહારિક કામમાં આપણે તેની સાથે કંઇ સંબંધ નથી.

---

* ઈશ્વરની પ્રતિમા કરવી એ જો ભ્રષ્ટતારૂપ હોય તો ઇશ્વરે મનુષ્યને પોતાની ખુદ પ્રતિમા પ્રમાણે બનાવ્યો છે એ બાઇબલનું વચન ઇશ્વરનિંદક છે. " સૌથી ચુસ્ત " મૂર્તિપૂજકો તો જાણે છે કે ઇશ્વર વિશ્વના જેટલોજ વિશાળ છે. જે મનુષ્ય ઈશ્વરની પોતાના હૃદયમાં સેવા કરી શકતો નથી તેનેજ માટે તેની પ્રતિમા જરૂરની છે. પરંતુ હૃદયમાં તેને વાસ્તવિકપણે જાણવો, ( વાસ્તવિકપણે જાણ્યા સિવાય કંઈ પણ સેવા થઇ શકે નહિ ) એ અતિશય કઠિણ કામ છે, અને ઘણાજ થોડા લોક તેમ કરી શકે છે. ઇશ્વરની પ્રતિમાથી કોઇ સાધારણ મનુષ્ય પણ ઈશ્વરના સંતત સંસર્ગમાં રહેવાને શક્તિમાન્ થાય છે. વૈષ્ણવે પોતાનો ઘણો ખરો કાળ ઇશ્વરની સંગતિમાં ગાળવાનો હોય છે, અને એટલા માટેજ તે પોતાની પાસે શ્રીકૃષ્ણની એક પ્રતિમા રાખે છે, તે સ્નાન કરાવે છે, નૈવેદ્ય ધરે છે અને તેની સાથે સંભાષણ પણ કરે છે.

+ વિચાર કરનારને અવશ્ય જણાશે કે મનુષ્ય નહિ હોય એવી એક બુદ્ધિવાળી વ્યક્તિની મનમાં ધારણા કરવી શક્તિની બહાર છે. ઇશ્વરને અવકાશ જેટલો વિશાળ કરવો એટલે તેને એટલો તો મોટો ધારવો કે જેને આપણે પ્હોંચી શકીએ નહિ. ખગોળશાસ્ત્ર કહે છે કે આપણા સૂર્યને પણ પોતાનો એક સૂર્ય છે. આપણને જે પ્રકાશ આપે છે તેના કરતાં તે સૂર્ય ઘણોજ મોટો હોવો જોઇએ. પરંતુ આપણો પ્રત્યક્ષ સંબંધ તો આપણા પોતાના સૂર્ય સાથે છે, અને જે સૂર્ય આપણે જોઇએ છીએ તેના સૂર્ય સાથે નથી.

**लौकिक सुख इच्छ-नारना ईश्वर.**

જો ઈશ્વરને વરદાયક માની સેવવામાં આવે તો તેને કયો આકાર અથવા રૂપ આપવામાં આવ્યું છે એ કંઈ મહત્વનું નથી. જે સેવક પોતાના પાપની ક્ષમા સારુ તથા કોઈ કષ્ટ નિવારવાને સારુ, અથવા દ્રવ્ય કે વરદાનને માટે સ્તુતિ કરે છે તેને સર્વશક્તિમાન પરમાત્મા તેજ કે અવકાશના જેવા કે શૂન્યકારરૂપે ભલે હોય, પરંતુ જે પરમાત્માનીજ પ્રાપ્તિ અર્થે પરમાત્માને શોધે છે તેમના પરમાત્મા તો એવા નથીજ.

**मोटामां मोटी सत्ता प्रेम छे.**

સારાંશઃ—પ્રેમ એ મનુષ્યપર મોટામાં મોટી સત્તા વાપરે છે. જ્યારે પાત્ર (પ્રેમ માટેનું) યોગ્ય હોય ત્યારે આ પ્રેમ કેવલ સુખનું કારણ થઈ પડે છે, ઈશ્વર સર્વ પ્રકારે સંપૂર્ણ છે. તેનાપર પોતાનો પ્રેમ આરોપવાને જે સદ્ભાગી મનુષ્ય શક્તિમાન્ થાય છે તે મનુષ્ય, પ્રાપ્ત થઈ શકે તેવાં સઘળાંજ સર્વોત્તમ સુખો સંપાદન કરે છે. પરંતુ મનુષ્યને પ્રભુ પર પ્રેમ કરવાનું બની આવે એટલા માટે પ્રભુએ મનુષ્યરૂપે દર્શન આપવું જોઈએ.

**सत्ता अने मनोहरता.**

વૈષ્ણવો ઇશ્વરને મુખ્યત્વે કરીને બે ગુણો આરોપે છે, સત્તા અને મનોહરતા. તે સર્વશક્તિમાન્ અને સર્વ પ્રિય છે. પ્રેમના પાત્ર વિષયે વિચારતાં તેમના બળનું આપણે કશુંજ પ્રયોજન નથી. ઉલટું તેમના બળના વિચારથી સેવા કરનારનો પ્રેમ ઠંડો થઈ જાય છે. જેઓ સ્વાર્થસિદ્ધિ માટે સેવા કરે છે તેમને તેમનું સર્વશક્તિમાન્ તરીકે ચિન્તવન કરવા દો. તેઓ તેમને અવકાશ જેવો અનંત કરી શકે છે તથા તેમને અનંત, સર્વશક્તિમાન્ અને અપ્રાપ્ય કહી શકે છે. પરંતુ જે સેવકની તેમની સાથે પ્રેમ કરવાની ઇચ્છા હોય તેને તો ઇશ્વરના માનુષી સ્વરૂપ સાથે જ કામ છે. ઉપર કહી ગયા છીએ કે ઈશ્વર એ મનુષ્ય વત્તા કંઈક છે; આ કંઈક તે તેમની શક્તિ છે. આ કંઈકથીજ તે સર્વશક્તિમાન્ કહેવાય છે. ઇશ્વરને પોતાના પ્રેમનો વિષય કરવાને જે સેવક અભિલાષી હોય તે તેના સ્વરૂપમાંથી મનુષ્ય કરતાં વિશેષનો ભાગ છોડી દેછે, અને સર્વ-પ્રિય મનુષ્ય તરીકેજ તેની સેવા કરે છે, આ પ્રમાણે હોવાથીજ શ્રીકૃષ્ણ ભગવાન્ સ્ત્રીઓની અપેક્ષાથી સુંદર યુવાન પુરુષ છે, પોતાના માતપિતાના બાલક છે; તેના હાથમાં એક વીણાજ છે, અને તે પ્રત્યેક સ્ત્રી પુરુષને પોતાના લાવણ્ય માત્રથી આધીન બનાવી દે છે.

**प्रभु कयारुपे दर्शन आपे छे ?**

શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે—**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्** । અર્થાત્ જો તેમને વરદાયક માનવામાં આવે તો સેવકને તેઓ વર આપનાર જણાય છે. જો તેમનાપર પ્રેમ કરવામાં આવે તો તેઓ સેવકનો પ્રેમથી બદલો વાળે છે. મનુષ્ય જીવનનો મુખ્ય હેતુ તેમના પર સ્નેહ કરી તેમનો સ્નેહ સંપાદન કરવો એ છે. શ્રી કૃષ્ણ ભગવાને પુનઃ કહ્યું છેઃ "**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति । तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम्** " ॥ ७ ॥ २१ ॥ જે રૂપમાં સેવક મને પૂજે છે તે રૂપમાં હું તેને દર્શન આપું છું. આ પ્રમાણે જે મનુષ્ય ઇશ્વરને પ્રભુ ઇસુ ખીસ્તનું રૂપ આપે છે તેને તે તે રૂપમાં દર્શન આપે છે. જેઓ નિરાકારરૂપે ઇશ્વરને પૂજે

છે તેમને તે કંઈ પણ આકાર વિનાના છે, એવું ભાન કરાવે છે. જેઓ તેને પ્રકાશ તરીકે માને છે તેમને તે માત્ર પ્રકાશરૂપેજ ભાસે છે.

જો એવું અનુમાન કરવામાં આવે કે શ્રીકૃષ્ણ-લીલા એ માત્ર કલ્પના છે. કથાઓ તો ત્રિપથઓની રચના માત્ર છે. તે એવી તો સુગમ અને રસમય વાણીમાં ગુંથવામાં આવી છે કે તેથી ઉપાસકમાં પ્રેમ અને ભક્તિ જાગ્રત થાય છે. ભલે એમ હોય, પણ ઇશ્વર પરનો પ્રેમ એ મનુષ્યનું ઉચ્ચતમ સુખ છે, એમ ગણીએ તો તે સુખ પરમેશ્વર મનુષ્યનું રૂપ ધારણ કરે તે સિવાય અન્ય રીતે પ્રાપ્ત કરી શકાય નહિ. વળી આપણને તેનાપર પ્રેમ કરવાનો તે પ્રસંગ આપે તે સિવાય આપણે તેના પર પ્રેમ કેમ કરીને કરી શકીએ ! મનુષ્યને કાન્તિ-સૌન્દર્ય વગેરે જોઇ અન્યપર પ્રેમ પ્રકટે છે. બીજાનાં કાર્ય જોઇને પણ તે તેના ઉપર પ્રેમ કરી શકે છે. આમ હોવાથી બહુધા પુરુષ, સ્રીપર સૌન્દર્યને લીધેજ પ્રીતિ કરે છે. વૉશિંગ્ટનને કદીપણ નહિ જોયલા એવા પણ હજારો માણસો તેના ઉપર પ્રેમ રાખે છે, કારણ કે તેનાં કાર્યથી તેના જાતિ-બંધુઓ મોહ પામી ગયા છે. તેથી મનુષ્યમાં પ્રીતિ પ્રકટાવવાને ઇશ્વરે મનોહર પુરુષ તરીકે દર્શન આપવું જોઇએ, અથવા તો તેણે પોતાનાં કેટલાંક રમણીય કાર્યો મનુષ્યને જણાવવાં જોઇએ.

**પ્રભુ મનુષ્યરૂપ ધારણ કરે છે.**

કાન્તિમાન્ અને ઉચ્ચ ગુણોવાળો પુરુષ સ્વાભાવિક રીતેજ પોતાના સદાચારથી પોતાના જાતિબંધુઓનો પ્રેમ સંપાદન કરે છે. ઇશ્વર પ્રથમ કૈવલ્યરૂપે હતા; તેઓ આકર્ષક સ્વરૂપ ધારણ કરીને વૃન્દાવનમાં શ્રીકૃષ્ણ ભગવાનરૂપે પ્રકટ થયા અને ત્યાં પોતાના પ્રેમાદિ સદ્‌ગુણોથી તેમણે સર્વનાં હૃદય વશ કરી લીધા.

**કૈવલ્ય રુપમાંથી શ્રી કૃષ્ણ ભગવાન પ્રકટ્યા.**

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં રાસલીલા સંબંધી ઉલ્લેખ કરતાં જણાવેલું છે કે સર્વશક્તિમાન્ પરમાત્મા માનુષી વિકારો અને ભાવોથી પર છે, અને મનુષ્યરૂપ ધારણ કર્યું તે સમયે જો વિકારો રહિત રહ્યા હોત તો મનુષ્યો કદી પણ તેમની સાથે પ્રેમ કે સંબંધ બાંધી શકત નહિ, એથી કરીનેજ પૃથ્વીપરની પોતાની પ્રજાના માત્ર ભલાને ખાતર તેમણે માનવરૂપ લઇ માનુષી વૃત્તિઓ ધારણ કરી. તેમણે કરેલી આ મહા કૃપા વડે પૃથ્વિપરના લોકો તેમની સાથે પ્રેમ તથા સંબંધ કરવાને શક્તિમાન થયા. ખ્રીસ્ત જો પેગમ્બર તરીકે પ્રકટ થયા ન હોત તો ખ્રીસ્તીઓ હાલ જે ઇશ્વરપ્રતિ પ્રેમવૃત્તિ રાખે છે તે કદી પણ રાખી શકત નહિ.

**પ્રભુ મનુષ્યરુપે પ્રકટી મહાન્ ઉપકાર કરે છે.**

વૈષ્ણવ સંપ્રદાયની ખૂબી એ છે કે તેમાં સંસારી મનુષ્યની પેઠેજ ઇશ્વરની સેવા કરીને આપણે તેને પ્રાપ્ત કરીએ છીએ. મનુષ્ય એક સંસારની વ્યક્તિ હોવાથી તે જુદા જુદા સંબંધો બાંધે છે. તેઓ પરસ્પર પિતાપુત્ર, ભાઇઓભાઈ, પતિપત્ની, અને ભાઇબંધ દોસ્તદાર વગેરે સંબંધથી જોડાયલા હોય છે. આમ હોવાથી માતપિતાનો તથા પુત્રપુત્રીનો પ્રેમ બંધુપ્રેમ, પતિ પત્નીનો પ્રેમ તથા મિત્ર પ્રતિનો પ્રેમ પ્રકટ થાય છે. મનુષ્યને તેના સંસારી જીવનમાં આ ચાર પ્રકારનું આકર્ષણ હોય

**ચાર પ્રકારના પ્રેમ પ્રભુમાં પ્રકટાવો.**

છે, આ ચાર જાતિનો પ્રેમ કેળવવાનો પ્રસંગ આપવા માટે ઇશ્વર તેને સંસારમાં સ્થાપે છે. તેણે માત્ર એટલુંજ કરવાનું છે કે એક, એક કરતાં વિશેષ, અથવા એ ચારે જાતિના પ્રેમ ઇશ્વરપ્રતિ યોજવા; અર્થાત ઇશ્વરને પિતા, પુત્ર, મિત્ર કે સ્વામી ગણી પ્રેમ બાંધવો; અથવા તો કઇ જાતિનો પ્રેમ છે, તે નહિ સમજાય છતાં ગમે તે પણ મિશ્ર પ્રેમ પ્રભુ સાથેબાંધવો. ઇશ્વરમાં પ્રીતિ પ્રકટાવવા સારૂ મનુષ્યે જે કરવાનું છે તે એટલુંજ કે તેમને પોતાના એક નિકટના સંબંધી તરીકે ગણવા.

વિશુદ્ધ પ્રેમનું શીક્ષણ શ્રીકૃષ્ણ પ્રભુએ આપ્યું.

આમ જે કરી શકે તે ભાગ્યવાન્ મનુષ્ય છે; પરંતુ પોતાના હૃદયમાં આવું પ્રેમમય પદ ઇશ્વિરને આપવું એ મનુષ્યને ઘણું કઠિણ છે. વ્રજવાસીઓ પ્રભુપર પ્રેમ કરી શક્યા હતા. ત્યાં શ્રી કૃષ્ણ પ્રભુ સામાન્ય મનુષ્યોના સ્વામી, નંદ અને યશોદાના પુત્ર, ગોવાળોના મિત્રજેવા અને ગોપીઓના પ્રીતમ હતા. પોતાની સાથે પ્રેમ કેવી રીતે કરી શકાય તે મનુષ્યજાતિને શિખવવા સારુ શ્રી કૃષ્ણ પરમાત્મા પોતાના સ્વર્ગીય અનુચરો સાથે આ પૃથ્વિપર અવતર્યા હતા, શ્રી કૃષ્ણપર ગાઢ પ્રેમ કરવો હોય તો વ્રજનાં સ્ત્રીપરૂષોને પગલે પગલે ચાલો, અને એથી જીવનનો સર્વોત્કૃષ્ટ ઉદેશ ફલીભૂત થશે.

"મારા પ્રિય પુત્ર" અથવા "મ્હારા પ્રિય વલ્લભ" એવી રીતે ઇશ્વરને જગતમાં કહેવું એ મનુષ્યને સૌથી સહેલી બાબત છે; પરંતુ એવી રીતે વાસ્તવિકપણે જાણવું એ જોકે અસંભવિત નથી તોપણ ઘણુંજ કઠિણ છે. ઇશ્વિરને આવા વ્હાલના શબ્દોથી બોલાવવા કે "આવ, મારા પ્રિય બાળક, લાવ તારા વાળ હોળું" એ કાંતો દેવનિંદા કે કાંતો અર્થહીન શબ્દોનો ખીચડો ઉચ્ચારવાની બરોબર છે. પરંતુ કોઇ ભક્ત હોય. તો તે યશોદાને મુખે એવું ઉચ્ચારી શકે. એવીજ રીતે "મને તારા ગાલઉપર ચુંબન કરવા દે" એમ મનુષ્યે બોલવું તે દેવનિંદા છે, પરંતુ એવી ભાષા રાધામુખે તે ઉચ્ચરી શકે. ઇશ્વર પવિત્રતામાં મહાન્ અને પૂર્ણ છે. ખ્રીસ્તની દરમ્યાનગીરી સિવાય ખ્રીસ્તીઓ તેમની સમીપ જવા હિંમત કરી શકતા નથી. કેથલિકો ખ્રીસ્તકૃપા સંપાદન કરવા સારૂ મેરીનું આવાહન કરે છે. આમ છે તેથીજ શ્રી કૃષ્ણભગવાનને પુત્ર કહી બોલાવે તેને વૈષ્ણવો અગત્યનું ગણે છે.

બ્રાહ્મણદ્વારા પૂજન.

નીચવર્ણના લોકને દેવપૂજા જાતે કરવાનો અધિકાર હોતો નથી; તેથી તેઓ બ્રાહ્મણ અથવા ગોર મારફત પૂજા કરાવે છે. તેઓ પૂજનસામગ્રી બ્રાહ્મણની પાસે મૂકે છે અને બ્રાહ્મણ તે સામગ્રી દેવને અર્પણ કરે છે, અને પેલો માણસ પુજનવિધિ દૂર બેસીને જોયા કરે છે, જો કે પુજા બ્રાહ્મણ કરે છે પરંતુ પૂજાનું ફળ તો સામગ્રી લાવનારનેજ મળે છે. બ્રાહ્મણને તો માત્ર તેની દક્ષિણાજ પ્રાપ્ત થાય છે.

આજ પ્રમાણે ભક્ત યશોદા પાસે બાલકૃષ્ણને લાડ લડાવે છે તથા રાધા પાસે તેના વલ્લભ તરીકે પ્રભુને આલિંગન કરાવે છે, પણ લાભ તો ભક્તનેજ પ્રાપ્ત થાય છે. સતત અભ્યાસથી તથા કૃષ્ણલીલાના સતત ચિન્તનથી ભક્તિ કરનાર ધીમે ધીમે પ્રભુપર દૃઢ આસક્તિ કરતો થાય છે. યશોદાને અનુસરનાર ભક્તને પુત્રપ્રતિના પ્રેમ જેવો પ્રેમ પ્રાપ્ત થાય છે અને રાધાને અનુસરનારને પોતાના વલ્લભના સંબંધમાં જેવો પ્રેમ હોય તેવો પ્રેમ પ્રાપ્ત થાય છે. કૃષ્ણલીલા એ માત્ર કલ્પનાનીજ કૃતિ છે એમ માનીએ તોપણ ભક્તિના સંતત સહવાસથી શ્રીકૃષ્ણ, રાધા, તથા વૃન્દાવન ઇત્યાદિનો ભક્તોને આભાસ થાય છે, અને આખરે સર્વશક્તિમાન્ પરમાત્મા સાથે તે પ્રત્યક્ષ સમાગમનો પરમાનંદ અનુભવે છે.

विशुद्ध प्रेम प्राप्त करवानो सरळ उपाय.

કોઇપણ ધર્મની પરીક્ષા તેનાં ફળો પરથી થાય છે. શ્રીકૃષ્ણ ભગવાન્ ઉપર પ્રેમના સ્હેજ અંશવાળાં મનુષ્યો જ્યાં ત્યાં જોવામાં આવે છે, તેઓ એવાં તો પવિત્ર, સુખી, ઉચ્ચતા પામેલાં, આકર્ષક હોય છે કે તેમનું સમાગમસુખ નિર્મલ પૂર્ણિમાની રાત્રીના ચંદ્રપ્રકાશજેવું હોય છે. શ્રીકૃષ્ણ ભગવાન અને શ્રી ગૌરાઙ્ગ પ્રભુના લીલાના ચિન્તનથી ઈશ્વરપ્રતિ ભક્ત જે સ્નેહ સંપાદન કરે છે તે અન્ય લોકોને આશ્ચર્ય તથા માનવૃત્તિથી પૂર્ણ કરવાને પુરતો છે. આવા મનુષ્યના માત્ર દર્શનનીજ ઘણી વાર એવી અસર થાય છે કે કઠોર હૃદયના પાતકીઓનાં હૃદય પણ કોમળ થઇ જાય છે અને તેઓ પોતાનું જીવન સુધારવા પ્રયત્નશીલ થાય છે.

શ્રીકૃષ્ણ ભગવંતે તેમના પિતા વસુદેવના રાજ્ય–દ્વારિકામાં છેલ્લી લીલાઓ કરી હતી. વૃન્દાવન પ્રેમનું સ્થાન હતું, મથુરા જ્ઞાનનું સ્થાન હતું, અને દ્વારિકા કાર્યનું સ્થાન હતું. મનુષ્યો ત્રણ પ્રકારે ઉચ્ચતર જીવન પ્રાપ્ત કરી શકે છે. પ્રથમ પ્રેમ અને ભક્તિથી જેઓ ઈશ્વરને વશ કરી લઇને પ્રેમ સિદ્ધ કરે છે તેઓ વૃન્દાવનનાં છે. જેઓ આત્માને યોગ, દેહદમન, પ્રાયશ્ચિત્ત, વિધિપુરઃસર દેવાર્ચન, વગેરે કરીને શુદ્ધ કરે છે તેઓ મથુરાનાં છે, અને જેઓ માંદાની માવજત કરી, ભૂખ્યાંને તૃપ્ત કરી અને બીજાં સત્કર્મો કરીને મનુષ્ય જાતિની સેવા કરે છે તેઓ દ્વારિકાનાં છે.

जीवननी त्रण सर्वोत्तम सिद्धिओ.

રાસલીલામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે " જેઓ ફલની આશાથી મને સેવે છે તેઓ મને નહિ પરંતુ પોતાના સ્વાર્થને સેવે છે. " કોઇ મનુષ્ય ફળની આશાથી કોઇ સત્કર્મ કરે તો ઇશ્વર તેને તેનું ફળ આપે છે. એ સિવાય તેનો બીજો કશો હક્ક તેના ઉપર રહેતો નથી. એવીજ રીતે યોગ અને વિવિધ જાતની તપશ્ચર્યામાં જે મનુષ્ય પોતાનું જીવન ગાળે છે તે પોતાના આત્માને શુદ્ધ કરવા સારુ તથા અંતર્હિત શક્તિઓના સંવર્ધન સારુ સેવા કરે છે, પરંતુ ઈશ્વરને શોધવા કદી પણ પ્રયાસ કરતો નથી અને તેથી પ્રભુનાં પાદકમલનો કદી પણ તે ભોગી થતો નથી.

प्रभु प्राप्ति माटे भक्तिज मात्र सेव्य छे.

શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કેઃ—

**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ॥**

**अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।**

**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ ९ ॥ २२ ॥**

**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं सच मम प्रियः ॥ ७ ॥ १७ ॥**

તેથીજ વૈષ્ણવો કહે છે કે તેનાં ચરણારવિંદ પ્રાપ્ત કરવાનો માર્ગ કેવલ પ્રેમ અને ભક્તિ છે. જે સાધુ કેવલ શુદ્ધ થયલો હોય પરંતુ કંઇપણ ભક્તિ વિનાનો હોય તે શૂન્યહૃદયની સુંદર કુમારિકા જેવો છે. કોઇ પ્રેમી પુરુષને વશ કરવાની તે કુમારિકા આશા રાખી શકે નહિ. તેમજ ભક્તિ વિનાનો સાધુ એક પ્રેમી ઇશ્વર પાસે પોતે ઉમંગથી સ્વીકારાવાની ન્યાયની રીતે આશા રાખી શકે નહિ.

**धर्मनी फिलसुफी.**

ફિલસુફીનો વિષય જે આર્યાવર્તમાં આટલો બધો ખેડાયલો છે, તેનો કુદરતી શાસ્ત્રના જેવોજ ઉપયોગ છે; જો ધર્મનો અર્થ ઇશ્વરપ્રાપ્તિનો ઉપાય એમ થતો હોય તો જે ફિલસુફીનું બંધારણ ભક્તિ ઉપર નહિ રચાયું હોય તે ફિલસુફી કદી પણ ધર્મની કહી શકાશે નહિ.

**सत्य भक्त कोण छे ?**

**સત્ય ભક્ત તો તેજ છે કે જેણે ઇશ્વરનું પિતૃત્વ તથા મનુષ્યનું ભ્રાતૃત્વ યથાર્થ રીતે જાણ્યું હોય છે;** એવા ભક્તનું સત્કર્મોપ્રતિ સ્વાભાવિક વલણ હોય છે, અને તેથી દુષ્કૃત્યો તથા અશુદ્ધ જીવનપ્રતિ સ્વાભાવિક રીતેજ તેને અભાવ થાય છે.



# श्री गौरांगप्रभु.

## પ્રકરણ ૧ લું.

### પૂર્ણિમા.

શ્રી ગૌરાઙ્ગ પ્રભુનો જન્મ શક ૧૪૦૭ ( વિક્રમ સંવત્ ૧૫૪૨ ) ના વર્ષમાં ફાલ્ગુન માસની પૂર્ણિમા ( હોળી ) ની રાત્રે નવદ્વીપ ( નદિયા ) માં થયો હતો. પવિત્ર ભાગીરથી ( ગંગા ) ના બંને તટઉપર આવી રહેલું એ નગર ત્યાંના ઉત્તમ વિદ્વાનો માટે પ્રસિદ્ધ હતું. સૂર્યાસ્ત થતાંજ પૂર્ણિમાનો ચંદ્ર પૂર્ણ પ્રકાશથી ઝગઝગવા લાગ્યો, અને થોડીજ વારમાં ચંદ્રગ્રહણનો આરંભ થયો. નાગરિકો મોટા અવાજે "હરિબોલ" ઉચ્ચારવા લાગ્યા; કારણ કે ઈશ્વરનાં નામોમાં વૈષ્ણવોમાં હરિનામ અત્યંત પ્રિય ગણાય છે. વળી જ્યોતિષ શાસ્ત્રની ગણત્રી પ્રમાણે પણ એ સમય વિશેષ માંગલિક જણાવવામાં આવ્યો છે.

प्रभु गौराङ्गनो जन्म.

પવિત્ર ભાગિરથી ઉપર આવેલું નદિયા એ સમયમાં જ્ઞાન, વિદ્યા અને વૈભવમાં સૌથી ચડીઆતું નગર ગણાતું હતું. ઠંડી તથા ગરમી સમાન હોવાથી ફાલ્ગુન માસ સૌથી વધારે આનંદજનક લાગે છે, તેમાં પૂર્ણિમાની રાત્રિનો આનંદ અપૂર્વ હોય એમાં શું પૂછવું ? વળી ગ્રહણના સમયમાં હિન્દુઓ ઈશ્વરનો મહિમા ગાવામાં તથા જપાદિ ક્રિયા કરવામાં તલ્લીન થઇ જાય છે. આવા પુણ્ય સમયે શ્રી ગૌરાઙ્ગ પ્રભુનો જન્મ થયો હતો, તેથી આસ્તિક વૈષ્ણવો તે સમયને અધિક મહત્વ અર્પે છે.

फाल्गुननी रम्य पूर्णिमा.

કેટલાક ભક્તો એમ જણાવે છે કે તે સમયે હરિ નામની ધૂન દશે દિશામાં આસ્તિક હિંદુઓ ગજાવતા હતા અને સમજતા હતા કે ગ્રહણનો યોગ હોવાથી આપણે આ નામોઉચ્ચારણ કરીએ છીએ, પણ તેમને ખબર ન હતી કે ખરી રીતે તો તેઓ ઉત્સાહ અને આનંદથી હરિનામ બોલતા હતા, તેનું કારણ શ્રી ગૌરાઙ્ગ પ્રભુનું આ પૃથ્વિપર અવતરણ થયું હતું એ હતું. જ્યારે વિદ્વાનોથી ભરેલું નદિયા શહેર વિદ્વત્તાની પરાકાષ્ઠાએ પહોંચ્યું

आनंद ने उत्साह, हरिनामनी धून.

હતું, તે સમયે શ્રી ગૌરાઙ્ગ પ્રભુએ શા સારુ જન્મ ધારણ કર્યો? જ્યારે મહાત્મા વાસુદેવ (જે પાછળથી શ્રી ગૌરાંગપ્રભુના અનુયાયી થયા હતા તે) સઘળેજ પ્રસિદ્ધિ પામ્યા હતા તે સમયેજ તેમનું આગમન કેમ થયું? ઉપરના પ્રશ્નોના ઉત્તર આ પ્રમાણે છે. સર્વોત્તમ વિદ્યાપ્રવૃત્તિના સમયમાં **સર્વ જ્ઞાનનો અંત ઈશ્વરપ્રાપ્તિમાં છે,** એવું દર્શાવવાને શ્રી ગૌરાંગપ્રભુનું આગમન થયું હતું. ઘણા સુક્ષ્મ બુદ્ધિવાળા અને સુશીક્ષિત પુરુષો આગળ પણ પોતાના આદેશો મૂકવામાં તેમને કંઈજ ચિંતા ન હતી, એ જણવવાને તેમણે વાસુદેવના સમયમાં જન્મ ધારણ કર્યો હતો.

**गौराङ्ग प्रभुना जन्म विषे बे प्रश्नो.**

શ્રી જગન્નાથ મિશ્રના ઘર નજીક એક વિશાળ લીમડાનું ઝાડ હતું. તેની નીચે સુવાવડ માટે તૈયાર કરેલા એક માંડવામાં શ્રીગૌરાંગપ્રભુનો જન્મ થયો હતો. બાલક જન્મતાંજ સૂયાણીને માલમ પડયું કે તેનામાં પ્રાણનું કંઈ પણ ચિહ્ન નથી. તેથી તેને સચેતન કરવા તે વિવિધ ઉપાયો યોજવા લાગી. પરંતુ ઘણી વાર સુધી તે બધા નકામા ગયા.* બહુ વારે સહજ શ્વાસ જણાવા લાગ્યો, કે ત્યાં આવેલાં સર્વનાં અંતઃકરણમાં આનંદ આનંદ વ્યાપ્યો. બાલક બાર માસ ગર્ભાશયમાં રહી તેરમે માસે જન્મેલું હોવાને લીધે અસાધારણ મોટા કદનું હતું. તે જોનારની આંખને ટાઢક વળે તેવું સુંદર હતું. ત્વચા શુદ્ધ સુવર્ણ જેવી તેજસ્વી હતી. તેના પિતાએ તેનું નામ **વિશ્વંભર** પાડયું, પણ તેની માતા તેને **નિમાઈ** કહીને બોલાવતાં, યજ્ઞોપવિત ધારણ કરતી વખતે તેમનું નામ શ્રી **ગૌરાંગ** પાડવામાં આવ્યું. તે "શ્રી ગૌરાઙ્ગ "**પીતશ્વેતાઙ્ગી**," અથવા "ગૌર" નામથી બોલાવવામાં આવતા. તેમનું છેલ્લું નામ **શ્રીકૃષ્ણ ચૈતન્ય** (એટલે મનુષ્યના હૃદયમાં જે ઇશ્વરને–શ્રી કૃષ્ણને–જગવે છે તે) હતું.

**जन्म अने नामाभिधान.**

**નિમાઈ**ની આકૃતિ અને સ્વભાવ બીજાં છોકરાંઓ કરતાં ઘણુંજ જૂદાં હતાં. કદમાં પોતાની વયના છોકરા કરતાં તે ઊંચા હતા. તે પૂર્ણ તંદુરસ્ત અને એટલા તો બલવાન્ તથા ચંચળ હતા કે સ્ત્રીઓ તેમને પોતાના હાથમાં ભાગ્યેજ સહેલથી રાખી શકતી. બાલ્યાવસ્થાની એક ખાસીયત ઘણી જ વિસ્મયકારક લાગતી તે એ કે જ્યારે તે રડતા ત્યારે માત્ર હરિનું નામોચ્ચારણ કરવાથી તે શાંત પડતા. તેમનાં માતપિતાને આઠ પુત્રીઓ થઈ હતી અને તે એક પછી એક મૃત્યુ પામી હતી; ત્યાર પછી **વિશ્વરૂપ** નામના એક પુત્રને તેમણે જન્મ આપ્યો હતો. આ છોકરો દશેક વર્ષનો થયો ત્યારે **નિમાઈ**નો જન્મ થયો હતો. સૌથી નાના હોવાને લીધે કુટુંબના અને તેમના સંબંધીઓના તે વધારે લાડકવાયા હતા; બધાંજ માણસને પોતે ઘણાજ વહાલા છે એ વાત શ્રી ગૌરાઙ્ગના જાણવામાં સહે

**बाळ गौराङ्ग अने तेमनो स्वभाव.**

* શ્રી ગૌરાઙ્ગ પ્રભુની બાલલીલાનું વર્ણન ઘણાં પુસ્તકોમાંથી મળી આવે છે. તેમાં નીચેનાં મૂખ્ય છે. અનંત સંહિતાં, મુરારીની નોંધ, મુકુંદપણ્ડિતનો ગૌરાઙ્ગોદય, ચૈતન્ય ચરિતામૃત, ચૈતન્ય ચંદ્રોદય, ચૈતન્ય મંગલ, અદ્વૈતપ્રકાશ ઈત્યાદિ.

લથી આવી ગઈ અને તેથી તેમનો સ્વભાવ બગડેલા બાલકના જેવો જક્કી અને હઠીલો થઇ ગયો હતો. જ્યારે તે રડતા ત્યારે તેમનું સાન્ત્વન કરવું કઠિણુ પડતું, અને ઘણીવાર તો એ એટલું બધું રડતા કે તેમને મૂર્ચ્છા આવતી. આવે પ્રસંગે એમનું કેવીરીતે સમાધાન કરવું એ સમજાતું નહિ. એમનાં માતપિતાને આવા સ્વભાવને લીધે ઘણો શ્રમ અને ચિંતા થતી. પણ આ ચિન્તા લાંબો સમય ચાલી નહિ. થોડાજ દિવસોમાં એમને છાના કેમ રાખવા તેનો આશ્ચર્યકારક ઉપાય હાથ લાગ્યો. જ્યારે નિમાઇ રડવા માંડે કે તેમનાં માતા હરિનામનું સ્મરણ કરવા માંડતાં. આ શબ્દનો સ્વર કાને પડતાંજ નિમાઇ ચુપ રહી જતા.

તે ઘુંટણીએ ચાલતાં શીખ્યા ત્યારે તેમનાપર સતત દેખરેખ રાખવી પડતી હતી. તેમાં જો ભૂલ થતી તો તે મહોલ્લામાં અથવા ગંગા એટલે ભાગિરથીના તટતરફ છાનામાના ચાલ્યા જતા. જો કોઇ તેમને પકડવા પાછળ જતું તો તે મુઠીઓ વાળીને દોડી જતા. તે કેટલીક વાર રસ્તામાં ઘુંટણીએ ચાલતા અને તે જોવા શચીમાતા તેમને વાડામાં નીચે મૂકી પોતાની સખીઓ સાથે સંતાઇ ઊભાં રહેતાં. તેમને ચાલતાં આવડયું એટલે જગન્નાથ, શચી અને વિશ્વરૂપ તેમજ તેમનાં બીજાં સંબંધીઓ અને પાડોશીઓ તેમને માટે હમેશાં ચિન્તામાં રહેતાં; કેમકે બધાને એવી બીક લાગતી હતી કે તે છાનામાના સટકી જશે અને મહોલ્લાની ભીડમાંથી જડશે નહિ. એક દિવસ તો એમણે એક નાગ પકડયો, ત્યારથી એમનાપર વિશેષ દેખરેખ રાખવાની ફરજ પડી. આના કરતાં પણ વિશેષ ભય એક દિવસ એમના પર આવી પડયું. એક ચોર એમના શરીરપરના સોનાના દાગીના ચોરવાની ઈચ્છાથી–મારી નાંખવાના ઇરાદાથી તેમને દૂર લઇ ગયો. બાલકની બધી જગાએ શોધ કરી પરંતુ તેમનો કોઇ પણ જગ્યાએ પત્તો લાગ્યો નહિ. સઘળાં નિરાશ થઇ ગયાં અને શોધ કરતાં થાકયાં; એટલામાં તે એકાએક ઘેર આવી પહોંચ્યા, પિતાને જોઇ દોડતા દોડતા ભેટી પડયા. પિતાએ પૂછ્યું "તું કયાં હતો?" શ્રી ગૌરાઙ્ગે જવાબ દીધો "મને કોઇ આઘે લેઇ ગયું હતું અને તે હમણાંજ પાછો મૂકી ગયું છે." શ્રી ગૌરાઙ્ગ પ્રભુને લેઇ જનાર ભાગ્યશાલી ચોરની જીવનપ્રવૃત્તિ બદલાઇ ગઇ હતી. જેવા તેણે શ્રીગૌરાઙ્ગને પોતાના સ્કંધપર બેસાડયા તેવીજ તેનાપર ચમત્કારિક અસર થઇ. આવા રમણીય બાળકને મારી નાખવાનો વિચાર આવતાં તેનું શરીર કંપવા લાગ્યું. થોડી ક્ષણમાં તેને સ્પષ્ટ સમજાયું કે "મારી જીંદગીમાં હું કેવો દુષ્ટ અને અંતઃકરણ વગરનો થયો છું." પ્રથમ તો એને એ પ્રેરણા થઇ કે બાલકને તેના પિતાને ત્યાં મૂકી આવવા. શ્રી ગૌરાઙ્ગને ઘેર પહોચાડયા પછી તેણે સખત પ્રાયશ્ચિત અને તપમાં આયુષ્ય ગાળવા માડયું અને સંસારનાં સુખોની ઇચ્છાઓનો તેણે ત્યાગ કર્યો. તેણે સંસાર છોડયો અને વાનપ્રસ્થાવસ્થા ગાળવા લાગ્યો. આ ચોર પાછળથી ઘણા પૂજ્ય ભાવને લીધે એક મહાન્ સાધુ તરીકે ઓળખાવા લાગ્યો.

**बाल्यावस्थानो आरंभ.**

**श्री गौराङ्गना स्पर्श-थी चोरनी मति सुधरी.**

સત્ય છે કે શ્રી ગૌરાઙ્ગ મનુષ્યાકૃતિ હતા, પરંતુ તે બિલકુલ બીજા છોકરા-

લથી આવી ગઈ અને તેથી તેમનો સ્વભાવ બગડેલા બાલકના જેવો જક્કી અને હઠીલો થઇ ગયો હતો. જ્યારે તે રડતા ત્યારે તેમનું સાન્ત્વન કરવું કઠિણ પડતું, અને ઘણીવાર તો એ એટલું બધું રડતા કે તેમને મૂર્ચ્છા આવતી. આવે પ્રસંગે એમનું કેવીરીતે સમાધાન કરવું એ સમજાતું નહિ. એમનાં માતપિતાને આવા સ્વભાવને લીધે ઘણો શ્રમ અને ચિંતા થતી. પણ આ ચિન્તા લાંબો સમય ચાલી નહિ. થોડાજ દિવસોમાં એમને છાના કેમ રાખવા તેનો આશ્ચર્યકારક ઉપાય હાથ લાગ્યો. જ્યારે નિમાઇ રડવા માંડે કે તેમનાં માતા હરિનામનું સ્મરણ કરવા માંડતાં. આ શબ્દનો સ્વર કાને પડતાંજ નિમાઇ ચુપ રહી જતા.

તે ઘુંટણીએ ચાલતાં શીખ્યા ત્યારે તેમનાપર સતત દેખરેખ રાખવી પડતી હતી. તેમાં જો ભૂલ થતી તો તે મહોલ્લામાં અથવા ગંગા એટલે ભાગિરથીના તટતરફ છાનામાના ચાલ્યા જતા. જો કોઇ તેમને પકડવા પાછળ જતું તો તે મુઠીઓ વાળીને દોડી જતા. તે કેટલીક વાર રમુજમાં ઘુંટણીએ ચાલતા અને તે જોવા શચીમાતા તેમને વાડામાં નીચે મૂકી પોતાની સખીઓ સાથે સંતાઇ ઊભાં રહેતાં. તેમને ચાલતાં આવડયું એટલે જગન્નાથ, શચી અને વિશ્વરૂપ તેમજ તેમનાં બીજાં સંબંધીઓ અને પાડોશીઓ તેમને માટે હમેશાં ચિન્તામાં રહેતાં; કેમકે બધાને એવી બીક લાગતી હતી કે તે છાનામાના સટકી જશે અને મહોલ્લાની ભીડમાંથી જડશે નહિ. એક દિવસ તો એમણે એક નાગ પકડયો, ત્યારથી એમનાપર વિશેષ દેખરેખ રાખવાની ફરજ પડી. આના કરતાં પણ વિશેષ ભય એક દિવસ એમના પર આવી પડયું. એક ચોર એમના શરીરપરના સોનાના દાગીના ચોરવાની ઈચ્છાથી–મારી નાંખવાના ઇરાદાથી તેમને દૂર લઇ ગયો. બાલકની બધી જગાએ શોધ કરી પરંતુ તેમનો કોઇ પણ જગ્યાએ પત્તો લાગ્યો નહિ. સઘળાં નિરાશ થઇ ગયાં અને શોધ કરતાં થાકયાં; એટલામાં તે એકાએક ઘેર આવી પહોંચ્યા, પિતાને જોઇ દોડતા દોડતા ભેટી પડયા. પિતાએ પૂછ્યું "તું ક્યાં હતો?" શ્રી ગૌરાઙ્ગે જવાબ દીધો "મને કોઈ બાધે લેઇ ગયું હતું અને તે હમણાંજ પાછો મૂકી ગયું છે." શ્રી ગૌરાઙ્ગ પ્રભુને લેઇ જનાર ભાગ્યશાલી ચોરની જીવનપ્રવૃત્તિ બદલાઇ ગઇ હતી. જેવા તેણે શ્રીગૌરાઙ્ગને પોતાના સ્કંધપર બેસાડયા તેવીજ તેનાપર ચમત્કારિક અસર થઇ. આવા રમણીય બાળકને મારી નાખવાનો વિચાર આવતાં તેનું શરીર કંપવા લાગ્યું. થોડી ક્ષણમાં તેને સ્પષ્ટ સમજાયું કે "મારી જીંદગીમાં હું કેવો દુષ્ટ અને અંતઃકરણ વગરનો થયો છું." પ્રથમ તો એને એ પ્રેરણા થઇ કે બાલકને તેના પિતાને ત્યાં મૂકી આવવા. શ્રી ગૌરાઙ્ગને ઘેર પહોચાડયા પછી તેણે સખત પ્રાયશ્ચિત અને તપમાં આયુષ્ય ગાળવા માડયું અને સંસારનાં સુખોની ઇચ્છાઓનો તેણે ત્યાગ કર્યો. તેણે સંસાર છોડયો અને વાનપ્રસ્થાવસ્થા ગાળવા લાગ્યો. આ ચોર પાછળથી ઘણા પૂજ્ય ભાવને લીધે એક મહાન્ સાધુ તરીકે ઓળખાવા લાગ્યો.

બાલ્યાવસ્થાનો આરંભ.

શ્રી ગૌરાઙ્ગના સ્પર્શથી ચોરની મતિ સુધરી.

સત્ય છે કે શ્રી ગૌરાઙ્ગ મનુષ્યાકૃતિ હતા, પરંતુ તે બિલકુલ બીજા છોકરા-

નહિ. તેથી તેમણે પોતાના સ્વામીને બૂમ પાડીને ઉઠાડયા. પરંતુ જેવા શ્રી ગૌરાઙ્ગે પોતાના પિતાના ઓરડા તરફ ચાલવા માંડયું તેવોજ નાની નાની ઝાંઝરીઓનો સંગીતમય અવાજ શચી માતાને સંભળાવા લાગ્યો. આશ્ચર્યની વાત એ છે કે નિમાઇએ કંઇ ઝાંઝરીઓ પહેરી

दीव्य झांझरीओना रणकारा.

નહતી; છતાં એ સુંદર અવાજ ક્યાંથી આવે છે તે જોવાને તે આતુરતાથી ઉઠયાં ને જુએ છે તો ગૌરાઙ્ગને પોતાના ઓરડામાં લેઇ જવા જગન્નાથ બહાર આવતા હતા. તેમણે પણ એવો જ અવાજ સાંભળ્યો હતો. આ પ્રમાણે શચી અને જગન્નાથ બંનેએ નિમાઇના ખાલી ચરણમાંથી નિકળતું સંગીત સાંભળ્યું. શચી નિમાઇની પાછળ ગયાં, અને માત-પિતાએ હાલરડાં ગાઇ તેમને નિદ્રાવશ કર્યા. તેઓ તેમના સંબંધમાં વાતો કરવા લાગ્યાં. જગન્નાથે જણાવ્યું કે આ ઝણુ ઝણુ કરતી ઝાંઝરીઓનો અવાજ એવું સૂચવે છે કે એ છોકરાના શરીરમાં ગોપાલ* રહે છે. પરંતુ માતૃભાવથી પ્રેરાયલાં શચીને આ વાતથી કાંઇ વધારે મહત્વનું ભાન થયું નહિ, તેથી બોલ્યાં " એ ગમે તેમ હશે પરંતુ મારા નાના નિમાઇ ઉપર કશું પણ સંકટ ગુજરશો નહિ !"

સુવાના સ્થાનમાં ગમે તે બનતું તોપણ બાલક નિમાઇ જ્યારે રમવા જતા ત્યારે

रमतीपाळ गौराङ्ग.

તેઓ કેવલ બીજા છોકરાઓના જેવાજ હતા. તે આખો દિવસ રમતા. તેમનાં માતપિતા તેમને મૂળાક્ષર શિખવાને વિનવતાં પણ તે શીખતા નહિ. રમવા સિવાય તે બીજું કંઇ કરતા નહિ. શચીને દુઃખ થતું તે પોતાના સુંદર બાલકને સ્વચ્છ વસ્ત્ર પહેરાવતાં, પરંતુ તે ચંચળ બાલક તરત રમવા જતા અને આખું શરીર ધૂળથી ખંરડતા. તેમની માતા પુનઃ પુનઃ તેમને નવરાવી સ્વચ્છ વસ્ત્રાલંકાર પહેરાવતાં અને ફરી ફરીને તેઓ જેવાને તેવા થઇ જતા.

નિમાઇ ઘેર ન હોય અને ઘણી શોધ કર્યા પછી શચી તેમને ખોળી કહાડે ત્યારે

माना ठपळकाना शब्दो.

તેમનું મોઢું ભૂખ અને તરસથી ફિક્કું તથા સૂર્યનો તાપ લાગવાથી પરસેવાથી ભીનું થએલું જણાતું. તે પોતાના વહાલા પુત્રને કહેતાં; "મારા ગાંડા બાલક ! તું ભૂખે મરતો હઇશ, જોને તારૂં મોઢું સૂરજના તાપથી કેવું ઠીકરા જેવું થઇ ગયું છે ! તું તારી પોતાની સંભાળ લેતો ક્યારે થઇશ ! " પરંતુ નિમાઇ કંઇ પોતાની રમત છોડતા નહિ. કાંતો શચી શ્રી ગૌરાઙ્ગને હાથે પકડી ઘેર ખેંચી જતાં અથવા તો તે બળ કરીને ન્હાસી જતા. ઘણીવાર માતા બાલકની પાછળ દોડતાં પણ ઝડપથી દોડનાર નિમાઇને તે કેવી રીતે પકડી શકે ! પૂઠે દોડવાનું મૂકી દેઇ તેઓ કદી કદી તો આંખમાંથી આંસુ પાડતાં. આ જોઇ નિમાઇ પોતાની માતા પાસે દોડતા આવતા અને તેમને ભેટી પડતા. માતાની આંખોમાં આંસુ આવેલાં તેમનાથી જોઇ શકાતાં નહતાં. સાયંકાળે નિમાઇ ઉંઘી જાય તે પહેલાં તે માતાની પાસે બેસતા તેથી માતાને તેટલો સમય પરમ સુખનું ભાન અનુભવાતું.

* ગોપાલ તે બાલકરૂપે શ્રીકૃષ્ણ; એ રૂપે તે હમેશાં પગે ઝાંઝરીઓ પેરેલા હોય છે.

निमाई भगवाननो नाच.

નિમાઈ ભગવાન્ નૃત્ય કરવામાં અસાધારણ કુશળ હતા. પાડોશનાં સ્ત્રી પુરુષો પોતાની આગળ નૃત્ય કરવા સારૂ તેમને લલચાવવાને મીઠાઇ અને ફળ આપતાં. તે હસીને નાચતા. તે નૃત્ય કરતા ત્યારે એવું લાગતું કે કોઇ અદશ્ય સત્તા તેમને ઉત્તેજન આપે છે. તેમના શરીરનાં બધાં અંગો બિલકુલ સ્વાધીન ન હોય એમ જણાતું. તેમના અંગોના હાલવા ચાલવામાં મનુષ્ય લોકની ખુબી ન હતી પણ કાંઇક દૈવી લાવણ્યતા જણાતી હતી. એમનો નાચ જોનારના મનપર અસાધારણ અસર થતી. જોતાં જોતાં રૂંવાં ખડાં થતાં, આનંદથી આંખોમાં આંસુ આવતાં, સંસારનાં સુખો ભુલી જતાં, ઇશ્વરપ્રતિનો પુન્યભાવ જાગ્રત થતો અને વિશુદ્ધ પ્રેમના ઉમળકાઓથી તેમનાં અંતઃકરણ ઉભરાઇ જતાં.

नृत्यमां दीव्यता.

જેઓ તેમને નૃત્ય કરતા જોતા તેમને તેમના નૃત્યમાં ભળવાની વૃત્તિ થઇ આવતી, પરંતુ લજ્જાને લીધે તેઓ પોતાનો વિચાર ફેરવી નાંખતા, કેમકે ગૃહસ્થથી કોઇ નાચી શકાય નહિ. નિમાઇના નૃત્યમાં કંઇક દિવ્યતા હતી. સંપૂર્ણ આરોગ્ય, ઉત્તમ કાન્તિ, ખામી વગરનાં અવયવ, ચંદ્રજેવી તેજસ્વી મુખમુદ્રા, સુંદર છાતી. આસપાસ કપડું વીટાળેલો નાજુક કટિપ્રદેશ, રૂપાળા ગાલ અને લલાટ ઉપર સુંદર ચોપડેલો શ્વેત અલક, સારી રીતે હોળેલો અંબોડો, સુવર્ણ સરખાં પુષ્પોથી શણગારેલા વાળ અને બીજી ઘણી રીતે શોભિતા માત્ર ચાર વર્ષના બાલક નિમાઇ જગન્નાથમિશ્રના ઘરના ચોકમાં નૃત્ય કરતા અને શચી તથા તેમની સખીઓ પોતાના હાથવડે તાલ આપી તેમનો નાચ જોતાં. તેમની આંખો હર્ષનાં આંસુથી ભરાઇ જતી. નૃત્ય જોતાં જોતાં એટલો આનંદ થતો કે તેઓ સંસારનું સર્વ ભાન ભુલી જતાં અને પોતાની સન્મુખ નૃત્ય કરતી એક સુવર્ણની લાવણ્યમય આકૃતિ સિવાય કશુંજ દેખતાં નહિ. નિમાઇની સુંદર ગતિથી તેમનાં અંતઃકરણ પીગળતાં. સંસારમાં આનંદ સિવાય બીજું કંઇજ નથી તથા આખું વિશ્વ એ સુવર્ણના બાલક સાથે નૃત્ય કરે છે એવું તેમને ભાન થતું. કદી કદી તેમને પાછળથી જણાતું કે આપણે ઇશ્વરપ્રતિના પુન્યભાવને વશ થઇ ગયાં છીએ. સર્વ સ્થલે આનંદ છે, ઇશ્વર પોતે આનંદરૂપ છે; અને નૃત્ય કરનાર નિમાઇ આ સત્યની સાક્ષી પુરે છે, એમ પણ તેમને લાગતું.

नृत्यनी नाना मोटा सर्व पर दैवी असर.

પોતાના મિત્રોની વચ્ચે નિમાઇ કોઇ કોઇ વાર પોતાની મેળે નૃત્ય કરતા. તે જ્યારે નૃત્ય કરતા ત્યારે મોટી ઉમરનાં સ્ત્રી અને પુરૂષોને પણ નૃત્ય કરવાનું મન થઇ આવતું, પણ તેઓ તો મનને રોકતાં, પણ બાલકો રોકાતાં નહિ, કેમકે તેઓ પોતાના મનને દાબી શકતાં નહિ. જેવી તેમને નાચવાની પ્રેરણા થતી કે તરતજ તેઓ તેને આધીન થઇ જતાં. તેઓ નિમાઇની પેઠે હાથ ઉંચા કરી " હરિ હરિ " બોલતા નિમાઇ સાથેજ નૃત્ય કરવા લાગતા. તે છોકરાઓ તથા તે દેખાવ જે નજરે જોતા તે મોટા પણ ભક્તિભાવને વશ થઇ જતા. કોઈ કોઈ વાર તો આનંદમાં ને આનંદમાં નિમાઇ પૃથ્વિપર આળોટતા અને જાણે કોઇ અનિવાર્ય સત્તાથી પ્રેરાતા હોય તેમ તેમના કેટ-

લાક મિત્રો પણ તેમનું અનુકરણ કરતા. નૃત્યમાં ભળવાની પ્રેરણાને અટકાવવાને જે શક્તિમાન થતા તેમને જો નિમાઇ આલિંગન દેતા અથવા સ્પર્શ કરતા તો તેઓ પણ નાચે પડી પૃથ્વિપર આળોટવા માંડતા ! જ્યારે જ્યારે હરિ બોલનો અવાજ શચીના સાંભળવામાં આવતો ત્યારે તે જાણતા કે નિમાઈ પોતાની રમતમાં ઘેલા થઇ ગયા છે, અને તેથી તેમની પાસે દોડી જઇ હાથમાં ઉપાડી લેઇ શરીરપરની ધુળ ખંખેરી તેમને ઘેર લાવતાં.

નિમાઈનો નાચ અને નજરબંધી.

એક દિવસ તે અસાધારણ ઉત્સાહથી નૃત્ય કરતા જોવામાં આવ્યા. એ વખતે તેમની ઉમર ચાર વર્ષની હતી. નિમાઇએ અને તેમની આજ્ઞાથી બીજાં બાલકોએ વનપુષ્પની માળાઓ પહેરી હતી. તેમણે તાળીઓ પાડીને " હરિ શબ્દનો " ઘોષ કરતાં કરતાં નૃત્યનો આરંભ કર્યો. આ આરંભ કંઇ પણ ઢબ વગરનો હતો, પરંતુ તરતજ નૃત્ય વ્યવસ્થામાં ગોઠવાઇ ગયું. નિમાઇ મધ્યે ઊભા, અને તેમના સાથીઓ એક બીજાનો હાથ પકડીને તેમની આસપાસ નૃત્ય કરવા લાગ્યા.* એક વિદ્વાન અને ઠરેલ વૃદ્ધ પુરૂષ તે સમયે તે રસ્તે થઇને જતો હતો તે આ મઝાહ જોવાને ઉભો રહ્યો. આશ્ચર્યની વાત એ છે કે તે પોતાના મનપરનો કાબુ ખોઇ બેઠો અને હાથ ઊંચા કરીને " હરિ નામ " ઉચ્ચારતો તે પણ નૃત્ય કરવા લાગ્યો. " હરિ બોલ " નો અવાજ સાંભળી શચી માતા તરતજ તે સ્થલે આવ્યાં અને બાલકને લેઇ ચાલ્યાં. બાલકને ઉંચકતાંજ નજરબંધી તુટી, અને તે વિદ્વાન વૃદ્ધ પુરૂષને શરમ લાગવાથી તે એક શબ્દ પણ બોલ્યા વગર ચુપચાપ ચાલ્યો ગયો.

વત્સલતાને લીધે શચી માતા એવું માનતાં કે મારો પુત્ર તો સ્વાભાવિક રીતેજ ઘણો શાન્ત છે, પણ તોફાની મિત્રોની સંગતમાં તે તોફાની બને છે. એક રાત્રિએ શ્રી નિમાઇને તે હાલરડાં ગાઇને ઊંઘાડતાં હતાં પણ નિમાઇ તો ઉંઘાજ.નહિ: તે માતાની છાતી ઉપર ચઢીને ઉભા થયા, અને માતાના હાથ પકડીને આખું શરીર આમ તેમ ઝુલાવવા

બાળચેષ્ટા.

લાગ્યા. શચીએ પૂછ્યું "તું આમ કરે છે તે તને કોઇ ગાંડો નહિ કહે" "ના મા" નિમાઇએ ઉત્તર આપ્યો, "મારા સિવાય બધાં માણસ ગાંડાં છે" ચાર વર્ષના છોકરાએ આવો ઉત્તર આપ્યો. શચી સ્તબ્ધ બની ગયાં અને પોતાના પતિને બોલાવી કહ્યું: "ગાંડીઓ નિમાઇ કહે છે તે સાંભળો " " મારા સિવાય બધાં માણસ ગાંડાં છે !! "

નિમાઇની ઉમર હજુ પાંચ વર્ષની થઇ હતી. નદિયામાંએ ઉમરનાં છોકરાં નિશાળે જતાં પરંતુ નિમાઇ જતા નહિ, તેમના બાપને આ ગમ્યું નહિ. એક દિવસ નદી કિનારે નિમાઇ રમતા હતા ત્યાં ગુસ્સામાં ને ગુસ્સામાં લાકડી લઇને જગન્નાથ ગયા. નિમાઇને તેઓ મારે નહિ

પિતાનો ક્રોધ.

તે માટે શચી તેમની પાછળ દોડયાં. ગુસ્સે થએલા પિતાના હાથમાં લાકડી જોઇને નિમાઈ માતાની પાછળ સંતાઇ ગયા. જગન્નાથે શચીને કહ્યું: "એને છૂટો મૂકો, તમેજ એ છોકરાને બગાડો છો" શચીએ સ્વામીના હાથમાંથી લાકડી ખુંચાવી લીધી. થોડીવારમાં પિતાનો ક્રોધ ઓછો થયો અને તેથી

* આ વાંચતાં આપણને શ્રીકૃષ્ણ ભગવાનના રાસ અથવા આનંદમય નૃત્યનું સ્મરણ થાય છે.

નિમાઇને રડતા જોઇ તેમનું અંતઃકરણ પીગળ્યું અને પ્રેમથી તેડી લીધા અને છાતી સરસા ચાંપ્યા, અને ગાલપર કેટલીએક ચુમીઓ દીધી. આમ લાડ લડાવવાથી પરિણામ એ આવ્યું કે નિમાઇ ભણવામાં જરાએ દરકાર રાખતા નહિ.

નિમાઇને પોતાના પિતા અને વડીલ બંધુનો કંઈ ભય હતો, પણ માતાનો તેમને બિલકુલ ભય ન હતો; શચીમાતા એક પૂજવાયોગ્ય બાઇ હતાં તોપણ નિમાઇ તો તેમની સાથે એક બાલકની પેઠે વર્તતા. તેમને માત્ર પાંચ વર્ષ થયાં હતાં તોપણ પોતાનામાં જ્ઞાનની ચતુરાઇ છે એવું વારંવાર તે પુરવાર કરી આપતા. આવે પ્રસંગે શચીને એમ લાગતું કે નિમાઇ કોઇ દિવ્ય પુરૂષ છે અને તે કાંઇ પોતાના બાલક નથી, એમણે મને છેતરવા સારૂજ બાલ્યચેષ્ટા ધારણ કરેલી છે અને મારી સાથે તે જે ચેષ્ટાઓ કરે છે તેમાં પણ કંઇક હેતુ રહેલો હોય એમ જણાય છે.

બાલ્યકાળિવિષયે શચીના વિચાર.

ઉચ્ચ જ્ઞાતિની સર્વ હિંદુ સ્રીઓની પેઠે શચી માતા બાહ્ય શુદ્ધિ ચુસ્તપણે પાળતાં, પરંતુ તેમને ચીડવવા માટે જે કોઇ વસ્તુ અથવા મનુષ્યને અડકવાથી અભડાઇ જવાય તેને તે ખાસ કરીને અડકતા. શચીને આથી અતિશય દુઃખ લાગતું. કોઇ કોઇવાર તે નિમાઇને ઠપકો આપતાં, પરંતુ નિમાઇ કંઇ પોતાની ટેવો છોડે એમ ન હતું. એઠાં ઠીકરાનાં વાસણને અડકવું ન જોઇએ પણ નિમાઇ તેનો ઢગલો કરીને તે ઉપર ઉભા રહેતા. દીકરાની આવી ટેવોથી શચીની બહુ નિન્દા થવા લાગી, તેથી તે નિમાઇને ધમકાવતાં 'તને શું શરમ આવતી નથી,' બ્રાહ્મણનો પુત્ર થઇ આવી અપવિત્ર વસ્તુઓને અડકે છે ? નિમાઇ ડાવકાઇથી જવાબ આપતા. 'બહારની પવિત્રતાનો વિચાર તો માત્ર ભ્રમ છે.

બાલક નહિ, વયોવૃદ્ધ જ્ઞાની !

પાંચ વર્ષના બાલકની આવી ટીકા સાંભળી શચી વિસ્મય પામતાં, તેમને આવે સમયે નિમાઇ પાંચ વર્ષના બાલક નહિ પણ એક વયોવૃદ્ધ જ્ઞાની જેવા લાગતા. માતાને ઘણીવાર એમ લાગતું કે હું એક બુદ્ધિહીન સ્રી છું, અને મારો છોકરો એક ડાહ્યો ઉપદેશક છે.

પોતાના દીકરાનું રૂપ જોવા શચી ઘણીવાર તેમના પ્રતિ પ્રેમમય દૃષ્ટિથી જોતાં, પરંતુ જ્યારે નીમાઈ મા શું કરે છે તે જાણતા કે જાણી બુજીને તે પોતાનું મુખ ફેરવી નાખતા. આ જોઇને ભોળાં શચી સમજતાં કે આ છોકરો જાણી જોઇનેજ મારી સાથે આમ કરે છે. કદી કદી એમને ખોટું પણ લાગતું. નિમાઇનો સ્વર સંગીતથી પણ મધુર હતો; અને જ્યારે જ્યારે લાગ મળતો ત્યારે ત્યારે શચી તેમને બોલાવવાનો પ્રયત્ન કરતાં. જાણી જોઇને તેને સવાલો પૂછી પૂછીને તે ચીડવતાં. નિમાઈ માતાનો વિચાર સમજી જતા અને મુખ બંધ કરી એક શબ્દ પણ બોલતા નહિ, શચી કહે " કેમ શું થયું, નિમાઈ ! બોલતો કેમ નથી ? " ઉત્તરમાં નિમાઇ માત્ર હસ્યાજ શચી કહે " નિમાઇ, તું હમણાં મારી સાથે બોલતો નથી તેથી: મને ખાત્રી છે કે હું ઘરડી થઇશ ત્યારે તું મારૂં પોષણ કરવાનો નથી." જવાબ કોણ આપે ! શચી બોલી. " નિમાઇ, જ્યારે હું મરણ પામીશ

મા દીકરાની રકઝક.

ત્યારે તું માતા વિનાનો થઇશ અને મહોલ્લામાં અને શેરીઓમાં ભૂખ્યો રખડશે પણ તારી કોઈ સંભાળ નહિ લે" ગમે તેવા શબ્દો બોલીને માતા બોલે પણ ન બોલવાના નિશ્ચયવાળા નિમાઇ એક શબ્દ પણ ઉચ્ચારતા નહિ.

કોઇ કોઇ વાર નિમાઇથી જ્યારે માતા થાકતાં ત્યારે હાથમાં એક સળીઓ લેઇ તેમની પાછળ દોડતાં. નિમાઇ પોતાનો બચાવ સહેલથી કરતા. તે તે એંઠાં ઠીકરાંના ઢગલાપર જઇ ઉભા રહેતા કે માતા તેમને અડકી શકતાં નહિ. શચી માતા બાહ્યશુદ્ધિને અતિ મહત્વની ગણતાં, તે નિમાઇને પસંદ ન હતું. બહારની પવિત્રતાના સંબંધમાં મા દિકરા વચ્ચે મતભેદજ થાસતો. ચમાર અને એવાં નીચ વર્ણનાં માણસને સ્પર્શ ન કરવો જોઇએ પણ માતાવિરુદ્ધ થઇને પણ નિમાઇ એવા લોકને અડકતા અને અભડાતા, પછી તેઓ પોતાની માતાની પાછળ પડતા. નિમાઇ અડકશે એ બીકથી શચી નહાસી જતાં અને ઘરમાં પેસી જઇ તે અંદર આવે નહિ તે માટે બારણાં વાસી દેતાં. માતાના મનમાં એમ હતું કે એક વિદ્વાન બ્રાહ્મણ અને પંડિતનો પુત્ર વિનયવાળો અને શાન્ત હોવો જોઇએ, પરંતુ નિમાઇ તો વિલક્ષણ હતા. તેમને સર્વ પ્રકારની રમતગમત જોઇએ. તે કોઇને પણ પત કરે એવા ન હતા, અને તે કેટલુંક એવું વર્તન કરતા કે જેથી શચી માતાની વૃત્તિ ઘણો જ ત્રાસ પામતી. તે એવું માનવા લાગ્યાં કે છોકરાનું ભેજું કંઈક ખસેલું છે. તેનામાં કોઇ શેતાને પ્રવેશ કરેલો છે. તેમ છતાં પોતાના અંતઃકરણને પ્રસન્નતા થાય એવાં પ્રેમ અને શ્રદ્ધા નિમાઇમાં છે એ જોઇને તેઓ રાજી થતાં.

बाह्यशुद्धिमाटे मातानो आग्रह.

विलक्षण वर्तन.

નિમાઇની ઉમર પાંચ વર્ષ કરતાં વિશેષ થઇ નહિ હશે એવામાં તેમણે એક દિવસ રોવા માંડ્યું. માતપિતાએ છાના રાખવાના ઘણા પ્રયત્ન કીધા. પણ તે છાના રહ્યા નહિ. હરિના નામનો ઉચ્ચાર કરવાથી તેમના ઉપર હમેશાં જાદુની પેઠે અસર થતી, અને છાના રહેતા, પણ આ પ્રસંગે તેની કંઇ અસર જણાઇ નહિ. માતપિતા ભયમાં પડ્યાં. તેમને ધાસ્તી લાગી કે તે કદાચ બેશુદ્ધ થઇ જશે, તેથી માતાએ શોકાતુર આવાજે પૂછ્યું: "તું શા માટે અમને આ પ્રમાણે નિરાશ કરે છે! અમને કહે કે તારે શું જોઇએ છે?" નિમાઇએ ડુસકાં ખાતાં ખાતાં ઉત્તર આપ્યો: "જગદીશ અને હિરણ્યે દેવને અર્પણ કરવા સારુ જે નૈવેદ્ય તૈયાર કર્યું છે તે મારે જોઇએ છે?" જગદીશ અને હિરણ્ય બે જણ જગન્નાથના પાડોશી હતા અને તેમણે રીવાજ પ્રમાણે એકાદશીને દિવસે શ્રી કૃષ્ણ સારુ થોડું નૈવેદ્ય તૈયાર કર્યું હતું; એ સર્વ હમણાં નિમાઇને જોઇતું હતું. । નિમાઇની આ માંગણીથી તેઓ વિસ્મય પામ્યા. પાંચ વર્ષનો બાલક કેવી રીતે જાણે કે આજ શુદ્ધ એકાદશીનો દિવસ છે અને એ દિવસેજ કેટલાક બ્રાહ્મણો ઇશ્વરને નૈવેદ્ય અર્પણ કરે છે! વળી એ શી રીતે જાણી શક્યા કે એ બંને બ્રાહ્મણોએ નૈવેદ્ય તૈયાર કર્યું છે? કારણ, બધા બ્રાહ્મણો કંઇ એ ક્રિયા કરતા નથી. હવે શ્રીકૃષ્ણને ધરવાનું નૈવેદ્ય બાલકને આપવાથી તો ભ્રષ્ટતાનો દોષ આવે તેથી કરીને એ મુશ્કેલીમાંથી શી રીતે નિકળવું એ શચી તથા જગન્નાથને

निमाई श्री कृष्णनुं नैवेद्य मागे छे.

શુભનું નહિ. તેમણે કહ્યું "જે નૈવેદ્ય સારુ તું રડે છે તેના કરતા વધારે સારી વસ્તુઓ અમે આણી આપીશું." પરંતુ નિમાઇને તો તેજ પદાર્થો જોઇતા હતા.

આ વાત પડોશી બ્રાહ્મણોના જાણવામાં આવી, તેથી તેઓ ત્યાં દોડી આવ્યા. તેમણે જોયું તો અનુપમ સ્વરૂપવાળા નિમાઇ વિશેષ કાન્તિમાન દેખાતા હતા. તેમને લાગ્યું આટલા નાના છોકરાની આવી આગ્રહવાળી પ્રવૃત્તિ એની પોતાની ઇચ્છાથી થવી અસંભવિત છે; બાલકૃષ્ણ આ બાલકની કાન્તિથી ચકિત થઇ એના શરીરમાં વાસ કરી રહેલા હોવા જોઇએ. નૈવેદ્ય માગનાર પોતેજ બાલગોપાલ છે. તેમણે એમના (શ્રીકૃષ્ણના) સારુજ નૈવેદ્ય તૈયાર કર્યું હતું અને હમણાં માગનાર પણ તેજ છે! આ વિચારની તેમની મનપર ભારે અસર થઇ તેઓ ઘેરથી નૈવેદ્ય લઇ આવ્યા, અને નિમાઇની આગળ મૂકી બોલ્યાઃ "આ આરોગો, સુંદર નિમાઇ! અને આપની દ્વારા ગોપાલ પણ એ આરોગો." આ બે બ્રાહ્મણો પાછળથી નિમાઇના સૌથી વધારે ઉત્સાહી અને પ્રેમી અનુયાયીઓ થયા હતા.

નીમાઇ સ્વરૂપ બાલ ગોપાલ છે.

નૈવેદ્યમાંથી થોડું નિમાઇએ ખાધું થોડુંક ફેંકી દીધું. અને બાકી રહેલું વહેંચી દીધું. શચી પોતાના દીકરાનું આવું વર્તન મનમાં ચિંતા સાથે જોતાં હતાં. એમને એવો વિચાર દૃઢ થયો કે નિમાઇ ઘેલો ગાંડો થયો છે અથવા તો કોઇ ભૂત તેના શરીરમાં ભરાયું છે. પણ બહારના માણસ આગળ આ વાત કંઇ કહેવાય! થોડીવાર પછી એમણે નિમાઇ સંબંધમાં વિચાર કરવા પોતાની બ્હેનને બોલાવી. જેવી તે આવી કે શચીએ પોતાના અંતઃકરણનો ભાર તેના આગળ ખાલી કર્યો. તે બોલ્યાંઃ "બ્હેન! સર્વ રીતે સારો અને આવો રૂપાળો છોકરો વખતોવખત આવી રીતે શા માટે વર્તે છે તે હું સમજી શકતી નથી. મારે શું કરવું તેની મને સૂજ પડતી નથી." તેમની બ્હેન કંઇ પણ સલાહ આપી શકી નહિ. તેણે માત્ર એટલી સુચના કરી કે પડોશમાં રહેતી કોઇ સમજુ ડોશીઓને આ બાબતમાં પૂછવું જોઇએ.

સલાહ માટે બ્હેનને બોલાવી.

આ સુચના શચીને ગમી નહિ પણ તે તેને સાંભળવી પડી. તેમણે પાડોશમાંથી ડોશીઓને બોલાવી અને બે ચાર જણીઓ તેમના ઘરમાં ભેગી થઇ. આ ડોશીઓના સ્વામી પંડિત હતા, એટલે તેમણે પોતે પણ જ્ઞાનચર્ચામાં જીવન ગાળેલું, તેથી આવી બાબતનો નિર્ણય કરવાને તેઓ પૂરતી રીતે કુશળ છે એમ ગણી વગર શંકાએ નિમાઇનાં ઉદ્ધત વર્તન માટે તેઓ વિચાર કરવા બેઠી. શચી તેમના આગળ ઘણું રડયાં અને પોતાના દુઃખની વાર્તા નિવેદન કરી. "મારો છોકરો ઘણો સ્નેહાળ છે, ઘણો બુદ્ધિમાન પણ જણાય છે; તે વાસણો ફોડે છે તેને માટે તો હું ગણકારતી નથી, કેમકે નાના બાલકો એમ તો કરે. પણ હાય! દેવોપ્રતિ એને પૂજ્યભાવ નથી, તે દેવદ્રવ્ય લઇ લે છે. દેવો માટે કરેલું નૈવેદ્ય એ ખાઇ જાય છે. વળી રસોઇને ન અડકાય એનો એને સમૂળગોજ વિચાર નથી. નીચ વર્ણનાં મનુષ્યો અથવા ખોટી વસ્તુઓને અડકવાથી અભડાઇએ તે એ બિલકુલ સમજતો નથી. જો હું એનો એને ઠપકો આપું તો તે મને કહેશે કે હું તો ઇશ્વર છું, કોઇ પણ અશુદ્ધ

ડોશીઓની સભા.

વસ્તુ મને અડકીને પવિત્ર થાય છે!" પારકાં માણસો આગળ પોતાના પ્રિય પુત્રની આ પ્રમાણે નિન્દા કરતાં શચી માતાનો જીવ કપાઈ જતો હતો. પણ શું કરે! એમને દીકરો સુધારવો હતો અને આ ડોશીઓ સિવાય હવે કોઈ બીજો ઉપાય એમને જડતો નહતો!!! ડોશીઓએ એકદમ અભિપ્રાય બાંધ્યો કે "મા, આતો ઘણો અઘરો સવાલ છે."

ડોશીઓની તપાસ.

એકે પૂછ્યું, 'આ છોકરો ક્યારથી આ પ્રમાણે કરે છે'! શચીએ ઉત્તર આપ્યો, 'લો હું તમને સર્વ કહી દઉં છું. એક રાત્રે નિમાઈ ઉંઘતો હતો ત્યારે જાણે તેને આલિંગતી હોય એમ કેટલીક તેજસ્વી આકૃતિઓ એના ઉપર નમતી હતી. મને લાગે છે ત્યાર પછીથી તે આવું આવું કરે છે.' ડોશીઓએ થોડીક મસલત કરી અને એકમત થઈ એવા નિર્ણયપર આવી કે 'આ સઘળું પિશાચનું કાવતરું છે.' દૈવયોગે તેજ સમયે નિમાઈ ત્યાં આવી પહોંચ્યા, અને આ શ્રીપરીષદ્‌ની અધ્યક્ષ ડોશી તેમની સાથે વાતો કરવા લાગી. "નિમાઈ," તેણે કહ્યું, "તું એક વિદ્વાન બ્રાહ્મણનો દીકરો છે. છતાં દેવ બ્રાહ્મણ-પ્રતિ તને બિલકુલ માન નથી એ શું?" એ ઉપરથી નિમાઈ મશ્કરી કરતા હોય એમ મુખ મલકાવી બોલ્યા, "હું કોઈને પણ પૂજ્ય ગણુતો નથી, પ્રત્યેક જણે મને પૂજવો જોઈએ!"

આ સાંભળી શચીને કમકમાટ ઉપજ્યો, ખાસ કરીને એટલા માટે કે આટલા બધાના સાંભળતાં છોકરે દેવનિન્દા કરી. તે એકદમ બોલી ઉઠ્યાં; "સાંભળો! એ જે કહે છે તે ધ્યાન દઈ સાંભળો." નિમાઈએ દેવોનો ઘણોજ અપરાધ કર્યો છે એમ માની માતાએ દેવની દયા માગી અને તેમને પ્રસન્ન કરવા માટે પ્રાર્થના કરવા લાગી. "હે સર્વ દેવો! આપ મારા માથાના મુગટ છો. આપને સર્વને હું નમસ્કાર કરું છું." પછી નેત્રો ઊંચાં કરી અને હાથ જોડી વિશ્વના સર્વ દેવતાઓને આજીજી કરવા લાગ્યાં. "રે તમે સ્વર્ગના વસનારાઓ! મારા ઉદ્ધત બાલકના શબ્દોથી બિલકુલ અપમાન માનશો નહિ. એ શું બોલે છે એનું એને ભાન નથી." આટલું કર્યા પછી તે છાતીફાટ રડવા લાગ્યાં. નાનાં બાળકો જે કરે છે તેને માટે તેઓ અપરાધી નથી, કારણ તે અણસમજમાં કરે છે. આ વિચાર જો શચી માતાને આવ્યો હોત તો તે આટલાં ગભરાત નહિ. તેઓ તો એમ સમજતાં હતાં કે નિમાઈ જે કરે છે તે તે સમજીને કરે છે.

પેલી ડોશીઓએ ઘણીવાર સુધી ગંભીર વિચાર કરી જોયો અને છેવટે નિર્ણય કર્યો

ડોશીઓનો નિર્ણય.

કે 'આ સર્વ પિશાચોનું કામ છે' અને તેથી ભલામણ કરી કે છોકરાના રક્ષણ માટે ષષ્ટિમાતા (બાલકોની પાલકદેવી) નું નૈવેદ્ય કરવું જોઈએ.

શચીને આ સલાહ પસંદ પડી. પણ દેવી સારુ કરેલું નૈવેદ્ય નિમાઈ આરોગી જાય

ષષ્ટિ માતાનું નૈવેદ્ય.

તો પછી કરવું શું? જો ષષ્ટિમાતા કોપે તો પછી દુઃખ દેવામાં શી કચાશ રાખે? આથી તેમણે ખુબ ગુપ્તપણે નૈવેદ્ય તૈયાર કરવાનો ઠરાવ કર્યો અને તેમાં તે ફાવ્યાં. સાડીમાં નૈવેદ્ય સંતાડી માતા ચુપચુપ પૂજા કરવા શચી માતાના, મંદિર તરફ ચાલ્યાં. છેટે જઈને વિચાર કરવા લાગ્યાં કે નિમાઈને ચુકવવામાં આજે હું સફળ થઈ છું. પણ

જોઇએ છો ! આ વિચાર તેમના મનમાં આવ્યો કે તરતજ નિમાઇ તેમની સન્મુખ આવી ઉભા રહ્યા. માતાને ગભરાટ થયો અને ખરી વાત જણાઇ ગઇ. નિમાઇ તો સર્વજ્ઞ હતા તે સર્વ જાણતા જ હતા. દ્દઢતાથી તે માતાની સામા આવ્યા અને પુછ્યું, માતા ! સાડીમાં સંતાડી તમે શું લેઇ જાઓ છો ! શચી મોટી સંકડામણમાં આવી પડયાં. તે બોલ્યાં, " મારા વહાલા ! ઘેર જા. " " પરંતુ તમે આ શું લેઇ જાઓ છો ! " નિમાઇએ ફરીથી પુછ્યું. " એતો મીઠાઇ છે. " માતા મને બહુ ભુખ લાગી છે; મને થોડી આપો. " ખિન્ન થઇને શચી બોલ્યાં:—

" મારા દીકરા, એમ ન બોલાય, કેમકે મિઠાઇ ષષ્ટિદેવીને ધરાવવાની છે. હું ધરાવી આવીને તને પુષ્કળ મીઠાઇ તથા ફળો આપીશ. " "પરંતુ માતા, મને ભુખ લાગી છે ને ! મારાથી એટલી વાર નહિ થોભાય ! " નિમાઇએ ઉત્તર આપ્યો, "મારે તો આ ક્ષણે જ જોઇયે. " આટલું બોલી નૈવેદ્યમાંથી તે થોડુંક ઝુટાવીને દોડી ગયા ! !

શચીના માથાઉપર તો જાણે વિજળી પડી. શોક તથા ક્રોધના આવેશમાં તે બોલ્યાં " તું બ્રાહ્મણ નથી, લે જો હું ગંગામાં ઝંપલાવું છું અને મારા પ્રાણનો અંત આણું છું, " શાન્ત થાઓ, શાન્ત થાઓ માતા, " નિમાઇ બોલ્યા, " તમને ખાત્રીથી કહું છું કે જો હું એ ખાઇશ તો ષષ્ટિ ખુબ પ્રસન્ન થશે; " શચીએ 'કહ્યું; તારા આવા વર્તનથી તું દુઃખી થઇશ, બળ્યાં' ઝળ્યાં શચી રડતાં રડતાં ષષ્ટિદેવી આગળ ગયાં, તેને પગે પડયાં અને પ્રાર્થના કરી કે મારો પુત્ર જો કે અપરાધિ છે, તોપણ બાળક ગણી એના ઉદ્ધતપણા માટે ક્ષમા કરશો.

षष्टिनी शचीए क्षमा मागी.

નિમાઇના પાપાચરણથી ષષ્ટિદેવી ક્રોધાયમાન થયાં કે નહિ તેનો નિશ્ચય થઇ શકે એમ નથી, પરંતુ એટલું તો ખરું કે દેવીને નૈવેદ્ય ધરવાથી એ છોકરાપર કંઇ દેખીતી અસર થઇ નહિ. ષષ્ટિની કૃપા અને શચીએ કરેલા વિધિઓથી તેમનો હઠીલો સ્વભાવ લેશ પણ બદલાયો નહિ.

શ્રીહટ્ટ (સીલ્હટ) નિવાસી મુરારિગુપ્ત એ સમયે નવદ્વીપમાં રહેતો હતો. તે વૈદું કરતો હતો અને ગંગાદાસની વ્યાકરણશાળાનો શિષ્ય હતો. વીશ વર્ષની નાની વયમાંજ તેનો એ મહા નગરમાં પગઠામ થઇ ગયો. તે ઘણી મહત્તાવાળો, શરીરે બળવાન, સારા સ્વભાવનો અને શાન્ત યુવાન હતો. તેણે યોગવાસિષ્ઠ નામના સંસ્કૃત ગ્રંથનું અધ્યયન કર્યું હતું અને તેમાં દર્શાવેલા સિદ્ધાંત તેના મનમાં ઠસી રહેલા હતા.

मुरारि गुप्त.

મુરારિ એક દિવસ રસ્તે ચાલતાં કેટલાક મિત્રો સાથે યોગવાસિષ્ટની ફિલસુફી સંબંધી ચર્ચા કરતો હતો. તે કંઇક ઝનૂનથી બોલતો હતો અને શિર ધુણાવી તથા હાથ હલાવી પોતાની દલીલપર ભાર મૂકતો હતો. તે ક્ષણે તેણે પોતાની પાછળ કોઇને ખડખડ ખડખડ હસતું સાંભળ્યું. પાછું ફરીને જોયું તો નિમાઇ અને એના સાથીઓ આવતા હતા અને નિમાઇ તેના ચાળા પાડતા હતા. આ છોકરાના ઉદ્ધત ચાળાથી મિત્રોનું

मुरारि गुप्तनी फिलसुफी.

નિમાઈપર મુરારિને ખોટું લાગ્યું;
હસવું રહ્યું નહિ અને અવિનયી વર્તણુક માટે
પણ તે ખામોશવાળા સ્વભાવનો હોવાથી બોલ્યો નહિ, અને પોતાની ચર્ચા આગળ ચલાવી.
જેવી તેણે ચર્ચા ચલાવી તેવાજ નિમાઇએ પાછા ચાળા પાડવા માંડયા, અને અન્ય છોક-
રાઓને મોટી ગમ્મત પડી. ધૈર્ય છોડી મુરારિ હાસ્ય કરનાર તરફ ફર્યો અને બોલ્યો.
" જગન્નાથના પુત્રને આવું જંગલી અને અવિનયીપણું ન છાજે! કેવો વકી ગયેલો છોકરો!"
આ શબ્દો સાંભળી તથા ગુસ્સે થઇ નિમાઇ બોલ્યા, " તમે ભોજન લેવા બેસશો
ત્યારે હું તમને એક પાઠ આપીશ." મુરારિએ આ શબ્દોઉપર બિલકુલ લક્ષ આપ્યું
નહિ. થોડી વારમાં એ વાત વિસારે પડી.

મુરારિ જ્યારે ભોજન કરવા બેઠા ત્યારે તેને તેનું નામ લઇ બોલાવતો એક બાલકનો મધુર
શબ્દ સંભળાયો. એક ક્ષણમાં તેની ચોખાની થાળી તરફ નીચે જોઈ રહેલા નિમાઇની
મનોહર નાની આકૃતિ તેની સામે આવી ઉભી રહી. તેની મુરારિએ દરકાર કરી નહિ અને
ભોજન લેવા માંડયું. વૈદ્ય લગભગ જમી રહ્યો કે નિમાઇએ ફિલસુફની થાળીમાંના પદાર્થ
ઉપર મૂત્રની ધારા કરી,

**निमाईए शासन कर्युं.**

મુરારિ તો આશ્ચર્ય અને ધિક્કારથી સ્તબ્ધ થઇ ગયો! થોડીજ ક્ષણમાં નિમાઇએ
તેને જાગ્રત કર્યો. " મુરારિ, તમારી જૂઠી અને ભયંકર ફિલસુફી
શિખવવાનું મૂકી દો અને તમારા ખરા અંતઃકરણથી શ્રી હરિને
પૂજવાનું શીખો. સર્વશક્તિમાન ઇશ્વર અને હું એકજ છીએ એમ
માનવાનો જે દંભ કરે છે તેની ચોખાની થાળીની હું આ
પ્રમાણે વ્યવસ્થા કરું છું." આટલું કહી વિદ્યુતના ચમકારા પેઠે તે અદૃશ્ય થઇ ગયા!

**मुरारीना जीवनमां फेरफार.**

નિમાઇના વર્તનથી મુરારિ ઉપર ચમત્કારિક અસર થઈ. ઘડીભર તેને અપમાન
લાગ્યું અને ક્રોધ તો ચડયો. પરંતુ થોડો વિચાર કરતાં તેને
વાસ્તવિક સ્થિતિનું ભાન થયું. સાધારણ પાંચ વર્ષનો બાલક
આવો મુદ્દાનો પાઠ આપે એ કેવલ અસંભવિત હતું. તેનું
શરીર કંપી ઉઠયું; તેને એક વિચાર આવ્યો અને પૂર્વે કદી નહિ
અનુભવેલો એવો આનંદ તેને થવા લાગ્યો. તેનું મન તેજ વિચારથી ભરાઇ ગયું " મારી
સાથે જેમણે વાત કરી તે બાલ-ગોપાલજી (એટલે બાલકૃષ્ણ) હતા.!!"

**मुरारीए निमाइने ओळख्या.**

આ નિશ્ચયથી પ્રેરાઇ તે જગન્નાથમિશ્રને ઘેર ઉતાવળથી ગયો અને નિમાઇના
ચરણારવિંદ આગળ તે લાંબો થઇને પડયો! નિમાઇ પોતાની
માતાની પાછળ સંતાઇ ગયા. એક પાકી ઉમરનો અને એટલો
બધો માન પામેલો માણસ પોતાના બાલકને પ્રણામ કરે છે એ
જોઇ જગન્નાથ આશ્ચર્યથી આભા બની ગયા. તેમણે મુરારિને
દંડવત કરતાં અટકાવ્યો અને બોલ્યા " મારા ભલા વૈદ્યરાજ! તમે આ શું કરો
છો? મારા બાલકને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી તમે શું એને દુઃખી કરવા
ધારો છો? તમે જાણોજ છો કે જ્યારે કોઇ ઉચ્ચ પદ્વીનો માણસ ઉતરતી પદ્વીના
મનુષ્યને પ્રણામ કરે છે ત્યારે તે તેને સંકટમાં નાખે છે." " જગન્નાથમિશ્ર!"
મુરારિએ કહ્યું, " આપના પુત્ર કોણ છે તે આપ સત્વરજ જાણશો."

# પ્રકરણ ૨ જું.

## વિશ્વરૂપ અને શ્રીઅદ્વૈતાચાર્ય.

**विश्वरुपनो समागम.**

નિમાઈના જ્યેષ્ઠબંધુ વિશ્વરૂપ સંબંધી આગળ આપણે જોઈ ગયા છીએ. તે શરીરે સુંદર, તીવ્ર બુદ્ધિના અને ગંભીર વિદ્વાન હતા. નદિયાના અવલોકન કરનાર માણસોને તે ઘણા જ પ્રિય હતા. તેમને શાન્તિપુરવાળા શ્રી અદ્વૈતાચાર્યની સંગતિ થવાથી તે તેમના અનુયાયી થયા હતા. તેઓ શ્રી અદ્વૈતાચાર્ય સાથે મનુષ્યની દુષ્ટતાને વખોડતા અને શ્રી કૃષ્ણના અવતાર સારૂ પ્રભુની પ્રાર્થના કરતા. તે હમેશાં ગંભીર મનોવૃત્તિવાળા હતા. તે થોડું ખાતા અને થોડીજ ઊંઘ લેતા અને શ્રી અદ્વૈતાચાર્ય તથા તેમના બીજા અનુયાયીઓની સોબતમાં કેટલાએ દિવસ અને રાત્રિઓ ભક્તિના કાર્યોમાં ગાળતા. શ્રી અદ્વૈતાચાર્યના કહેવાથી ઘણાનાં મનપર એવો નિશ્ચય ઠસી ગયો હતો કે સર્વ કૃપાળુ શ્રી કૃષ્ણ ભગવાન પોતાનાં બાળકોની દયાપાત્ર સ્થિતિ જોઈને પૃથ્વીઉપર જન્મ ધારણ કરવાના છે. કેટલાક તો એમ પણ માનતા કે પ્રભુએ જન્મ લીધો છે. શ્રી નિમાઈના જન્મ પહેલાં વિશ્વરૂપને કોઈ ભાઈ કે બહેન નહોતું. તે પોતાના મામાના દીકરા લોકનાથને ઘણા પ્રેમથી ચહાતા. શ્રી નિમાઈ જન્મ્યા ત્યારે તેમના આનંદનો પાર ન રહ્યો.

**विश्वरुपनो प्रेम:**

તેમને સ્વાભાવિક રીતેજ પોતાના નાના ભાઈ માટે સ્નેહ ઉભરાતો. શ્રી નિમાઈ જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ તેમને પણ પોતાના વડીલ બંધુઉપરનો સ્નેહ વધતો ગયો.

શ્રી અદ્વૈતાચાર્યનું ઓળખાણ થયા પછી વિશ્વરૂપને બીજા સાધુઓ તથા ધર્મમંડળના અંગીભૂતો બહુજ ચહાતા. શ્રી વિશ્વરૂપ પોતે પણ શ્રી અદ્વૈતાચાર્યે જે ધર્મનાં સત્યોનો પ્રસાર કર્યો હતો તેથી ઘણાજ પ્રસન્ન થયા હતા, અને તેથી તે પોતાનો સઘળો વખત આ શ્રદ્ધાસંપન્ન પુન્યભાવવાળા પ્રેમી ધાર્મિક સત્પુરુષની સંગતિમાં ગાળતા.

**अद्वैताचार्यना उद्गार.**

વિશ્વરુપ શાળામાં અધ્યયન કરતા ત્યારે દરરોજ બપોર પછી ઘેર આવતા; પરંતુ શ્રી અદ્વૈતાચાર્યના મંડળમાં ભળ્યા પછી બપોરે ભોજન સારુ ઘેર આવવાનું તે ભુલી જતા. શ્રી નિમાઈ તો તે વખતે બાલક હતા. તેમને પોતાના ભાઈને તેડી લાવવા શ્રી અદ્વૈતાચાર્યને ત્યાં મોકલવામાં આવતા. બાળક નિમાઈ એટલા તો મોહક અને ચિત્તાકર્ષક હતા કે શ્રી અદ્વૈતાચાર્ય અને બીજા સોબતીઓ તેમની તરફ વિસ્મય થઈ જોઈ રહેતા. શ્રી અદ્વૈતાચાર્યને વિચાર આવતો કે "આ બાલક મારૂં અંતઃકરણ પોતાના પ્રતિ આકર્ષે છે! મને આશ્ચર્ય ઉપજે છે કે મને એમ કેમ થાય છે!!"

વિશ્વરૂપ સોળેક વર્ષના થયા એટલે જગન્નાથે તેમને પરણાવવાનો વિચાર કર્યો પણ તે

વાત જાણવામાં આવતાં વિશ્વરૂપ આશ્ચર્ય પામ્યા. સંસારી જીવનપરથી તેમનો સ્નેહ છેક ઊઠી ગયો હતો, તેથી તેમણે લગ્ન નહિ કરવાનો નિશ્ચય કર્યો હતો. "પરણીને મારે દુનિયા સાથે શું કામ બંધાવું ? જીંદગાની ટુંકી છે. ભક્તિ કરવા જેટલો મને ભાગ્યેજ વખત મળે છે તો પરણવું અને પરણ્યા પછી મારા પ્રભુને ભૂલી જવાનો મને ક્યાંથી વખત હોય ! !" બીજી તરફથી માતપિતાની અવજ્ઞા કરવી એ પણ મોટો અપરાધ કહેવાય. વિશ્વરૂપ જેવા પુત્ર અવજ્ઞા કેમ કરે ! આવી સંકડામણમાં શું કરવું ! તેમ છતાં તેમણે ઘર છોડવાનો અને સંસારનો તદ્દન ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. તે ઘર છોડી ચાલ્યા જાય તો હેતાળ માતપિતાને એક મોટો ઘા લાગે એમ હતું. પણ શું કરવું ! તેમને સુડી વચ્ચે સોપારી જેવું હતું. માતપિતા પર પ્રેમ અસાધારણ હતો, પણ તે પ્રેમની ખાતર પ્રભુની ભક્તિનો ત્યાગ કરી શકાય એમ ન હતું. તેથી એમણે ધાર્યું. "હું જો ઘર છોડીને ચાલ્યો જઇશ તો માતાપિતાને દુઃખતો થશે પણ મારૂં ખરૂં કલ્યાણ ભક્તિથી થશે, માટે જવું એ નિશ્ચય. શાસ્ત્રમાં કહે છે કે કુટુંબમાં એક મનુષ્ય ભક્ત થાય તો તે આખા કુટુંબને તારે છે." ઘર છોડવામાં હજી એક બીજી વધારે મોટી અડચણ હતી; નિમાઇને છોડીને જવું એ ઘણું કઠિણ હતું. વળી પોતે જાય તો નાના ભાઇની કેળવણીની દરકાર કોણ કરશે ! તેની સંભાળ કોણ લેશે ! આ વિચારો પણ આવ્યા, પણ સંસારનો ત્યાગ કરવાનો વિચાર એમણે દૃઢ રાખ્યો. તેમને ભય લાગ્યો કે જો હું સંસારમાં પડીશ તો હું મારી દૈવી સંપત્તિઓ ખોઇ બેશીશ. મનમાં નિશ્ચય કરી તેમણે પોતાની માતાને બાજૂએ બોલાવ્યાં અને કહ્યું: "નિમાઇ મોટો થાય ત્યારે કૃપા કરી એમને આ પુસ્તક આપજો," પણ માતાએ તે લીધું નહિ અને બોલ્યાં "તું એ શું કહે છે ! તું તારી મેળે એને એ પુસ્તક આપજે."

*વિશ્વરુપ घर संसार छोडवा विचार करे छे.*

આથી વિશ્વરૂપે કહ્યું, "માજી, તમે નિમાઇ માટે એ રાખી મૂકો. એ મને વધારે પસંદ છે. હું જીવતો હઇશ અને પ્રસંગ મળશે તો યોગ્ય સમયે તમારી પાસેથી હું એ માગી લઇશ અને મારી મેળે નિમાઇને આપીશ, પરંતુ માજી ! જાણોછોને ! જીવનનો શો ભરોંસો છે !" સરલ હૃદયનાં શચીને વિશ્વરૂપે ગમે તેમ કરી પુસ્તક વળગાડ્યું પણ એમાં એનો શો આશય છે તે માતા સમજ્યાં નહિ. તેમણે તો આશ્ચર્ય સાથે પુસ્તક લીધું અને સંભાળથી સારે ઠેકાણે મૂક્યું.

*विश्वरुपे माताने पुस्तक आप्युं.*

પોતાનો સંસાર છોડવાનો વિચાર વિશ્વરૂપે લોકનાથને કહ્યો. તેને વિશ્વરૂપના ઉત્તમ ગુણો માટે ઘણું સારૂં માન હતું, તેથી તે પણ તેમની સાથે જવાને તૈયાર થયો. વિશ્વરૂપે પ્રથમ તો આનાકાની કરી પણ પછી સાથે લેવાનું કબુલ રાખ્યું. તે વખતે વિશ્વરુપ સોળ વર્ષના હતા અને લોકનાથ તેના કરતાં નાનો હતો. તે બંને જગન્નાથના ઘરમાં એકજ ઓરડામાં બેસતા ઉઠતા; તેથી ક્યે દિવસે રાત્રિએ પલાયન કરી જવું, એ તેમણે નક્કી કર્યું. એક રાત્રિએ તેઓ પોતાના સુવાના ઓરડામાં ગયા, પણ ઊંઘ્યા નહિ અને મધરાત જતાં ઉઠ્યા અને ચોકમાં આવ્યા. ત્યાંથી ઉંઘેલાં માતાપિતાને પ્રણામ કરી પોતાના નાના ભાઇનું રક્ષણ કરવા શ્રીકૃષ્ણ ભગવાનની પ્રાર્થના કરી, વિશ્વરુપ ટંડી રાત્રિમાં તારાઓના પ્રકાશમાં લોકનાથને

સાથે લઇ નિકળી પડ્યા અને નદી તરફ ચાલવા માંડ્યું. રાત્રે મજરો મળી શકે એમ નહતું.

**गृहत्याग अने दीक्षा ग्रहण.**

વળી પોતે શું કરે છે તે જણાવવાની તેમની બિલકુલ ઇચ્છા નહતી. તેમણે હોડીની દરકાર કરી નહિ, પણ નદીમાં પડ્યા અને તરતા તરતા પેલે પાર ગયા. બીને લુગડેજ મુઠીઓ વાળીને ચાલવા માંડ્યું. કોઇ તેમને પાછા લઇ જવાને આવેતો પીડા થાય માટે તે ઉતાવળા પશ્ચિમ તરફ માર્ગ કાપતા હતા. વિશ્વરુપે સાથે માત્ર ભગવદ્‌ગીતાની એક પ્રત લીધી હતી અને તે નદી ઉતરતી વખતે પલળે નહિ માટે એક હાથે તેને પાણીની બહાર પકડી રાખી હતી અને આખી નદી માત્ર એક હાથ વડેજ તર્યા હતા. આથી પણ વિશેષ ભોગ આપવાને વિશ્વરુપની તૈયારી હતી. પશ્ચિમ તરફનાં જંગલમાં અને વસ્તિવાળા સપાટ પ્રદેશોમાં થઇને, ગામેગામ ભિક્ષાપર નિર્વાહ ચલાવતા અને ઘણાં સંકટો અને અડચણો સહન કરતા વિશ્વરૂપ આગળ ચાલ્યા જતા હતા. આગળ જતાં તેમને પુંદરિનાથના એક પરિવ્રાજક સાથે સંબંધ થયો; તેની પાસેથી વિશ્વરૂપે દીક્ષા લીધી અને શંકરારણ્યપુરિ નામ રાખ્યું. વિશ્વરૂપને દીક્ષાસંસ્કાર પ્રાપ્ત થવાથી હવે તેમને બીજા માણસોને દીક્ષા આપવાનો અધિકાર મળ્યો હતો, તેથી કેટલાક સમય પછી તેમણે લોકનાથને દીક્ષા આપી. લોકનાથ પોતાના ગુરુનું દંડકમંડલ પકડીને ચાલતા. તેઓ બંને દુઃખ શું છે એ સમજતા નહતા અને ઘર, મિત્ર, અને નિર્વાહના સાધન વગર દઢતાથી ત્યાગાશ્રમનું પાલન કરતા હતા.

બીજે દિવસે જ્યારે શચી અને જગન્નાથે જાણ્યું કે તપશ્ચર્યા કરી આયુષ્ય પુરૂં કરવા વિશ્વરૂપે ઘર અને સંસાર છોડ્યો છે ત્યારે તેમને ઘણું દુઃખ થયું. તેમ છતાં દીકરાએ આત્મકલ્યાણ માટે જે ભોગ આપ્યો હતો, તેનાં વખાણ કરવા લાગ્યા. તેમના ઉંચા સંસ્કાર

**माता पिता अने नदिया शेहेरने खोट.**

માટે તેમની બંનેપર પ્રીતિ વધી. સારી સ્થિતિમાં ઉછરેલો સોળ વર્ષનો સુકુમાર છોકરો સંન્યાસી થયો, તે સાંભળી આખું નદિયા શહેર આશ્ચર્યચકિત થયું. મનોહર કાન્તિવાળા વિશ્વરુપની અસાધારણ વિદ્વત્તા, નિષ્કલંક અને કુલીન આચરણ દરેકની નજર આગળ ખડાં થવા લાગ્યાં. અને આવા વખાણવા લાયક યુવાનની સઘળાને ખોટ જણાવા લાગી. પ્રેમને લીધે શચી અને જગન્નાથને તો પોતાના પ્રિયપુત્ર વિના શી રીતે રહેવું તેની સમજણજ પડતી નહતી. તેમના મનનું સમાધાન કરવાને મિત્રો આવ્યા. કુટુંબમાં એક સન્યાસી થાય તો તેથી સર્વને મુક્તિ મળે છે; આ વાત માતપિતા માનતાં હતાં, તેમ છતાં સ્નેહને લીધે વૃત્તિઓ શાન્ત થઇ નહિ. દુઃખથી તેમનાં હૃદય અધિક પવિત્ર થયાં. જગન્નાથ ઇશ્વરની પ્રાર્થના કરતા કે " પ્રભુ મારા બાલકને તેનો દઢ નિશ્ચયને પાળવાનું સામર્થ્ય આપો ! " વિશ્વરૂપે સંન્યાસની પ્રતિજ્ઞા લીધી એટલે તેમનાથી માલ મીલ્કત રખાય નહિ, લગ્ન થાય નહિ કે સંસારી મનુષ્યો સાથે. વ્યવહાર કરાય નહિ, પોતાની

**मातापितानुं धैर्य अने प्रभु प्रार्थना.**

જન્મભુમિમાં રહેવાય નહિ, ઇચ્છામાં આવે તેવા સ્વાદિષ્ટ અને અનુકૂળ ખોરાક લેવાય નહિ. સંન્યાસી થવું એ મહા કઠિણ કામ છે પણ તેનો વિશ્વરૂપે સ્વીકાર કર્યો. સંન્યાસની પ્રતિજ્ઞા લીધા પછી જો કોઇ મનુષ્ય પાછો સંસારમાં આવે તો તે ધર્મત્યાગી અથવા

"પતિત" કહેવાય છે. મનુષ્ય અને ઇશ્વર બન્ને તેવા માણસને તજે છે. જગન્નાથ પ્રેમના આવેશને તાબે થયા નહિ અને પોતાના પુત્રને પાછા તેડી લાવવાનો પ્રયત્ન પણ કર્યો નહિ. પણ ઇશ્વરની સ્તુતિ* કરી કે "હે દયાલુ પ્રભુ! મારું હૃદય મારા છોકરા સારુ તલપી રહ્યું છે. હું એક નાશવંત મનુષ્ય કુદરતને વશ કરી શકતો નથી. પરંતુ હું તને વિનંતિ કરું છું કે મારા પુત્રની પ્રતિજ્ઞાનો ભંગ થવા દઇશ નહિ." શચીએ પણ આના જેવીજ નિઃસ્વાર્થ સ્તુતિ કરી હતી.

માતા પિતાના સદ્ગુણો.

શચી અને જગન્નાથ એ બંનેમાં ઉત્તમ પ્રકારના માનસિક સદ્ગુણો હતા. જેવાં તે સદ્ગુણી હતાં તેવાંજ તે રૂપાળાં પણ હતાં. તેમની રીત ભાત ખણુજ સરલ હતી, વળી તેઓ સુજ્ઞ અને બુદ્ધિમાન હતાં. તેમનાં હૃદય જો કે શિરીષપુષ્પજેવાં કોમલ હતાં તોપણ ધર્મો બજાવવામાં અસાધારણ મનની સ્થિરતાવાળાં હતાં. તેમને વ્યવહારમાં તથા પરમાર્થમાં ઉંચી સ્થિતિ પ્રાપ્ત હતી તેથી તે નદિયા શહેરમાં સર્વત્ર પ્રિય થઇ પડયાં હતાં. શ્રી નિમાઇના જેવા તેમને ત્યાં પુત્ર જન્મ્યા એમાં કંઇ આશ્ચર્યજેવું નથી. શચી જેવાં સદ્ગુણી અને ભક્તિમાન સ્ત્રીને પેટ સર્વ શક્તિમાન્ ઇશ્વર જન્મે એમાં કંઇજ આશ્ચર્ય નથી.

બંધુના ત્યાગથી નિમાઇને મૂર્છા.

શ્રી નિમાઇ આ વખતે છએક વર્ષના હતા. તે ઘર બહાર બાજુમાં રમતા હતા ત્યાંથી માતાને રડતાં સાંભળી તેમની પાસે આવ્યા. ભાઇ જતા રહ્યા છે અને તે કદી પાછા આવવાના નથી એ વાત સાંભળી ને નિમાઇ મૂર્છા ખાઇ પૃથ્વિપર પડયા! નિમાઇની ચિંતામાં શચી અને જગન્નાથ તે ક્ષણે તો વિશ્વરૂપને ભૂલી ગયાં. ઘણી મહેનતે નિમાઇને શુદ્ધિ આવી. માત પિતાને ઘણી ઉંડી અસર થઇ હતી, છતાં નિમાઇની સ્થિતિ જોતાં તેમને ધૈર્ય ધર્યા વગર ચાલે તેમ ન હતું. પોતાના નાના બાલકની સંભાળ લેવા સારૂ તેમણે રડવું છોડી દીધું અને પ્રેમાળ શબ્દોથી તેમનું આશ્વાસન કરવા લાગ્યાં. માએ તેમને છાતી સરસા ચાંપ્યા અને હજારો ચુમીઓ ગાલપર લીધી. પછી નિમાઇ પોતાના પિતાના ખોળામાં બેઠા અને ગળગળા શબ્દમાં બોલ્યા,—"ઓ પિતાજી, ઓ માતુશ્રી! હવે તમે શોક કરશો નહિ, હું મારા બંધુની જગ્યાએ રહી તમારા પ્રત્યે મારો ધર્મ બજાવીશ."

---

*જગન્નાથમિશ્રે આ સમયે શ્રી ભગવાનને પ્રાર્થના કરેલી તે "ચૈતન્ય ચરિત"માં આ પ્રમાણે છે.

अयं वयो नूतनमेव संश्रितो·

वताऽधि शिक्षाय यतिस्त्वमेव यत् ।

तादाविधातः करुणा निधीयताम्

सदात्र धर्मे निरतो भवेद् यथा ॥

વિશ્વરૂપ ચમત્કારિક રીતે अदृश्य थया.

વિશ્વરૂપ સોળમે વર્ષે સંન્યાસી થયા અને તેમણે દીક્ષા લીધી ત્યાર પછી બે વર્ષે પૂણા પાસે પંઢરપુરમાં ઘણી અજાયબ રીતે તેમના જીવનનો છેડો આવ્યો. શિવાનંદ (જેના સંબંધી વધારે આગળ કહેવામાં આવશે તે) તે સમયે તેમની પાસે હતો. તેનો પુત્ર કર્ણપુર પોતાના એક ગ્રંથમાં લખે છે*—'વિશ્વરૂપની આસપાસ તેના શિષ્યો બેઠેલા હતા અને તેમની વચમાંથી તે અજાયબ રીતે અદૃશ્ય થઈ ગયા. 'સહસ્ર સૂર્ય' જેવા તીવ્ર તેજપુંજનો આકાર ધારણ કરી તેમનો આત્મા ઊંચે ચડ્યો. મારા પિતાએ તે જોયું હતું." આ સમાચાર લઈ શિવાનંદ નવદ્વીપ આવ્યો, પરંતુ શચી અને જગન્નાથને તે વાત જણાવી નહિ. શ્રી નિમાઈ ભગવાન્ પોતાના વડીલ બંધુ અદૃશ્ય થયા તે સ્થાનમાં ત્યાર પછી ઓગણીસ વર્ષે આવ્યા હતા.

---

* કવિ કર્ણપૂરના "ગૌર ગૌણોદ્દેશ દીપિકા" માં લખ્યું છે—

यदा श्री विश्वरूपोऽयं तिरोभूतः सनातनः ।
नित्यानन्दाऽवधूतेन मिलित्वापि तदा स्थितः ॥
ततोऽवधूतो भगवान् बलात्माऽ
भवन् सदा वैष्णव वर्ग मध्ये ।
जज्वाल तिग्मांशु सहस्र तेजा
इति ब्रुवन् मे जनको ननर्त ॥




## નિમાઇ સ્વર્ગીય વિશ્વરૂપને જુએ છે.

---

પોતાનાં માતપિતાને શોકમાં પડેલાં જોઇ નિમાઇએ રમતગમત અને બાલચેષ્ટા છોડી દીધાં. તે હવે તેમની દૃષ્ટિ બહાર ભાગ્યેજ રહેતા; અને હું મારો અભ્યાસ કરીશ તો એ રાજી થશે એમ ધારી તે ભણવાપર ધ્યાન આપવા લાગ્યા. નિમાઇને પોતાના ખોળામાં બેસાડી તેમના પિતા શિખવતા અને કોમલ હૃદયથી શચી તેમને શીખતા નિહાળતાં. તોફાની છોકરામાં આ ફેરફાર થવાથી અને તેમનો શોક ઓછો કરવા તેમણે દેખાડેલી ખરી લાગણીથી માતપિતાને ઘણું આશ્વાસન મળ્યું. એક દિવસ ગૃહદેવતાને અર્પણ કરેલા નૈવેદ્યમાંથી નિમાઇએ પાન ખાધું, અને તરતજ તે બેશુદ્ધ થઇ પડ્યા !! માતપિતાને તો આવી સ્થિતિ જોવાની ટેવ પડી ગઇ હતી, તેથી તેમને ઘણી ધાસ્તી લાગી નહિ. નિમાઇને પાછા સચેત કરવાને તેમણે પોતાથી બન્યું તેટલું કર્યું. શુદ્ધિમાં આવ્યા પછી નિમાઇએ એક ઘણીજ વિચિત્ર વાત કરી. તે બોલ્યા, " મારા બંધુ વિશ્વરૂપ મને દૂર લઇ ગયા અને પોતાની પેઠે સંસારનો ત્યાગ કરવા તેમણે મને બોધ આપ્યો. મેં તેમને આ પ્રમાણે ઉત્તર વાળ્યો, "હું બાલક હોવાથી સંન્યાસી થવું તે શું એ સમજતો નથી. હું તો જગતમાં રહીને મારાં માત પિતા અને તે ઉપરાંત ઈશ્વરની સેવા કરીશ." એ સાંભળી તે બોલ્યા 'ઘણું સારું, પાછા જાઓ અને આપણાં માતપિતાને મારા પ્રણામ કહેજો.' પછી તે મને ઘેર લાવ્યા, અને અહીં મૂકી ચાલ્યા ગયા."

*निमाईने विश्वरूप दूर ले गया.*

શચી અને જગન્નાથે શોક અને આનંદ સાથે આ વાત સાંભળી. તેઓ એટલા માટે ખુશી થયાં કે પોતાના જતા રહેલા પુત્રના તેમને સમાચાર મળ્યા. અને તે ત્યાગ કર્યા પછી પણ અમને ચાહે છે એ જાણી આનંદ પામ્યાં. તોપણ નિમાઇને તેમની પાસેથી લઇ જવાના વિશ્વરૂપના પ્રયત્નથી તેમને ધાસ્તી લાગી. આ વાત શચી તો થોડા દિવસમાં ભુલી ગયાં, પણ જગન્નાથ મિશ્રના મનમાં તે રાત દિવસ ઘોળાયા કરતી. તેમણે નિમાઇને ભણાવવાનું બંધ રાખવાનો નિશ્ચય કર્યો ! તેમને લાગ્યું કે "શિક્ષણથી સંસારના મિથ્યાપણાપર વિશ્વરૂપની આંખ ઉઘડી, અને કેવલ આત્મા સંબંધી સંશોધન કરવાને ઘર છોડી ચાલ્યો ગયો. તેમ શિક્ષણથી નિમાઇ ઉપર પણ એવીજ અસર થશે, અને પોતાના બંધુની માફક બાલ્યાવસ્થામાંજ એ પણ આ સંસારનો ત્યાગ કરી દેશે." આ વિચારથી

*निमाईनो अभ्यास बंध कर्यो.*

એક દિવસ પ્રાતઃકાળમાં તેમણે પોતાના પુત્રને કહ્યું,–' બાપુ, તારું ભણવાનું ઊંચે મૂક. મારે માટે તને પ્રેમની સહેજ પણ લાગણી હોય તો મારી અવગણના કરીશ નહિ."

આજ્ઞાનુસારી નિમાઇએ પોતાના પિતાની આજ્ઞા ઉલંઘી નહિ. તેમણે અભ્યાસ બંધ કર્યો અને પૂર્વની તોફાની ટેવોને પાછા વળગ્યા. પ્રથમ તો તે ઘરની પાસે અથવા નજીકમાં રમતા, પણ હવે એમણે આખા નગરમાં ભટકવા માંડયું. પહેલાં તેમની રમત નાના બાલકના જેવી હતી, પરંતુ હવે તે મોટા છોકરાઓ જેવી થઇ. તે નદીમાં સ્નાન કરવા ચાલ્યા જતા અને કેમે કર્યો ઘેર આવતા નહિ. નદીમાં તે જે તોફાન કરતા તેથી બીજાઓને ઘણી હેરાનગતિ થતી. તે પાણીમાં ડૂબકી મારતા અને મોટાં માણસના પગ પકડી ખેંચતા. પૂજા માટે આણેલાં પુષ્પો તે લઇ જતા અને તે વડે પોતાની પૂજા કરતા; કોઈ કોઇ વાર પૂજન માટે આણેલાં પુષ્પોથી દેવોની પૂજા કરતા; અને કોઇ કોઇ વાર દેવોને સારુ આણેલું નૈવેદ્ય પોતેજ આરોગી જતા.

**निमाईनां तोफान वध्यां.**

શચિમાતા આ ચેષ્ટાઓ ગમખાઇ સહન કરતાં, પરંતુ આડોસીપાડોસીઓ કાંઇ સહન કરે એમ ન હતું. તેઓની જગન્નાથ પાસે ફરીયાદ પર ફરીયાદ આવવા લાગી. તેઓ એ લોકોને કાલાવાલા કરી શાન્ત કરતાં. સ્ત્રીઓ અને યુવાન છોકરીઓએ પણ ફરીયાદો કરી શચિમાતાને ગભરાવ્યાં તે પણ નમ્રતાથી પોતાના તોફાની છોકરાને માફ કરવા વિનંતિ કરતાં. કોઇ કોઇવાર શચી માતા નિમાઇને ઠપકો આપતાં; કોઇ કોઇવાર શિક્ષા કરવાનું કહી ધમકાવતાં. આવે પ્રસંગે નિમાઇ ઉત્તર આપતા કે "શું તમે નિશ્ચય કર્યો છે કે મારે ઠોઠ રહેવું અને મારે આ પ્રમાણે તોફાને ન કરવું." બાલકના પ્રત્યુત્તરથી શચીમાતાનું હૃદય વિંધાઇ ગયું. છોકરાને જો ભણવાની રજા આપીએ તો તે આ બધાં તોફાનો છોડી દેશે એમ માતા જાણતાં હતાં પણ જગન્નાથનો નિશ્ચય ફરે એમ ન હતું.

**निमाई माटे फरीयादो.**

નિમાઇ પોતાના પાડોસીઓ સાથે રમતમાં સર્વ પ્રકારનું ટિંખળ કરતા પણ કોઇને પણ ભારે ઇજા થાય તેમ કરતા નહિ. એમની ચેષ્ટાથી ક્રોધ કરતાં આનંદ વિશેષ થતો. તે જેની મજાક કરતા તે પણ તેમની સાથે ખડખડ હસતાં. છતાં પુત્રની વર્તણુક માટે શચીમાતા પાસે ફરિયાદ હમેંશ આવતી તે માતાને ગમતું નહિ. વળી પોતાના સ્વામીએ કરેલો ઠરાવ બરાબર છે એમ પણ તેમને લાગતું ન હતું પણ તે સંબંધમાં પતિ સાથે વાતચિત કરવાની તેમનામાં હિંમત ન હતી.

**निमाईनी निर्दोष मजाक.**

એક દિવસ શચી માતા એવાં તો ક્રોધે ભરાયાં કે નિમાઇને શિક્ષા કરવા સારુ હાથમાં સોટી લીધી. તે તેમની પાસેથી નાસી ગયા અને ફેંકી દીધેલાં ઠીકરાનાં અજીઠાં વાસણોની વચ્ચે બેદરકાર થઇ નિરાંતે બેઠા! માતા ધમકી દઇ બોલ્યાં "આવજે, લુચ્ચા છોકરા" ઊત્તર આપવાની પરવા રાખ્યા વગર નિમાઇ ગાયન ગાવા લાગ્યા. શચીએ રડવા માંડયું.

**निमाईना डहापणना शब्दो.**

નિમાઇ માને રડતાં જોઇ શક્યા નહિ અને હાર્યા, તેથી બોલ્યાઃ " માજી કેમ રડો છો ! તમારી ઇચ્છા છે કે મારે સીધા ચાલવું ! કેમ એમ કે નહિ ! પરંતુ ભણ્યા વગર સારા નઠારાનો તફાવત શી રીતે જાણું ? તમારે મને ઠોઠ રાખવો છે અને હું તમને બતાવું છું કે જે માતપિતાને ઠોઠ પુત્ર હોય છે તેમને કેવાં દુઃખ હોય છે.

**निमाईनो भणवानो आग्रह.**

શચીમાતાની પાસે ઉભી હતી તે સ્ત્રીઓ બોલી " તમે કેવાં અણસમજુ છો ! ઘણાંખરાં છોકરાંને નિશાળમાં મોકલવાં અઘરાં પડે છે ત્યારે તમારા છોકરાને તો તમે શિખવા દેતાં નથી, તેથી તે પોતાનું આયુષ્ય એળે ગુમાવે છે. મારી બાઈ ! ભણવા માગે છે, તેને ભણવા કેમ દેતાં નથી ? ભણવામાં ચિત્ત જોડશે પછી તોફાન મસ્તી તો નહિ કરે !" શચીએ વિચાર કરી જોયો, અને એ વિચાર સ્વીકાર્યો. ભણાવવા માટે જગન્નાથની અનુમતિ મેળવવાનો ઠરાવ કર્યો અને નિમાઇ અજીઠાં વાસણમાંથી બહાર નિકળ્યા.

**अभ्यास फरी शुरु कर्यो.**

પાડોશીઓ અને શચીની ઇચ્છાનુસાર જગન્નાથે નિમાઇને પોતાનો અભ્યાસ ફરીથી ચાલૂ કરવા દીધો. નિમાઈએ મસ્તી તોફાન એકદમ મૂકી દીધાં અને પુસ્તકોમાં ચિત્ત પરોવ્યું. તે એવા તો બુદ્ધિમાન હતા કે દરેક માણસ તેમનાથી વિસ્મયજ પામતા. જે કાંઇ શિખવવામાં આવતું તે નિમાઇ અજાયબ થઇએ તેટલી થોડીવારમાં મનમાં ઠસાવી દેતા.

**उपनयन संस्कार अने दैवी तेज.**

નિમાઇ નવ વર્ષના થયા એટલે એમના પિતાએ ઉપનયન સંસ્કાર કરવાનો વિચાર કર્યો. કેટલાક દબદબાથી એ ક્રિયા કરવામાં આવી. ક્રિયાનો હેતુ સાચવવા સારૂ નિયમ પ્રમાણે તેમને બ્રહ્મચારી બનાવ્યા, પિતાશ્રીએ જાતે પવિત્ર ગાયત્રીનો બોધ કર્યો અને દીક્ષા આપી. તેમનું માથું મુંડાવેલું હતું, શરીર ચોકસાઇથી નવરાવી ધોવરાવી સ્વચ્છ કરેલું હતું અને પવિત્ર વસ્ત્રો ધારણ કરાવ્યાં હતાં, તેથી તે મૂર્તિમાન્ ભક્તિ હોય નહિ એવા દેખાતા હતા. લોકો તેમના પ્રતિ પૂજ્યભાવ, આનંદ અને આશ્ચર્યથી જોતા હતા. એ બાલ-ગોપાલ તો નહિ હોય ?—એવો વિચાર સહજ સ્વભાવે ઘણાના મનમાં આવતો, ત્યારે કેટલાક એમ કહેતા કે એ કોઇ દેવ છે પણ કંઈ ખાસ હેતુ પાર પાડવા સારુ મનુષ્યરૂપ ધારણ કરેલું છે. લોકના મનમાં આવા વિચારો ચાલતા હતા એટલામાં પિતાશ્રીએ જેવો સંસ્કાર આપવા માટે ગાયત્રીનો પવિત્ર મંત્ર તેમના કાનમાં કહ્યો કે તરત જ નિમાઇ એક ચીસ પાડી મૂર્છા ખાઇ પડયા ! તેમનાં રોમેરોમ ઊભાં થયાં, અને તેમના શરીર તથા અવયવોમાંથી એક અદ્ભુત તેજ ઝળકી નીકળ્યું. અને તેમની આંખોમાંથી આનંદનાં આંસુની ધારા ચાલવા માંડી.

બાલકને મૂર્છા આવી .એ જોઇ પ્રથમ તો લોકમાં થોડોક ગભરાટ થયો પણ તેઓ ચમત્કારિક તેજસ્વી દેખાવથી તરતજ ચૂપ થઈ ગયા, અને સર્વના ઉપર ધીમે ધીમે એવી તો અસર થઈ કે તેઓ સર્વની આંખમાંથી આનંદનાં આંસુ વહેવા માંડ્યાં. તેઓ ભકિતભાવમાં ઇશ્વર પ્રત્યેની પ્રેમભક્તિમાં લીન થઇ ગયાં. આ સમયે ઘણાખરા પ્રેક્ષ-

આનંદનાં આંસુના ધોધ.

કોને લાગ્યું કે આ બાલક જાતે બાલ-કૃષ્ણનો અવતાર છે. ત્યાં આવ્યા હતા તે વિદ્વાન્ બ્રાહ્મણો પણ પોતાની નજરે જોએલા ચમત્કારના સંબંધમાં માંહોમાંહે વિચાર કરવા લાગ્યા. તેઓએ ધાર્યું કે નિમાઈ દૈવી સૌન્દર્યવાળા હોવાથી મનુષ્યોને પોતાનું દર્શન આપવા સારૂ શ્રીકૃષ્ણ ભગવાને એમના શરીરમાં પ્રવેશ કર્યો હોવો જોઇએ. એમને સાવધ કરવાના ઉપાયો કરવામાં આવ્યા અને જ્યારે નિમાઇ બરોબર સાવધ થયા ત્યારે તેમને આ શું થયું હતું તે પુછવાની ઇચ્છા થઇ. નિમાઇનો દેખાવ એવો તો ગંભીર હતો કે પાસે જવાની કોઇની હિંમત ચાલી નહિ.

પછી તેમને એકાંત સ્થળમાં લઇ ગયા. રીવાજ પ્રમાણે મિત્રો તેમને દાન અથવા

માતાને પુત્રે ચમત્કારિક દર્શન આપ્યું.

ભેટો આપવાને આવ્યા. એક રંક બ્રાહ્મણ પાસે ભેટ આપવાને અન્ય કંઇ ન હતું તેથી તેણે ખાવાને એક સોપારી આપ્યું. નિમાઇએ સોપારી લઇ ચાવવા માંડ્યું. ચાવતાં ચાવતાં તેમણે પોતાનાં માતુશ્રીને પાસે બોલાવ્યાં કે તે તત્કાલ આવ્યાં; પરંતુ પોતાના દીકરાના દેખાવથી તે ગાભરાં બની ગયાં અને ચોંક્યાં. તે નિમાઈ હતા એવી માતાની ખાત્રી હતી છતાં વહેમ પડ્યો કે એ મારો પુત્ર હોય કે નહિ. કારણ કે પ્રખર તેજસ્વી કિરણો નિમાઇની આસપાસ દેખાતાં હતાં. આ જોઇ શચી માતા ભયથી થરથર થરથર ધ્રુજતાં બાજુમાં ઉભાં રહ્યાં.

નિમાઇએ પોતાનાં માતાને કહ્યું "માતુશ્રી હું જાઊં છું. હું પાછો આવીશ. મારી પાછળ હું જે મુકી જાઊં છું તે તમારો પુત્ર છે, તમારા પુત્રના અચેત શરીરની સંભાળ લેજો.*"

* આના બે અર્થ થઇ શકે, " તમારા પુત્રના શરીરની હંમેશાં સંભાળ લેજો, "' અથવા " હું આ શરીર છોડું ત્યારે એને પુનઃ જાગ્રત કરજો. કેમકે એ મૂર્છામાં પડશે. " પાછલો અર્થ આ વાક્ય બોલવામાં હોવાનો ઘણો સંભવ છે.

મુરારિ કહે છેઃ—

ततः कदाचिन्निवसन्स्वमन्दिरे
समुद्यदादित्यकरातिलोहितः ।
स्वतेजसापूरितदेह आबभा—
षुवाच मातर्वचनं कुरुष्व मे ॥
तथैव युक्तं स्वसुतं स्वतेजसा
विलोक्य भीता तमुवाच विस्मिता ।

*　　　*　　　*　　　*

व्रजामि देह परिपालयस्व
सुतस्य निश्चेष्टगतं क्षणार्द्धां ॥

ભાવાર્થ—ઉગતા રક્ત સૂર્યના કરતાં ઉગ્ર પ્રકાશ બાલ નિમાઇના શરીરમાંથી નિકળ્યો અને તેમને વિંટાઈ વળ્યો.

આ ઈશ્વરી પ્રકાશ પોતાના પુત્રની આસપાસ વિંટળાયલો જોઇ શચીમાતા ભયભીત બની

**निमाई पुनः चेतना रहित.**

એટલું કહી નિમાઈએ પોતાનાં માતુશ્રીને પ્રણામ કરવા પ્રયત્ન કર્યો; પણ પ્રણામ કરે તે પૂર્વે તો તેઓ અચેત થઈ ગયા. અને જાણે મૃત્યુ પામ્યા હોય તેવા દેખાયા. ભય પામેલાં શચીમાતાએ તેમના મુખપર પાણી છાંટયું, મોટે સાદે તેમને નામ દઈને બોલાવ્યા, એ સિવાય બીજા ઉપાયો પણ કર્યા અને નિમાઈને શુદ્ધિમાં આણ્યા. નિમાઈ જેવા મૂર્છા ખાઈ પડયા હતા તેવોજ તેમના શરીરમાંથી તેજનો પ્રકાશ જતો રહ્યો હતો, પણ પાછા જ્યારે પોતાના પુત્રને શુદ્ધિમાં આવેલા જોયા ત્યારે શચીમાતાને શાન્તિ થઈ.

**निमाईने तेनी खबर न हती.**

આ બનાવ મુરારિગુપ્તની નોંધમાં વર્ણવેલો છે, અને તે કંઈક લંબાણથી એ સંબંધી લખે છે. એ બનાવ આ પ્રમાણે પ્રશ્નો સુચવે છે. શચીના પુત્ર નિમાઈ કોણ હતા ? આવીને અદૃશ્ય થયા તે કોણ ? હાલ આપણે આ પ્રશ્નો એમનાએમ રહેવા દઈશું, અને હવે પછી યોગ્ય સ્થળે તે સંબંધમાં વિચાર કરીશું. અત્ર એટલુંજ જણાવવું બસ થશે કે જેણે "હું પુનઃ આવીશ," એમ કહેલું તે આવેલા, અને ત્યારે તેમણે પોતાની એકરૂપતા સ્પષ્ટ કરેલી. જગન્નાથ તે સમયે ત્યાં ન હતા. તેમણે આ ચમત્કારની બીના જ્યારે જાણી ત્યારે નિમાઈને એનો ખુલાસો કરવા કહ્યું. નિમાઈએ ઉત્તર આપ્યો કે મને એની કંઈ ખબર નથી, અને તમે જે કહો છો તેનું મને સહજ પણ સ્મરણ નથી;

**पिताने संतोष.**

જગન્નાથને હવે સુખનો વખત આવ્યો હતો. નિમાઈ પોતાના અભ્યાસ સિવાય અન્ય કશાનો વિચાર કરતા ન હતા અને ઘણીજ સારી વર્તણૂક રાખતા. સુદર્શન પંડિત અને વિષ્ણુ પંડિત નામના બે વિદ્વાન પુરૂષો તેમને ભણાવતા હતા, અને તેઓ કહેતા કે આખા જગતમાં નિમાઈ જેવા બુદ્ધિમાન અને ખંતીલા ભણનાર કોઈજ હોવા સંભવતા નથી.

**जगन्नाथनुं अवसान.**

નિમાઈની ઉમર અગીઆરેક વર્ષની અને શચીમાતા બાવન વર્ષનાં થયાં હતાં. જગન્નાથ ઘરડા થયા હતા અને તેમને તાવ લાગૂ પડયો હતો, તે જીવલેણ નીવડયો. અંતકાલનો સમય આવી પહોંચ્યો, અને જગન્નાથ મરવાની અણીપર હતા, તે વખતે પોતાની લાગણીઓ ઉપરનો કાબુ ન રહેવાથી નિમાઈએ પોતાના પિતાશ્રીના ચરણ ઝાલ્યા અને રુદન કરતા બોલ્યાઃ—" 'પિતાશ્રી' એ કેવો મધુર શબ્દ છે ! તે હવે મારે કદી પણ ઉચ્ચારવાનો નથી. આપના પિતાહીન બાલકને આપ કોની સંભાળ નીચે મૂકી જાઓ છો ? મને કેળવણી આપવાનું કોણ માથે લેશે ?"

આ શબ્દોથી ઘડીભર જગન્નાથ સાજા થઈ ગયા. નિમાઈને પોતાના હૈયા સાથે ચાંપ્યા, અને બોલ્યા. " મારી ઇચ્છા અપૂર્ણ રહેવા દઈ હું ચાલ્યો જાઉં છું. બાપુ, હું તમને ઈશ્વરને સોંપું છું. ભાઈ, મારા વિયોગનો શોક કરશો નહિ. " છેલ્લો શબ્દ બોલતાં બોલતાંજ દૈવેચ્છા બલવાન માની જગન્નાથે આ જગતનો ત્યાગ કર્યો.

---

ગયાં અને શું કરવું તે સુઝયું નહિ.

નિમાઈએ પોતાનાં માતુશ્રીને કહ્યું, " માતુશ્રી હું જાઉં છું. તમારા પુત્રના અચેત શરીરની સંભાળ લેજો. "




## ગંગાદાસ પંડિત.

બાર વર્ષનો છોકરો અને શચી માતા તદ્દન ગુજરાનના સાધન વિનાનાં નિરાધાર થઇ પડ્યાં. તેથી માતા એટલાં તો ગુંચવાયાં કે સ્વર્ગસ્થપતિ પાછળ શોક પાળવાનો તેમને સમય નહતો. પોતાના પુત્રનો પ્રેમાળ સ્વભાવ તેઓ જાણતાં હતાં. જો પોતે પોતાની વૃત્તિઓ છૂટી મૂકે અને શોક કરે તો તેની અસર પોતાના વહાલા દીકરાપર થાય અને તેને ઘણું કષ્ટ થાય તેટલા માટે માતા પોતાની લાગણીઓને સંભાળથી દાબી દેતાં અને શોક બહાર દેખાડતાં નહિ. બાળકને પોતાની નિરાધાર સ્થિતિનો વિચાર આવે એ તેમને બિલકુલ ગમતું નહતું. પાસે સાધન નહતાં અને બે જણનું પોષણ તો કરવાનું હતું જ. તેટલા માટે શોકને બાજુએ મૂકી પોતાના બાલકનો સ્વાર્થ વિચારી પોતાનું મન સમાધાનમાં જોડ્યું. ગૃહસંસાર ચલાવવાનો ખર્ચ જૂજ હતો, અને ગમે તે પ્રકારે પોતાનું તથા પોતાના પુત્રનું ગુજરાન ચલાવવાની તેમણે વ્યવસ્થા કરી. પરંતુ નિમાઇના શિક્ષણ સંબંધી તેમને ખાસ ચિંતા થવા લાગી. ઘણો વિચાર કર્યા પછી પોતાનાં કેટલાંક સગાં વહાલાંની સલાહથી એમને ગંગાદાસ પંડિત પાસે શિક્ષણ લેવા મુકયા.

**મા દીકરાની નિરાધાર સ્થિતિ.**

કેવલ નિર્દોષચરિત ગંગાદાસ ભટ્ટાચાર્યની (સંસ્કૃત) વ્યાકરણના જ્ઞાનમાં કોઇ સ્પર્ધા કરી શકે એમ ન હતું. પોતાના પુત્રને તેમની પાસે લઇ જઇ શચી માતાએ કરૂણા પ્રકટે તેવી આતુરતાથી કહ્યું, "આ બાપ વગરનો છોકરો આપને સોપું છું. એ મારા બાળકને આપ શિક્ષણ આપો. એને ભણાવવાથી આપને વિશેષ કીર્તિ અને પૂણ્ય પ્રાપ્ત થશે, કેમકે એ અનાથ છે."

**ગંગાદાસ ગુરુ.**

ગંગાદાસે ઉત્તર આપ્યો: "નિમાઇ મારા શિષ્ય થાય તેથી હું મને ભાગ્યશાળી માનું છું. એમના શિક્ષણ સંબંધી તમારે લેશ પણ ચિંતા કરવી નહિ. મારાથી બનશે એટલું હું એમને શિખવીશ. ખાત્રીથી માનજો કે એના પિતા ગુજરી ગયા છે છતાં અભ્યાસની બાબતમાં કંઇજ અડચણ આવવાની નથી." નિમાઇએ પોતાના ગુરુને પ્રણામ કર્યા અને ગુરૂએ આશિર્વાદ આપ્યો; "તમને જ્ઞાન પ્રાપ્ત થાઓ."

આ વખતથી નિમાઇએ ગંગાદાસની શાળામાં નિયમિત રીતે અભ્યાસ કરવા માંડયો. નિમાઇની સ્મરણશક્તિ અસાધારણ હતી. પાઠ સમજાવતાંની સાથેજ તે શીખી જતા, અને તેથી કરીને થોડા સમયમાંજ હજી તો ચૌદ વર્ષના પણ થયા નહતા છતાં તે શાળાના વિદ્યાર્થીઓમાં મુખ્ય ગણાવા લાગ્યા. પ્રથમ પંક્તિના વિદ્યાર્થીઓ સાધારણ રીતે

**નિમાઈના સહાધ્યાયી અને વાદવિવાદ.**

૨૫ થી ૩૦ વર્ષની ઉમરના જુવાન પુરૂષો હતા. કમલાકાન્ત નિમાઇની સાથે શીખતા. તે અલંકારશાસ્ત્રના અસાધારણ જ્ઞાન માટે વિખ્યાત હતા; તેવોજ તંત્રસારના કર્તા કૃષ્ણાનંદ અને મુરારિ ગુપ્ત પણ આજ શાળામાં અભ્યાસ કરતા હતા. તેમની સાથે ચર્ચા કરવાની નિમાઇની ઇચ્છા હતી, પરંતુ એક ચૌદ વર્ષના છોકરા સાથે તેમાંનો કોઇ વાદ કરવાની કૃપા કરે એમ નહતું તોપણ નિમાઇ કંઇ હિંમત હારી જાય એવા નહતા. તે મુરારીને ચીડવવા લાગ્યા. આથી મુરારિને નિમાઇ સાથે વાદ કરવાની જરૂર પડી. મુરારિ પંડિતની ઉમર ત્રીશ વર્ષની હતી. તે ૧૪ વર્ષના બાલકથી પરાજય પામ્યા. મુરારિ તો આભાજ બની ગયા અને નિમાઇની સામા એકીટસે જોઇ રહ્યા. નિમાઇએ સ્મિત કરી તેમની સાથે દૃષ્ટિ મેળવી અને પોતાનો હાથ લંબાવી પંડિતના શરીરને સ્પર્શ કર્યો કે તત્કાળ એ યુવાન વૈદ્યના આખા શરીરમાં પરમાનંદથી રોમાંચ થવા લાગ્યો! જાણે કોઇ જાદુની સત્તામાં હોય નહિ તેમ મુરારિ દેખાવા લાગ્યા. અસાધારણ અનુભવને લીધે મુરારિ ઘણોજ વિસ્મય પામ્યો. નિમાઇના સંબંધમાં ઘણાજ અદ્દ્ભૂત બનાવો તેમણે તથા બીજાઓએ પ્રત્યક્ષ જોયા હતા તે વાતનું તેમને એકાએક સ્મરણ થઇ આવ્યું. તેમણે નિમાઇના મોં સામું જોયું તો માલમ પડયું કે કમલપત્રજેવાં તેમનાં નેત્રોમાંથી પ્રેમ અને બુદ્ધિનાં કિરણો પ્રકાશતાં હતાં. આ જોતાં પંડિતને વિચાર આવ્યોઃ "આ બાલક કોણ હશે? એનામાં શું માણસ કરતાં કંઇ વિશેષ છે?"

**निमाईने वादनो शोख.**

નિમાઇ જ્યારે ભણવા બેસતા ત્યારે તે ખરા દીલથી ભણતા. શાળામાં તે પ્રાતઃકાલમાં જતા. તેમનો બપોર પછીનો સમય બીજા દિવસના પાઠો તૈયાર કરવામાં જતો. શાળાના સમય સિવાય જ્યારે જ્યારે તે કોઇ વિદ્યાર્થીને મળતા, ત્યારે ત્યારે તે તેમની સાથે બુદ્ધિચાતુર્યની વાતો અને ચર્ચા કરતા. તે જ્યારે ગંગાજીમાં સ્નાન કરવા જતા ત્યારે જે વિદ્યાર્થીઓ તેમને મળતા તેમની સાથે પણ એવીજ ચર્ચા ચલાવતા. એક ઘાટપરના વિદ્યાર્થીઓને ચર્ચામાં હરાવી તે બીજાઓને હરાવવા બીજે ઘાટે જતા. કેટલીકવાર તો તે નવા નવા અભ્યાસીઓને જીતવા માટે મોટી નદી તરી જઇને પણ સામે કિનારે જતા.

**वाद करनाराओ भविष्यमां निमाईना भक्त थया.**

ફરતાં ફરતાં નિમાઇને કોઇ વિદ્યાર્થી મળતો તો તે તેની સાથે વાદમાં ઉતરતા. પરંતુ પ્રત્યેક વિદ્યાર્થી સાથે તે બરોબર એકજ રીતનું વર્તન રાખતા નહિ. વૈષ્ણવ વિદ્યાર્થીપર તે સખત હુમલો કરતા. ગમે તેટલી મોટી ઉમરનો કોઇ વૈષ્ણવ હોય તોપણ તે તેને છોડતા નહિ. એમ છતાં જુવાનીમાં જેની જેની સામે તે પ્રત્યક્ષ રીતે થતા તે તે લોકો પાછલાં વર્ષોમાં નિમાઇના ચુસ્ત ભક્તો થયા હતા, અને જેઓ તેમની સાથે ઘણાજ તીખા વાદવિવાદના સપાટામાં આવેલા તેઓની ભક્તિ પણ તેમને માટે પાછળથી ઘણીજ વધી હતી. જો કે કમલાકાન્ત, કૃષ્ણાનંદ, અને મુરારિ શાળામાં સાથેજ હતા, પણ એકલા મુરારિ સાથેજ નિમાઇ સતત વાદ કરતા.

આટલી નાની વયમાંજ તેમણે સંસ્કૃત વ્યાકરણપર પોતાની ટીકા લખી. નવદ્વીપ વિદ્વાનોથી ભરેલું નગર હતું. ત્યાં નવું પુસ્તક વિજય સાથે બનાવવું એ સ્હેલ ન હતું તેમ છતાં વિદ્વાનોને પણ નિમાઇની ટીકા પ્રીતિ પ્રાપ્ત થઇ. આવો વિજય હજારોમાં કોઇજ વિદ્વાન મેળવી શકતો.

निमाईनी संस्कृत व्याकरण पर टीका.

વ્યાકરણનો અભ્યાસ પૂરો કર્યા પછી તેમણે પ્રસિદ્ધ ન્યાયશાસ્ત્રી વાસુદેવ સાર્વભૌમની શાળામાં ન્યાયનું અધ્યયન કરવા માંડયું.

रघुनाथ शास्त्री अने निमाई.

નિમાઇ એક બાલક હોવાથી વાસુદેવ શાસ્ત્રીનું લક્ષ તેમના પ્રતિ આકર્ષાયું ન હતું, પણ દિધીતિ નામના ન્યાયના પ્રસિદ્ધ ગ્રંથના રચનાર રઘુનાથે તેમને તરતજ ઓળખી કહાડયા. નિમાઇમાં અસાધારણ બુદ્ધિકૌશલ્ય હતું તેથી રઘુનાથનું તેમના પતિ લક્ષ ગયું. નિમાઇ ઉમરમાં ઘણાજ નાના હોવા છતાં તેમની સાથે હરીફાઇ કરે એવા છે એ જોઇ તેમને આશ્ચર્ય થયું. તે એવું માનતા હતા કે આખા જગતમાં હું ઘણોજ બુદ્ધિમાન્ છું, મારા ગુરુના કરતાં પણ વધારે બુદ્ધિવાળો છું. પણ નિમાઇ તો ઘણાજ નાના બાલક હતા, તેમ તે પોતાનાથી વધે એવા છે એમ તેમને જણાયું. રઘુને દુનિયામાં સૌથી ઉત્તમ વિદ્વાન્ થવાનો કીર્તિલોભ હતો. તે એવું ધારતો કે મારો માર્ગ નિષ્કંટક છે. પણ નાના નિમાઇને જોયા પછી આ બાબતમાં તેની આશા નિર્બળ થવા લાગી. અને જેમ જેમ તે નિમાઇના વધારે પરિચયમાં આવ્યા તેમ તેમ તેમનાં મનની ધારસ્તી ખરી હતી એમ તેમને લાગ્યું. નિમાઇનો સ્વભાવ ઘણોજ મળતાવડો હતો અને તેથીજ માત્ર તેઓ મિત્રો તરીકે વર્તિ શકતા હતા.

न्यायनो एक कुट प्रश्न.

એક દિવસ વાસુદેવે રઘુનાથને એક ઘણી ગુઢ અને બારિક ન્યાયની બાબત પૂછી ત્યારે ખરો ઉત્તર આપતાં :રઘુનાથને આખો દિવસ લાગ્યો. " રાંધતાં કેમ આટલું બધું મોડું થયું ? " નિમાઇએ રઘુનાથને પૂછયું. રઘુએ ઉત્તરમાં કહ્યું કે ગુરુજીએ એક ઘણો મુશ્કેલ કૂટ-પ્રશ્ન મને સિદ્ધ કરવા આપ્યો છે. જમ્યા પહેલાં તે સિદ્ધ કરવાનો મેં નિશ્ચય કર્યો હતો. આ કાર્યમાં મને આખો દિવસ લાગ્યો અને તેથી રાંધતાં મોડું થયું. નેત્રનો પલકારો મારી નિમાઇ બોલ્યાઃ " તમારા જેવા સમર્થ બુદ્ધિમાનને જે પ્રશ્ન સિદ્ધ કરતાં આખો દિવસ લાગ્યો એ પ્રશ્ન ઘણો ગુંચવણ ભરેલો હોવો જોઇએ. એ પ્રશ્ન શું છે ? મને કહેશો ?

રઘુએ પ્રશ્ન કહ્યો એટલે નિમાઇએ તેનો ખુલાસો ત્યાંને ત્યાં તેજ વખતે આપ્યો ! આશ્ચર્ય અને ગભરાટમાં રઘુ તેની સામા એકી ટસે જોઇ રહ્યા. તેમને વિચાર આવ્યો કે " આ બાલક દેવ હોવો જોઇએ ! " નિમાઇને ન્યાય ફિલસુફીનો અભ્યાસ ચાલતો હતો ત્યારે તેના ઉપર એક ટીકા લખવાની પ્રેરણા થઇ હતી. રઘુ પણ આવાજ



श्री गौराङ्गप्रभु–सात प्रहरीओ भाव.

The "Lakshmi Art"—Bombay.

કાર્યમાં રોકાયા હતા, તે સમયે તે પોતાની મહાન્ દિધીતિ રચતા હતા. એમ છતાં તેના જાણવામાં આવ્યું કે નિમાઇએ આવુંજ સાહસ ઉઠાવ્યું છે, ત્યારે ઘણાજ વ્યાકુલ થયા અને નિમાઇનું પુસ્તક જોવાની તેમને ઇચ્છા થઈ.પણ નિમાઇ બતાવશે કે નહિ એવી એમને શંકા ઉપજી. એમને ખબર હતી કે આવા પ્રસંગમાં હું પોતે એટલો ઉદાર થઇ શકું એમ ન હતું. તોપણ તેમણે નિમાઇને પૂછવાની હિમ્મત કરી અને નિમાઇએ દરરોજની પેઠે શાળામાં જવા સારુ મછવામાં બેસી નદીપાર જતી વખતે તે વાંચી બતાવવાનું વચન આપ્યું. આ જોઇને રઘુનાથ તો વિસ્મયજ પામ્યો.

**निमाईनुं स्पर्द्धारहित अंतःकरण.**

બીજે દિવસે નદી ઉતરતાં નિમાઇએ પોતાની ટીકા રઘુનાથને વાંચી સંભળાવી. નિમાઇ વાંચતા હતા તે વખતે રઘુનાથ પૂર્ણ લક્ષથી સાંભળતા હતા. બિચારા રઘુનાથ નિરાશ થયા અને તેમને જણાયું કે નિમાઇનું વિવરણ નિપુણતા ભર્યું—સંક્ષિપ્ત—સ્પષ્ટ—છે. જેમ જેમ તે વધારે સાંભળતા ગયા તેમ તેમ તે વધારે નિરાશ થતા ગયા. ન્યાયશાસ્ત્રી તરીકે જગતમાં પ્રથમ સ્થાને આવવાની તેમની સર્વ આશા ધીમે ધીમે ખાત્રીપૂર્વક નષ્ટ થતી ગઇ, તેમનું મન હાથમાં ન રહેવાથી તેમણે મોઢું છૂટું મૂકી રડવા માંડયું. શા માટે રડે છે તે સંબંધી નિમાઇને લેશ પણ વિચાર ન હતો. તેથી આતુરતાથી ભેટી પડી પ્રેમપૂર્વક પૂછ્યું " ભાઇ, આ શું ? તમને રડવું આવે એવું શું છે ? "

**रघुनाथनी निराशा.**

રઘુનાથ પોતાના સંતાપનું કારણ ગુપ્ત રાખી શકયા નહિ. તે બોલ્યાઃ " ભાઈ નિમાઈ હું શા સારુ રુદન કરું છું તે શું તમે ન સમજ્યા ? ન્યાયશાસ્ત્રી તરીકે પ્રથમ પદ સંપાદન કરવાનો મને કીર્તિલોભ હતો, અને પહેલાંના સર્વ ગ્રંથોને મારી હઠાવે એવો ફિલસુફી ઉપર એક ગ્રંથ જગતમાં પ્રસિદ્ધ કરવાનો યત્ન કરવામાં મેં મારી સર્વ શક્તિ અજમાવી હતી, પણ તે આશાનો સમૂળગો નાશ થયો છે. મારુ રાંકડું પુસ્તક તમારા પુસ્તક આગળ ચાલે એવું નથી. "

**रघुनाथे खुलासो कर्यो.**

નિમાઇપર એટલી અસર થઇ કે તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તે રઘુનાથને ગળે વળગીને બોલ્યાઃ " રોવાનું કારણ તો આજ કે ! ત્યારે મારા ભાઇ, હજુ વધારે રુદન કરો ! આ ન્યાય આખરે તો ફૂલવગરની ફિલ્સુફી છે. આમ છે તેથી એ સારી કે નઠારી બેમાંની કંઇ જ હોઇ શકે નહિ. આ...એ...ચાલી. " એ પ્રમાણે કહી તેમણે પોતાનો લેખ નદીમાં ફેંકી દીધો* " અને તે ક્ષણથી તેમણે ન્યાય ફિલસુફીનો અભ્યાસ છોડી દીધો. નિમાઇનું ન્યાયશાસ્ત્ર જગતમાંથી જતું રહ્યું, અને રઘુનાથની દિધીતિ એ વિષયમાં પ્રથમ પ્રમાણ ગ્રંથ મનાયો.

**निमाईनुं उदार चित्त.**

એક શાળા કાઢવા જેટલી હવે નિમાઇમાં શક્તિ આવી, તેથી મુકુંદ સંજય નામના

* અદ્વૈત પ્રકાશ. "

એક ધનાઢ્ય બ્રાહ્મણના મંદિરમાં તેમણે એક શાળા સ્થાપન કરી. આ સમયે તેઓ માત્ર સોળ વર્ષની વયના હતા, અને નદિયામાં આજ સુધીના શાળા ચલાવનાર શાસ્ત્રીઓમાં તે સૌથી નાની ઉમરના હતા. તેમ છતાં નિમાઇની શાળા આબાદ થઇ. વિદ્વાન ગુરુ તરીકે તેમની ખ્યાતિ ચોમેર પ્રસરી અને દેશના સર્વ ભાગોમાંથી વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં તેમની પાસે ભણવા આવવા લાગ્યાં. પોતાની શાળામાં નિમાઇએ વ્યાકરણ અને ભાષાતત્વશોધન એ વિષયો રાખ્યા હતા.* આ અરસામાં તેમનું વલ્લભાચાર્યની પુત્રી લક્ષ્મી સાથે લગ્ન થયું. લગ્નની વ્યવસ્થા નાના પ્રમાણમાં કરવામાં આવી હતી અને તેમાં કુટુંબીઓ, સંબંધીઓ અને ખાસ મિત્રોનેજ આમંત્રણ કર્યાં હતાં. લગ્નનો દિવસ આવ્યો એટલે પરોણાઓ આવી પહોંચ્યા, અને પોતાના પતિના મૃત્યુ પછી શચી માતાએ આ પ્રથમજ સુખનો દિવસ દીઠો. યોગ્ય વિનયથી પરોણાઓનો તેમણે સત્કાર કર્યો અને જણાવ્યું કે મારો પુત્ર નિમાઇ પિતા વિનાનો અને નાનો હોવાથી જેવી જોઇએ તેવી તમારી ચાકરી કરી શકાઇ નથી માટે ક્ષમા કરશો.

**નિમાઇનાં લગ્ન.**

આ રીતે શચીમાતા પોતાના પરોણાઓ સાથે વાત કરતાં હતાં ત્યારે નિમાઇ આંખમાંથી આંસુ પાડતા હતા. તેમને રડતા જોઇને માતા બોલતાં અટકયાં અને પૂછયું "નિમાઇ આ શું? આવા આનંદને પ્રસંગે આંસુ પાડી મને શા માટે દીલગીર કરે છે? ભાઈ! તને શું દુઃખ છે?" જેમ તેમ સાવધ થઇ નિમાઇએ ઉત્તર આપ્યોઃ "મારા સ્વર્ગવાસી પિતાશ્રીનું સ્મરણ થયું અને મારા જતા રહેલા ભાઇ માટે મને રડવું આવે છે. આજે જો તેઓ આપણી સાથે હોત તો આપણે કેવાં સુખી થાત!!" ભોળપણમાં કંઇપણ વિચાર કર્યા વગર પોતાના કોમલ હૃદયના પુત્રને તેના પિતાના શોકજનક વિયોગનું સ્મરણ કરાવ્યું તે માટે માતાને પશ્ચાત્તાપ થયો. તેમણે નિમાઇને પ્રેમવચનો વડે શાન્ત પાડયા.

**પિતા અને ભાઇના સ્મરણથીં થયેલો ખેદ.**

અધ્યાપક તરીકે પોતાના સર્વ વ્યાપારમાં નિમાઇએ ગંભીર થવું જોઇતું હતું. પરંતુ અફસોસ! તે જેવાને તેવા રમતિયાળજ રહ્યા. આથી તેમના અધ્યાપક બંધુઓ નિન્દા કરતા. સાધારણ મનુષ્યની માફક તે નદીમાં તરતા. કેટલીક વાર રસ્તાઓપર તેઓ આમ તેમ દોડતા જણાતા. તેમના વિદ્યાર્થીઓ કે જેમાંના ઘણા તેમના કરતાં ઉમ્મરે

**વિદ્યાર્થી સાથે નિમાઇ રમતા.**

---

* સાધારણ રીતે કહીએ તો કોઇપણ શાળામાં અધ્યયનની માત્ર એકજ શાખા રાખવામાં આવતી. પ્રસંગોપાતજ કોઇ શાસ્ત્રી એક કરતાં વિશેષ વિષય લેતો; માત્ર વાસુદેવ સાર્વભૌમે (એમનું સાર્વભૌમ ઉપનામ એવું સૂચવે છે કે તેઓ વિદ્યાની પ્રત્યેક શાખામાં નિપુણ હતા.) તે પ્રમાણે કર્યું હતું. પરંતુ એક કરતાં વિશેષ વિષય લેતા તેઓ સાધારણપણે કોઈપણ વિષયમાં પ્રવીણ ગણાતા નહિ. શાળા ચાલૂ કરતાં અધ્યાપકે પોતાના વિદ્યાર્થીઓની રહેવાની સગવડ કરવી પડતી. એટલુંજ નહિ પણ તેમના નિર્વાહની પણ કાળજી તેમનેજ રાખવી પડતી. વિદ્યાર્થીઓને શિક્ષણ મફત આપવામાં આવતું. અને લોકો સારે માઠે અવસરે આવી શાળાઓને ભેટો આપી અધ્યાપકોનું પોષણ કરતા.

મોટા હતા તેમની સાથે તે રમતા. તેમની વિદ્વત્તાની અદેખાઇ કરનાર બીજા અધ્યાપકો તે-મની પાછળ તેમનું ખોટું બોલતા; પણ તેમની સન્મુખ એક શબ્દ પણ બોલવાની હિમ્મત ચાલતી નહતી. તેમનું આત્મગૌરવ એવું હતું કે તેમની સાથે અયોગ્ય રીતે વર્તવું અસંભવિત હતું. આગેવાન અધ્યાપકો તેમને પૂજતા. નિમાઇ પોતાના વિદ્યાર્થીઓ સાથે જો કે ખેલતા હતા તોપણ વિદ્યાર્થીઓ પૂજ્યભાવ અને માનની ઉંડી લાગણીથી તેમના પ્રતિ વર્તતા.

સ્નાન કરવાના ઘાટપર હજારો વિદ્યાર્થીઓનો મેલાપ થતો. ત્યાં પોતાની રમતોમાંજ નિમાઇ આનંદ માનતા. બપોર પછી ફરવા જતા પણ જ્યારે તેમનો મેળાપ થતો ત્યારે એવીજ છૂટથી તે વર્તતા. સુંદર રેશમી ધોતીયું અને સારાં વસ્ત્રો પહેરી સત્તર વર્ષના પંડિત પોતાના ઘરમાંથી બહાર નીકળતા ત્યારે તેમની પાછળ તેમના શિષ્યો અને મિત્રો ચાલતા. સ્ત્રીપુરૂષો તેમની મોહક આકૃતિપ્રતિ આનંદ અને આશ્ચર્યથી એકી ટશે જોઇ રહેતાં. તેમના અ-ધ્યાપક બંધુઓ વિવિધ વૃત્તિથી તેમને નિહાળતા, કોઇ સાનન્દાશ્ચર્ય અને માનથી, તો કોઇ ઇર્ષ્યા અને મત્સરથી. પરંતુ જ્યાં જ્યાં નિમાઇ જતા ત્યાં ત્યાં તેમના તરફ તેમનું લક્ષ ખેંચાતું. એવી લોકવાયકા હતી કે ગૌરની ગાદી ઉપર હુસેનશાહ રાજ્ય કરે છે, તેની જગાએ એક હિંદુ રાજાનો રાજ્યાભિષેક થશે. આથી નદિયાના લોકો માનતા હતા કે આ હિન્દુ રાજા યુવાન પંડિત

**हरिफोना निमाई माटे उद्गारो.**

નિમાઇજ હોઇ શકે; તે સર્વાંશે રાજપુત્ર જેવા લાગે છે. નિમા-ઇનો દેખાવ એવો તો ભવ્ય હતો કે કોઇ પણ માણસ તેમની પાસે થઇને જવાની કદી હિંમત કરતું નહિ. તેમની બુદ્ધિ અને અસાધારણ વિદ્વત્તા કેટલાક લોક સાંખી શકતા નહતા. તેઓ તેમને વખોડતા અને જોકે તેમની સમક્ષ હંમેશાં સભ્યવર્તન રાખતા પણ પાછળ તેમના સંબંધમાં ઘણું ખોટું બોલતા. એક કહેઃ ' તે શાહજાદા જેવો વર્તે છે; પરંતુ એનો પિતા જગન્નાથ તો ભીખારી જેવો હતો ' બીજો કહે, ' એ અભિમાની અને મગરૂર છે. ઇશ્વર તે સહન નહિ કરે. એને માથે એક દિવસ દુઃખ આવી પડવાનું. ' ત્રીજો કહેઃ 'ઉતાવળે આંબા પાકયા છે તે ખાટાજ હોય. આટલું બધું બાલકાપણું વિદ્વાનને ન શોભે; પણ હોય, એતો ' ખાલી ચણો વાગે ઘણો; અધુરો ઘડો છલકાય. '

મિત્રો અને શત્રુઓ ટીકા કરતા તે જાણવા છતાં તદ્દન અજાણ્યા હોય એમ નિમાઇ

**निमाईनो शरमाळ स्वभाव.**

વર્તતા. પોતાની જ્ઞાનશક્તિ, પ્રમાણિકતા, અને ભલમનસાઇ પ્રતિ દૃષ્ટિ—રાખીને એક-રાજપુત્રની પેઠેજ તેઓ ફરતા. તે પંદર વર્ષની છોડી જેવા શરમાળ હોવાથી સ્ત્રીઓની રૂબરૂમાં તેમના ગાલ પર શરમની લાલાશ આવતી અને બૈરાં સાથે વાત કરતાં તે પોતાનું મસ્તક નીચું રાખતા.

તેમની વાતચિત હંમેશાં બુદ્ધિવાળી હતી, અને વિશેષ ગંભીર ચર્ચા કરતાં કરતાં પણ વચ્ચે રમુજી વચનો બોલતા અને તેથી તેમને અને સાંભળનારને ખડખડ હસવું આ-વતું. ચિંતા એ શું છે એ જાણે તેમને ખબરજ નહતી. જાણે સંતોષની કુંચી તેમને જડી

હોય એમ તે હંમેશાં આનંદમાં રહેતા. તે નિર્દોષ મશ્કરી કરતા અને તેથી કોઇનેજ અપમાન લાગતું નહિ કે રીસ ચડતી નહિ; પણ તેથી તો તે સર્વને વિશેષ પ્રિય લાગતા. તેઓ માત્ર વૈષ્ણવ ધર્મ માનનારાપર આક્ષેપ કરતા. એક સુંદર ગવૈયો શ્રી અદ્વૈતાચાર્યનો અનુયાયી હતો. તે ચિત્તાગોંગમાં રહેતો હતો અને તેનું નામ મુકુન્દદત્ત હતું. તે વૈષ્ણવ ધર્મ પાળતો હતો. આ દત્તને નિમાઇએ જોયો. નિમાઇના પંઝામાંથી સટકી જવાને તે મેદનીવાળા રસ્તાની બીજી બાજૂએ ગયો, પણ નિમાઇ તેનો હેતુ સમજી ગયા અને તેથી પોતાના મિત્રોને કહ્યું. " જુઓ પેલો જાય છે તે મુકુંદ છે કે ! એ ભાઇ કેમ મારાથી દૂરનો દૂર રહે છે?" " કારણ કે એને કદાચિત્ અગત્યનું કામ હશે," એક જણે ઉત્તર આપ્યો. " ના, " નિમાઇએ કહ્યું " એનું કારણ એમ નથી. એ નૈષ્ઠિક વૈષ્ણવ છે. એ એમ માને છે કે માણસ પોતાનું આયુષ્ય ભક્તિમાં ગાળવાને જન્મેલો છે. પરંતુ મારી વાતચિત હંમેશ નાસ્તિક હોય છે, તેથી સ્વાભાવિકજ છે કે એણે મારાથી દૂર રહેવું જોઇએ. " પછી મોટા સ્વરે તેમણે મુકુંદને કહ્યું: " મુકુંદ મારી પાસે કેમ આવતો નથી ? શું તું મને નાસ્તિક માને છે ! ઠીક. પણ તું કદી મારી આગળથી જઈ શકવાનો નથી. વખત આવે, મુકુંદ, હું પણ એક વૈષ્ણવ બનીશ; પરંતુ તારા જેવો ઠગ વૈશ્નવ નહિ. હું એવો વૈષ્ણવ થઇશ કે દેવો પણ મારે ઘેર આવશે. યાદ રાખજે, તે વખતે હું તને ગુલામ કરીશ, મારી પૂંઠે છાયાની માફક આવવાની હું તને ફરજ પાડીશ, તે સમયે તારાથી સટકાશે નહિ." નિમાઈની પાછળ પાછળ ચાલનારાઓ, ખડખડ હસવા લાગ્યા. કેટલાકો નિમાઈ ખરેખર નાસ્તિક છે એમ ધારતા.

નિમાઈ કરતાં નાનો, અને લગભગ તેના જેવોજ કાન્તિવાન્ ગદાધર નામનો એક બીજો ન્યાયનો વિદ્યાર્થી પ્રાર્થના અને ભક્તિમાં ઘણો કાળ નિર્ગમન કરતો. તે નિમાઇની પૂંઠે છાયા પેઠે જતો; એમ છતાં તેને ઉશ્કેરી સાહિત્યવાદમાં ઉતારવામાં નિમાઇને અત્યંત આનંદ થતો. ગદાધર પોતે કંઇ બહાનું કહાડતો, પરંતુ પોતાની ગમ્મતમાં ઠગાય એવા નિમાઇ નહતા. તેને ઉશ્કેરી ગમે તે રીતે વાદવિવાદમાં ઉતારતા. ગદાધર પોતે ઘણા સારા સ્વભાવનો હતો, અને ભલમનસાઇથી નિમાઇનાં મેણાં, તુચ્છકાર, અને તુંકારા સહન કરતો. પરંતુ નિમાઇ અડગા રહીને હમેશાં ગમે તે દલીલમાં તેને સપડાવી દેવામાં વિજય મેળવતા. કેટલીક વાર તો એમ બનતું કે ગદાધર રડી પડતો.

ગદાધર પતે તો નિમાઇ અને શ્રીવાસ સામસામા મળતા. આ ધાર્મિક વૈષ્ણવનો દરજ્જો માત્ર શ્રીઅદ્વૈતાચાર્યથીજ ઉતરતો હતો. તે જગન્નાથનો મિત્ર હતો અને એણે તથા એની સ્ત્રી માલિનીએ બચપણમાં નિમાઇની બરદાસ્ત કરી હતી. શ્રીવાસ નિમાઇને પુત્ર પેઠે ચહાતો, અને પિતા પેઠે તેની આજ્ઞા પાળવાની નિમાઇની ફરજ હતી. તેથી જ શ્રીવાસને જોઇ નિમાઇ તેમને પ્રણામ કરતા અને તેમની આગળ મસ્તક નીચું નમાવી અદબ સાથે ઉભા રહેતા. નિમાઇની આજ્ઞાધારક ઢબથી શ્રીવાસ છેતરાતા અને તેમને આ પ્રમાણે કહેતા: "ખટપટીયા અને તોફાની નિમાઇ હમણાં ક્યાં જાય છે ? મારી ખાત્રી છે કે કોઇ સારા કામ માટે તો જતો નહિજ હોય ! ભાઇ ! તારી આ વિદ્વત્તા અને વાદપ્રિયતા શું કામની ? તે તો માત્ર તારા મદ અને પતરાજીને પુષ્ટિ આપે છે. મુક્તિ મળે

એવું કેવળ જ્ઞાન જે સંપાદન કરે છે તે સુજ્ઞ છે. તું રાત ને દિવસ શું કરે છે ! તું બુદ્ધિપ્રયત્નોમાં મઝા માણે છે તે તને કંઇ પણ લાભ કરનાર નથી. ભક્તિમાન થઇ શ્રી કૃષ્ણનો દાસ થવાનું શીખ, અને અમારી અંતઃકરણની ઇચ્છાઓ પૂર્ણ કર."

वैष्णवपंथनी स्थिति अने श्रीवासनी इच्छा.

ધાર્મિક વૈષ્ણવ તરીકે શ્રીવાસની એવી ઇચ્છા હતી કે નિમાઇ તેના પીતાશ્રીની પેઠે વૈષ્ણવ માર્ગમાં દાખલ થાય. વૈષ્ણવ પંથ નદિયામાં બલવાન નહતો. લોકનો તે માર્ગ માટે સારો અભિપ્રાય નહતો, તેથી તે એમ ઇચ્છતો હતો કે જો નિમાઇ વૈષ્ણવોમાં ભળે તો એ યુવાન પંડિતના સામર્થ્યને લીધે વૈષ્ણવ પંથ આબાદ થાય. નિમાઇની બુદ્ધિ શક્તિ તથા કાર્ય શક્તિઓનો દુરુપયોગ થતો હતો એમ તે માનતો અને તેથી જ તેણે નિમાઇને ખરા દીલથી ઉપર પ્રમાણે કહ્યું હતું.

निमाइनुं प्रत्युत्तर अने अट्टहास्य.

પૂજ્યભાવ રાખી નિમાઇએ તેમનું કહેવું ધૈર્યથી સાંભળ્યું, અને શ્રીવાસનો પ્રત્યેક શબ્દ જાણે અંતઃકરણમાં લખી રાખતા હોય એમ દેખાયા. શ્રીવાસ બોલી રહ્યા એટલે નિમાઇએ જવાબ દીધો "પંડિતજી, આપ જાણોછો કે હું નાની વયમાં અધ્યાપક થયોછું. અમુક સમય સુધી મને અનુભવ લેવાદ્યો. હું જ્યારે એથી કંટાળીશ, ત્યારે કોઇ ઘણા સારા વૈષ્ણવને હું તેડાવીશ અને તેની પાસેથી શ્રીકૃષ્ણનું પુજન કેમ કરવું તે હું શિખીશ. ખાત્રી રાખજો કે એક વખત જો મેં મારા મનનો નિશ્ચય કર્યો કે મારે વૈષ્ણવ થવું છે તો હું...." નિમાઇએ વાક્ય પૂરું થતા પૂર્વે ખડખડાટ હસી દીધું. શ્રીવાસ પણ હસ્યો; છતાં મનમાં ઘણોજ નિરાશ થયો.

ईश्वरपुरिनो समागम अने मित्राचारी.

તે સમયમાં ઇશ્વરપુરિ નામના એક સન્યાસી સાથે નિમાઇનો મેળાપ થયો. કલકત્તાની નજીક કુમારહત્તમાં તે મૂળ રહેતા હતા અને તે સમયના ભક્તિમાન પુરૂષ માધવપુરિ નામના પ્રસિદ્ધ સન્યાસીના તે શિષ્ય હતા. તેમની ભક્તિ માટે આખા આર્યાવર્તમાં તે ઓળખાયલા હતા, અને તેથી નદિયા નગરમાં તેમને સારો આવકાર મળ્યો. શ્રીકૃષ્ણપરના પ્રેમને જો મહાસાગર સાથે સરખાવી શકાય તો ઈશ્વરપુરિ તેમાં રાતદિવસ તર્યા કરતા. રસ્તામાં એક દિવસ સહજ સ્વભાવે મેળાપ થવાથી નિમાઇએ તેમને નમ્રતાથી વંદન કર્યું. પુરિએ નિમાઇની ખ્યાતિ સાંભળી હતી, તેમના મેળાપથી તે આનંદ પામ્યા. નિમાઇએ તેમને ભોજનનું આમંત્રણ કર્યું. તે પુરિએ અસાવધપણામાં સ્વીકાર્યું. તેમનું મન તો નિમાઇને જોવામાં પરોવાયલું હતું. તે મનમાં વિચારવા લાગ્યાઃ "આ પુરૂષ કોણ હશે ? એમનામાં રહેલી સર્વ વસ્તુ દિવ્ય સત્તા સૂચવે છે. એમનામાં શું મનુષ્ય કરતાં કાંઇ વિશેષતા છે ? જાણે કે તે કોઇ દેવાંશી ન હોય !" નિમાઇએ વિનોદ વચનથી વિચારમાં ભંગાણ પાડયું. "સ્વામી, મારી આ પ્રકારે નિરીક્ષા કેમ કરો છો ? મારી કાયામાં નિરીક્ષા યોગ્ય કંઇ આપને જણાય છે શું ? આપ મારે ઘેર પધારશો તો આપના કુતુહલને સંતોષવાની આપને પૂરતી તક મળશે." વખતસર ભોજન થયું અને ઘણા થોડા વખતમાંજ તે વૃદ્ધ સ્વામી અને યુવાન પંડિતને અંગત મિત્રાચારી બંધાઈ. સ્વામી તે વખતે રાધાકૃષ્ણના પ્રેમ ઉપર એક પુસ્તક

લખતા હતા, તેમાં સુધારા વધારા કરવામાં સહાય આપવાને નિમાઇને વિજ્ઞપ્તિ કરી. નિમાઇએ તે કબૂલ કરી. પુરિનો નવો ગ્રંથ વાંચવામાં બંને પોતાની રાત્રીઓ એકઠા ગાળતા. નિમાઇની ઉમર તે સમયે ભાગ્યેજ અરાઢ વર્ષની હશે. ત્યાર પછી પુરિ નદિયા છોડી ચાલ્યા ગયા; પણ છ વર્ષ રહીને તે પાછા નિમાઇને મળ્યા અને નિમાઇની લીલામાં તેમણે અગત્યનો ભાગ ભજવ્યો.

शचीमाताना मनमां अध्यापकोए घालेलो वहेम.

નિમાઇની શાળા આબાદ થતી ગઇ, અને પોતાના જેવા ધંધાવાળાઓના કરતાં તે વધારે ને વધારે ઓળખાતા ગયા. તેમને જેવી રીતે ઉપનયન સંસ્કાર વખતે મૂર્છા આવી હતી, તેવી રીતે આવા સમયમાં પણ તે એકાએક મૂર્છા ખાઇ પડતા અને પોતાના ઉપર કોઈ અદ્ભુત સત્તા કાર્ય કરે છે તેવાં ચિહ્નો દર્શાવતા. કેટલાક કહેતા કે એમને ભુત વળગ્યું છે, અને કેટલાક કહેતા કે એમના શરીરમાં દેવ આવે છે. પણ તેમના હરીફ અધ્યાપકો ઇર્ષ્યાથી એમ કહેતા કે એતો એમની ઘેલછા છે. આવી ઘેલછા બુદ્ધિને અતિશ્રમ આપવાથી આવે છે; તેઓ ભલામણ કરતા કે એમને સાંકળથી બાંધવા જોઇએ. તેમ જો ન થઇ શકે તો એમના પ્રતિ સખ્તાઇથી વર્તવું જોઇએ. નિમાઇને પોતાની શુદ્ધિ ન હોવાથી તેમનાં દુર્ભાગી માતુશ્રીના મન ઉપર તેમણે આ વાત સ્હેલથી ઠસાવી દીધી. માએ જાણ્યું કે મારો પુત્ર ગાંડો થઇ ગયો છે અને તે સારો થવાની હવે આશા વ્યર્થ છે,

થોડાંક અઠવાડીઆં ગયાં અને નિમાઇ ફરીને સાજા થવા લાગ્યા. જે માંદગી આવી હતી અને જે વર્તન તેમના પ્રતિ ચલાવામાં આવ્યું હતું, તેથી તેમનામાં કંઇ પણ બગાડ થયો નહિ. તે સાજા થયા ત્યારે એવું માલમ પડયું કે આ દેખીતા વિલક્ષણ મંદવાડે તેમને સર્વાંશે લાભ કર્યો હતો. તેમનામાં મોટો યોગ્ય ફેરફાર થયો તે એ કે તે વિશેષ ઠાવકા અને ઓછું બોલા બન્યા.

निमाईनो पूर्वना देशोमां प्रवास.

નિમાઇને અરાઢમું વર્ષ પૂરૂં થયું, ત્યારે તેમણે પૂર્વ પ્રદેશો તરફ જવાનો વિચાર કર્યો. ઘણી રકઝક પછી માતાની આજ્ઞા મળી. તે પોતાની સાથે સંખ્યાબંધ માણસોને લઇ ગયા. લોકમાં તેમની પ્રસિદ્ધિ તો આગળથી થઇ હતી, એટલે પ્રત્યેક સ્થળે તેમને માન મળતું. મહાન્ બાલ પંડિત નિમાઇ સુવર્ણની મૂર્તિ જેવા દેખાતા હતા. તે પોતાના ગામમાં પધારેલા છે એ સમાચાર જાણી તેમનું દર્શન કરવાને ચારે બાજૂએ લોકનાં ટોળેટોળાં આવતાં. તેઓ પૂર્વ પ્રદેશોમાં શા માટે પધાર્યા હતા તે કોઇ જાણતું ન હતું. કેટલાક માને છે કે પોતાની શાળામાટે લોકો પાસેથી ભેટ એકઠી કરવા તે ફરતા હતા.

तपनमिश्र श्री गौरांगना अनुयायी थया.

વિશાળ પદ્મા નદી ઓળંગી સામા તટપરના એક ગામમાં નિમાઇએ મુકામ કર્યો. ત્યાં હજારો માણસ તેમનો ઉપદેશ સાંભળવા આવતાં. ત્યાં તે પોતાનો કાળ કેવી રીતે નિર્ગમન કરતા તે સંબંધી ચોક્કસ હકીકત જાણવામાં નથી. તપનવિજય નામના ગ્રંથમાં તે હકીકત નોંધાયલી છે. તે ગ્રંથમાં તપન મિશ્ર નામના બ્રાહ્મણનો ઇતિહાસછે; તે ઉચ્ચ સ્થિતિનો મનુષ્ય હતો, અને ઇશ્વરના સ્વભાવ તથા તેને પ્રાપ્ત કરવાનાં ઉત્તમ સાધનો સંબંધી તેના મનમાં શંકાઓ થયા કરતી હતી. તેનું સમાધાન કરવાંના તે શ્રીગૌરાંગ પ્રભુના મતનો થયો હતો. બીજા ગ્રંથોમાં પણ આ સાધુ પુરૂષનું ટૂંક વૃત્તાંત મળી આવે છે.

એક દિવસ નિમાઇ પોતાના વિદ્યાર્થીઓની વચ્ચે બેઠલા હતા, તેમાં તપનમિશ્ર તેમની વચ્ચે થઇ ધસી આવ્યો અને તેમને પગે પડયો. તપન જેવા વયોવૃદ્ધ અને પ્રતિષ્ઠિત પુરુષના નમ્ર વર્તનથી ત્યાં બેઠેલા સર્વ વિદ્યાર્થીઓજ નહિ, પરંતુ નિમાઇ પણ વિસ્મય પામ્યા.

**तपननुं चमत्कारिक स्वप्न.**

નિમાઇએ સત્વર તેને ઉઠાડયો, અને વિજ્ઞપ્તિ કરીકે " હું તો આપના પુત્રની વયનો છું. તેની આગળ દંડવત્ પ્રણામ ફરીને કરશો નહિ. તપને ઉત્તરમાં કહ્યું: " પ્રથમ મારું કહેવું સાંભળો, અને પછી આપને યોગ્ય લાગે તો મને ઠપકો આપશો. કલિયુગ સમીપ આવતો જાય છે, અને ભવિષ્યમાં ખપ લાગે એવું મેં કશું કર્યું નથી. મેં નથી કર્યું તેમાં છેક મારો અપરાધ નથી. તે કેવી રીતે કરવું તેજ હું જાણતો નથી. મેં ઘણા જણને પૂછયું છે, પણ એ વિષયમાં પ્રત્યેક સાધુ પુરૂષોનો પોત પોતાનો ભિન્ન મત છે, અને તેમની સલાહ મને સહાય કરવાને બદલે માત્ર વિશેષ ભ્રમમાં નાખનાર થઇ પડી છે. જ્ઞાનરૂપ પ્રકાશ મળવા સારુ હું ઇશ્વરની સતત પ્રાર્થના કર્યા કરતો હતો, એટલામાં એકાએક ગઇ રાત્રે સ્વપ્નમાં એક દિવ્યરૂપ મારી પાસે આવ્યું, અને તેણે મને આજ્ઞા કરીકે નિમાઇ પંડિત પાસે દોડ, તેના ચરણમાં પડ, અને તેનો આશ્રય શોધ, **તે ઇશ્વરના અવતાર છે અને પોતાની પ્રજાને સહાય કરવાને પૃથ્વી ઉપર અવતરેલા છે.** અસ્તુ," તપનમિશ્રે બોલવું ચાલૂ રાખ્યું, " હું જાગ્યો તેવોજ તમારી પાસે દોડી આવ્યો છું; અને હવે, પ્રિય તાત, હું તમારા ચરણારવિંદમાં પડું છું ! "

**निमाईए आपेलो बोध.**

જાણે નિમાઇ પોતાની દિવ્યતા જાણતા નહિ હોય એ પ્રમાણે બહારથી તે વૃદ્ધ બ્રાહ્મણના ભાષણથી શરમાયા હોય તેવા દેખાયા. તપનનો ક્ષોભ મટયો ત્યારે તે બોલ્યા, "પંડિતજી, એ તો માત્ર સ્વપ્ન હતું, કૃપા કરી પુનઃ એ પ્રમાણે વર્તશો નહિ. આપને સહાય કરવાને મારાથી બનતું હું કરીશ. આપણા ઋષિઓએ આપણે સારુ સત્યનો માર્ગ નિર્માણ કરેલો છે, અને આપણે માત્ર તેને અનુસરવાનું છે; એટલું તો કોઇ અંધ મનુષ્ય પણ કરી શકે. " પછી ધર્મના વિષયોમાં તેમણે તપનને શિક્ષણ આપવું શરૂ કર્યું અને પછી તેમને પોતાની સ્ત્રીને લઇને કાશી જવાની અને ત્યાં નિમાઇ પોતે આવે ત્યાં સુધી રાહજોવાની આજ્ઞા કરી.

તપન તરતજ ઘરબાર છોડી એક હજાર માઇલ છેટે કાશી નગરમાં ગયો, અને ત્યાં તેણે નિમાઇની રાહ જોઇ. નિમાઇ ભગવાન અગીઆર વર્ષ પછી કાશી ગયા અને તપનને મળ્યા.

**निमाइ पाछा नव-द्वीप आव्या.**

નિમાઇનો પ્રથમ મેલાપ થયો ત્યારથીજ તપનમિશ્ર તેમને ઇશ્વરનો અવતાર માનતો હતો; અને તેમને અવતાર રૂપે જાહેર રીતે સ્વીકારનાર પ્રથમ પુરૂષ તરીકે એ પ્રખ્યાત છે. બારેક મહિના બહાર યાત્રા કર્યા પછી સંખ્યાબંધ શિષ્યો સહિત નિમાઇ નવદ્વીપમાં પાછા આવ્યા. એ આવ્યા ત્યારે માતુશ્રીએ તેમને એમનાં પત્ની લક્ષ્મી પરલોકવાસી થયાં હતાં તેના દુઃખદ સમાચાર જણાવ્યા.

નિમાઇ પૂર્વ પ્રદેશોમાં ફરતા હતા ત્યારે તે અધ્યાપક તરીકે ગણાતા હતા, અને તે નદિયા પાછા આવ્યા ત્યારે પણ તેજ નામથી ઓળખાતા હતા. પણ જ્યાં જ્યાં તે ગયા ત્યાં ત્યાં માણસોને વિચાર કેમ કરવો એ તેમણે શીખવ્યું હતું. તેમના સંબંધમાં આવેલા લોકના મનની સ્થિતિ કેવી થઇ હતી તેનું કંઇક ભાન નીચેનું ગીત કરાવે છે.

निमाईनी पूर्व देशो पर असर.

" સાંભળો ! સ્વામી નિમાઇનું આમંત્રણ,
ચાલો, એને અનુસરીએ આપણ;
આપણે સારૂ ( ૨ ) હરિનામ તણી નૌકા,
બનાવી તરાવી જાયે સરિતા;
મૂકી દે છે મુક્તિ તટે શીઘ્ર,
એવા એ છે વિશ્વકૃપાનિષ્ટ;
બદલોરે એને ( ૨ ) નહિ જોઇએ સારે,
આત્મા રક્ષે નિર્મળ પ્રેમ માટે;
ચાલો ત્યારે હળી મળીને બધા,
પતિત, સાધુ, પાપી, મુનિ, વિબુધા;
તરીને તમે ( ૨ ) જાઓ બીજે તટે,
ભવાબ્ધિભય જ્યાં સમૂળો મટે. " *

પૂર્વ બંગાલમાં નિમાઇએ જે રીતિથી ઘણા જણને પોતાના અનુયાયી કર્યાં, તે અદ્યાપિ જાણવામાં નથી. તે ત્યાં હતા તે સમયે તેમણે કૃષ્ણપ્રેમનો ઉપદેશ કર્યો જણાતો નથી. તેમણે એટલું પણ જાણવા દીધું નથી કે તેમનું ચિત્ત ધર્મવૃત્તિ તરફ છે. તે તો માત્ર ત્યાં ભાષા અને વ્યાકરણ શાસ્ત્રના અધ્યાપક તરીકે રહેલા હતા. પણ તે પોતાની પાછળ પુષ્કળ ભકતો કરી ગયા, અને એ ભકતોના વંશજો આજે પણ જુદા જુદા પ્રદેશોમાં ઘણા સમર્થ છે. તપન જેવો જનમંડળમાં સારી પ્રતિષ્ઠાવાળો વૃદ્ધ પુરૂષ, પોતાનું ઘર, માલમિલ્કત, અને સ્નેહી સંબંધીઓનો ત્યાગ કરી, ભાગ્યેજ અરાઢ વર્ષની વયે પહોંચેલા એક વ્યાકરણ શાસ્ત્રીની આજ્ઞાથી કેટલાંક વર્ષો સુધી હજારો માઇલ દૂર જઇને રહે ! આ વાત પ્રત્યેક વાંચકને ઘણી વિસ્મયકારક લાગ્યા વગર નહિ રહે; વળી પોતે અગીઆર વર્ષ પછી વાણારસી ( કાશી ) ક્ષેત્રમાં જશે અને ત્યાં તપનનો મેલાપ થશે એ નિમાઇએ આગળથી જાણેલું એ શી રીતે બને ?

નવદ્વીપ પાછા આવ્યા પછી નિમાઇની શાળા પ્રતિદિવસ બહુ વધતી ગઇ. પૂર્વ બંગાલથી તેની સાથે જે ઘણા શિષ્યો નદિયા આવ્યા તેથી, અને બીજા તેમના આગલા તથા નવા શિષ્યોથી, તેમની શાળા થોડા સમયમાં નગરમાં એક સૌથી અગત્યનું ધ્યાન ખેંચનારી

* " શ્રી અમિય નિમાઇ ચરિત " માં આ સંબંધમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે:—
पतित नीच चंडाळ साधु सज्जन जाके मन भावै ।
सबहि याच करुणा सागर प्रभु श्री हरि नाम बतावै ॥

निमाई अने तेमना शिष्यो.

થઇ પડી *ગુરુ તરીકે નિમાઇ સાથે હરીફાઇ થઇ શકે એમ ન હતું. તે પોતાના શિષ્યોને ચહાતા અને શિષ્યો ગુરુને ચહાતા. એક દિવ્ય પુરુષ તરીકે તેઓનો શ્રી નિમાઇ પર પૂજ્યભાવ હતો. નિમાઇ પણ પોતાના શિષ્યોને પોતાનાજ બાલક હોય એમ ગણતા, શાળાના વખતમાં, અથવા બીજે પ્રસંગે પણ તે કંઇ પણ અઘટિત થવા દેતા નહિ, રમતના વખતમાં તો તે પોતાના નાનામાં નાના શિષ્ય જેવા લાગતા. નિમાઇનો વ્યવહાર હવે સુખરૂપ ચાલવા લાગ્યો, જુદી જુદી જાતની ચારે બાજૂથી ભેટોનો વરસાદ વરસવા લાગ્યો; પણ આ ભેટોને તેઓ પોતાના ઉપયોગમાં લેતા નહિ.

वादविवाद माटे केशवण कहेछे.

આ અરસામાં કાશ્મિરનો "દિગ્-વિજયી" કેશવ જય મેળવતો મેળવતો નદિયા આવ્યો. પંડિત તરીકે આર્યાવર્તના પ્રત્યેક નગરના અધ્યાપકોનો તેણે પરાજય કર્યો હતો. તેના જયપર્યટનમાં સૌથી છેલ્લું અને સૌથી પ્રથમ અગત્યતાનું નદિયા નગર જીતવાનું બાકી રહેલું હતું. તેની સાથે સંખ્યાબંધ નોકરો તંબૂઓ, હાથીઓ અને ઘોડાઓ હતા. તે મોટી ધામધુમથી નદિયામાં આવ્યો. આવતાંવાર તેણે પોતાની ગર્વિષ્ઠ સરત જાહેર કરી. નદિયામાં કોઇ પણ વિદ્વાન પુરુષ હોય તો તેણે મારી સાથે વાદ કરી મારૂં સમાધાન કરવા બહાર પડવું; જો હું પરાજય પામીશ તો મારી સર્વ મિલ્કત નદિયાને અર્પણ કરીશ; પરંતુ જો હું વિજય મેળવીશ તો નદિયા મારે સ્વાધીન થવું જોઇએ.'

केशवने सरस्वति प्रसन्न छे.

નદિયાના વિદ્વાનો કંઇ હિમ્મત હારી જાય એવા ન હતા. તેમણે બડાઇ કરનાર ઘણાક પંડિતોને પોતાના નગરમાં પરાજય પમાડયા હતા. તેથી કેશવથી એમને કંઇ ડરવાનું નહોતું. સાક્ષાત સરસ્વતીએ કેશવને વરદાન આપ્યું છે કે તારી વાણીમાં હું વસીશ અને તને વિજય મળશે એવી ગપ દુર્ભાગ્યે પ્રસરી અને તેને સત્ય પણ માનવામાં આવી. જનસમાજના મનઉપર આ ગપની સચોટ અસર થઇ. નદિયાના પંડિતો કોઇના ગાંજ્યા જાય એવા ન હતા પણ સાક્ષાત સરસ્વતીની સામે આવવાને સઘળાએજ આનાકાની કરી.

श्री निमाईने केशव मळ्यो.

એક ચંદની રાતે શ્રી નિમાઇ અને તેના સંખ્યાબંધ શિષ્યો વિદ્યાવિનોદમાં આનંદ કરતા નદીતટપર બેઠા હતા, એટલામાં તે રસ્તે થઇને જતો કેશવ વાર્તા શ્રવણ કરવાને થોભ્યો. વાદવિવાદમાં રસ પડવાથી થોડી જ વારમાં તે તે મંડળમાં ભળ્યો અને પોતાના શિષ્યદ્વારા પોતાનું ઓળખાણ કરાવ્યું. શ્રી નિમાઇએ ઊભા થઇ વિનયપૂર્વક પ્રણામ કરી સ્વાગત કર્યું અને કેશવ યુવાન અધ્યાપક અને એમના શિષ્યો સાથે બેઠો.

---

* "ચૈતન્ય ભાગવત" માં નીચે પ્રમાણે વર્ણવ્યું છે:—

कत शत शिष्य अन्त कछ नाहीं ।
पढत मंडली कर प्रभु ठांहीं ॥
प्रतिदिन द्विज कुमार दस बीसा ।
प्रभुपद आय नमावत सीसा ॥

" હું ધારૂં છું કે આપ નિમાઇ પંડિત છો, " કેશવે પૂછ્યું. " આપનું ઓળખાણુ થયું એથી મને આનંદ થાય છે. મને ખબર મળી છે કે જ્ઞાનની કનિષ્ટ શાખા વ્યાકરણુ અને ભાષાશાસ્ત્રમાં આપે ઘણી નિપુણુતા મેળવી છે; અને આપ એક તદ્દન યુવાન હોવા છતાં અધ્યાપક થયા છો તેને માટે આપને વિશેષ માન ઘટે છે. "

કેશવની પ્રતિષ્ટા ધ્યાનમાં રાખી શ્રી નિમાઇએ યોગ્ય વિનયથી ઉત્તર આપ્યોઃ " હું માત્ર એક યુવાન અભ્યાસી છું અને આપ તો વિજેતા છો; આપની સાથે સરખામણી કરતાં હું કંઇ ગણુત્રીમાં નથી. સત્ય છે કે હું વ્યાકરણુ શીખવું છું; પરંતુ હું આપને ખાત્રીથી કહુંછું કે હું જે શીખવું છું તે હું સમજતો નથી; તેમજ મારા શિષ્યો મારૂં કહેવું સમજતા નથી. "

આનો કેશવે એ ઉત્તર આપ્યો કે આવો વિનય આપને બરોબર યોગ્યજ છે, પરંતુ મારે પુનઃ કહેવું જોઇયે કે આખા શહેરમાં પ્રત્યેક સ્થળે આપની ઠીક પ્રશંસા થતી મેં સાંભળી છે.

શ્રી નિમાઇ પછી કેશવપ્રતિ આ પ્રમાણે બોલ્યાઃ " આપ એક દિગન્તખ્યાતિવાળા કવિ છો. કૃપા કરી અમને ગંગાજીનું એક વર્ણુન ગાઇ બતાવો કે તેથી અમારાં પાપો ધોવાઇ જાય. " ગંગાજી પવિત્ર સરિતા છે તેથી તે પૂજાય છે. આ વિનંતિથી કેશવને આનંદ થયો અને તેને તેજ સમયે કાવ્ય રચીને ગાઇ બતાવવાનો તેણે આરંભ કર્યો. પ્રથમ એક શ્લોક રચ્યો અને ગાયો અને તરતજ બીજો રચ્યો અને ગાયો, અને પછી ત્રીજો. આ પ્રમાણે એક ઘડીમાં તેણે સો શ્લોક રચ્યા અને ગાઇ બતાવ્યા. તેની શક્તિથી વિદ્યાર્થીઓ ચકિત થઇ ગયા, અને તેની પ્રશંસા કરી. સર્વે જણુ એક અવાજે " હરિ " " હરિ " બોલી ઉઠયા.

**केशवनी काव्य कृति.**

શ્રી નિમાઇના વિદ્યાર્થીઓને ચિન્તા થઇ કે આવી અગાધ વિદ્વત્તા અને બુદ્ધિ સાથે આપણુા ગુરૂથી હરીફાઇ થઇ શકશે નહિ. એક માત્ર નિમાઇનેજ કંઇ ચિન્તા ન હતી. તેણે કેશવને વિજ્ઞપ્તિ કરી કે "આપ આપનો એક શ્લોક લેઇ તેનું વિવરણુ તથા પૃથક્કરણુ કરો કે તેથી તેના અર્થસૌન્દર્યની અમને ખૂબી જણુાય. " કેશવે પૂછ્યું " કયા શ્લોકનું આપ વિવરણુ કરાવવા માગો છો ? નિમાઇએ વચ્ચેનો એક *શ્લોક બોલી બતાવ્યો. કેશવ વિસ્મય પામ્યો. લોકો એવું માનતા હતા કે એકજ વાર સાંભળ્યા છતાં પણુ શ્લોક સ્મરણુમાં રાખી શકાય છે, પણુ તે તો સરસ્વતી દેવીની ભક્તિ તથા સ્તુતિ વડે વરદાન મેળવ્યું હોય ત્યારેજ. કેશવે ધાર્યું નિમાઇને દેવીની

**निमाईए एकवार सांभळेलो श्लोक गाइ बताव्यो.**

*महत्वं गङ्गायाः सततमिदमाभातिनितराम,
यदेषा श्रीविष्णोश्चरण कमलोत्पत्तिसुभगा"
द्वितीयं श्रीलक्ष्मीरिवसुरनरैरर्च्यचरणा,
भवानीभर्तुर्याशिरसिविहरत्यद्भुत गुणाः ॥



श्रीगौराङ्गप्रभु अने शिष्यमंडल.

કૃપાપ્રસાદી મળી હશે અને તેથી તેણે પૂછ્યું: " પંડિતજી, મેં ગાયેલા સો શ્લોકની વચમાંથી આ એક શ્લોક હું જેટલી ત્વરાથી બોલી શકું તેટલી ત્વરાથી આપ બોલી શક્યા એનું શું કારણ ?" કેશવના મનમાં શા શા વિચારો ચાલતા હતા તે શ્રી નિમાઇ આગળથી જાણતા હતા. તેમણે સ્મિતથી ઉત્તર વાળ્યો: " પંડિતજી, આપ જાણો છો: કેટલાક પુરુષો સરસ્વતી દેવીની કૃપાથી કવિ થઇ શકે છે. જેવી રીતે વિચાર કર્યો ન હોય તોપણ શ્લોકો રચી શકે છે, તેજ પ્રમાણે એક વખત બોલેલું સાંભળીને પોતાના સ્મરણમાં રાખી શકે એવા પણ માણસો હોવાનો સંભવ છે."

આ ઉત્તરથી કેશવનો પોતાનો અભિપ્રાય દઢ થયો. તેણે સ્વાભાવિક રીતેજ બાલપંડિત વિષે વધારે માનભરેલો અભિપ્રાય બાંધ્યો, અને તેથી તે શ્લોકનું પૃથક્કરણ કરવાને તથા તેનું ગૌરવ બતાવવાને તેણે વધારે શ્રમ કર્યો નહિ. તે પુરૂં થયું એટલે શ્રી નિમાઇએ તેની કવિત્વશક્તિની પ્રશંસા કરી અને બરાબર સમજાવવાને તેણે જે શ્રમ લીધો હતો તે માટે તેનો આભાર માન્યો. "પરંતુ" તે બોલ્યા, એ શ્લોકમાં દોષ હોય તો આવો આપણે એ તપાસીએ." " મારા શ્લોકમાં દોષ ! અને બાલપંડિત તે જાણવા માગે છે !" અભિમાની કેશવે પોતાના અભિમાનનું સ્વરૂપ ધારણ કર્યું ને ઉત્તર આપ્યો, " પંડિતજી, આપ વ્યાકરણશાસ્ત્ર શીખવો છો અને એતો જ્ઞાનના માત્ર ક, ખ, ગ, છે. આપે અલંકારશાસ્ત્રનું અધ્યયન કર્યું નથી, તો પછી મારી રચનામાં ગૌરવ અથવા દોષ હોય તો તે આપ સમજી શકો એ શી રીતે સંભવે ?" શ્રી નિમાઈ ઉત્તર આપતાં બોલ્યા: " સત્ય છે, હું એક ઘણો અજ્ઞાની યુવાન છું, પરંતુ તેથી આપની રચનામાં જો કંઇ પણ દોષ હોય તો તે ઢંકાતા નથી. મને તો એ રચનામાં પાંચ દોષ જણાય છે, અને તે એના ગૌરવને બગાડે છે. " આટલું કહીને શ્રી નિમાઇ પંડીત ઘણી બારિકાઇથી તે શ્લોકપર ટીકા કરવા મંડયા.*

કેશવની કાવ્યકાંતિમાં દોષ છે કે?

કેશવને પોતાના શ્લોકનો બચાવ કરવાની ફરજ પડી. પરંતુ દોષો એટલા તો સ્પષ્ટ હતા અને નિમાઇએ તે એવી તો દઢ રીતે બતાવી આપ્યા કે તદ્દન કેશવ ગભરાઇ ગયો અને તેણે સંબંધ વગરના ઉદ્દગારોનો વરસાદ વરસાવી પોતાની લાગણીઓ બહાર પાડી.

આ સાંભળવાને ત્યાં એક ટોળું ભેગું થયું હતું. કેશવની ગભરામણને લીધે સ્વાભાવિક રીતેજ આસપાસ ઊભેલાઓને કંઇક રમુજ પડી; કેમકે મિથ્યાભિમાની અને વાદવિવાદની માગણી કરનાર પુરુષના માનભંગથી ઘણાં મનુષ્યને મઝા પડે છે. શ્રી નિમાઇએ રમૂજને ઉત્તેજન આપ્યું નહિ; ઉલટું તેને દાબી દેવા પ્રયત્ન કર્યો અને કેશવપ્રતિ બનતી સભ્યતાથી બોલ્યા: " પંડિતજી, આ બાબતને આટલું બધું ગંભીર સ્વરૂપ આપ કેમ આપો છો ? આપનામાં કાવ્યશક્તિની દિવ્ય બક્ષિસ છે; એથી આપે સંતોષ રાખવો જોઇએ.

શ્રી નિમાઇએ કેશવને શાન્ત પાડયો.

* આખા વાદનું વૃત્તાંત, કેશવે દર્શાવેલી ખૂબીઓ, અને શ્રી નિમાઈએ દર્શાવેલા દોષો અત્ર આપ્યા નથી ( પૂર્ણ વૃત્તાંત માટે ચૈતન્યચરિતમાલા જુઓ· )

કોઇ પણ વાતની મર્યાદા વિષે બોલીએ તો મનુષ્યમાં તે હોવીજ જોઇએ. શું કાલિદાસ અને ભવભૂતિ* જેવાઓને પોતાના કામની મર્યાદા ન હતી ! આપ વાદવિવાદમાં એક વિજયી પુરુષ છો, દેવી સરસ્વતીના અત્યંત કૃપાપાત્ર છો, માટે કૃપા કરો અને ઘેર ચાલો. ઘણી રાત થઇ છે. આપની ઇચ્છા હશે તો આવતી કાલે આપણે વિશેષ મહત્વના વિષયો ઉપર વાદ કરીશું. "

केशवे अभिमान छोड्युं.

આ ભાષણથી કંઇક શાન્ત થઇ કેશવ ત્યાંથી ગયો. પોતે માનભંગ થયો તેથી તેને ખાવું ભાવ્યું નહિ, તેને ઉંઘ પણ આવી નહિ. બાકી રહેલી રાત્રિ તેણે સ્તુતિ કરવામાં ગાળી. બીજે દિવસે પ્રાતઃકાળમાં તે શ્રી નિમાઇને ઘેર ગયો, અને શ્રી નિમાઇ જેવા પોતાના ઓરડામાંથી બહાર નિકળ્યા, તેવોજ અતિશય નમ્રતાથી તે તેમના ચરણમાં લાંબો થઇને પગે લાગ્યો.

આ દેખાવથી ચકિત થઇ ખેદ સાથે નિમાઇએ કેશવને ઉઠવાનું કહ્યું, અને બોલ્યા, " આ શું ! આપનો શિષ્ય થવામાં જે અભિમાન માને છે એવા એક યુવાનને આવું નમન શા માટે ? આપના આવા વર્તનથી મને ખેદ થાય છે. કૃપા કરી ઉભા થાઓ ! "

सरस्वति देवीनो केशवने आदेश.

કેશવે હાથ જોડી ઉત્તર આપ્યોઃ " કૃપા કરી મારું કહ્યું સાંભળો ! ગઇ રાત્રે મારા પરાજયથી માનભંગ થઇને આપની પાસેથી ગયા પછી મેં પ્રાર્થના અને ધ્યાનમાં ઘણા કલાક ગાળ્યા. આખરે ભગવતી સરસ્વતી પ્રસન્ન થયાં અને મારી સ્તુતિનો ઉત્તર આપી મારી આંખ આગળનો પડદો દૂર કર્યો. તેમણે મને સમજાવ્યું કે જ્ઞાનનો ખરો હેતુ ગર્વનો સંતોષ નહિ પરંતુ મુક્તિ છે. તે બોલ્યાં, ' તેં શ્રદ્ધાથી મારી સેવા કરી છે, અને તને તેનો બદલો મળેલો છે. જેને તું માનભંગ ગણે છે તે વસ્તુતઃ સૌથી મોટું વરદાન છે. કેમકે જે પુરુષ સન્મુખ તને માનભંગ થયલું લાગ્યું છે તે **મારા પ્રભુ શ્રીકૃષ્ણ છે. તેમની પાસે જા, તેમને ચરણે પડ, અને તારી જાત તેમને અર્પણ કરી દે'.** દેવીએ મને એ પ્રમાણે કહ્યું છે, અને તેની આજ્ઞાનુસાર હવે હું તમારી પાસે આવું છું, અને તમારી અનહદ દયામાં મને સ્વીકારવાની હું વિજ્ઞપ્તિ કરું છું."

केशव त्यागी थयो.

શ્રી નિમાઇએ શું કર્યું અથવા કેશવને શું કહ્યું તે જાણવામાં આવ્યું નથી. તેની મતિ સુધરી, તેના સર્વ નીચ આવેશો શમી ગયા અને તે તદ્દન બદલાઇ ગયો. તેણે પોતાની અપાર દોલત નદિયાના નિર્ધનોમાં વહેંચી દીધી અને ત્યાગીનાં વસ્ત્ર ધારણ કરી તે ચાલ્યો ગયો.

કેશવના પરાજયથી નદિયામાં ભારે લાગણી પેદા થઇ. સરસ્વતીના કૃપાપાત્રનું અભિમાન ઉતારનાર નિમાઇની બુદ્ધિને લોકો સર્વોત્કૃષ્ટ ગણવા લાગ્યા. નગરમાં પોતાના પુત્રની પ્રતિષ્ઠા જોઇ શચી માતા તો હર્ષઘેલાં બની ગયાં. નિમાઇના મિત્રો આવા વિદ્વાન પુત્રનાં શચીદેવી માતુશ્રી હોવાથી તેમને અભિનંદન આપવા લાગ્યા. તેમના સુખમાં માત્ર એક ખામી હતી, તે એ કે નિમાઇની સ્ત્રી દેવલોક પામી હતી અને તેને સારુ યોગ્ય કન્યા કર્યા

*એ બંને આર્યાવર્તના મોટામાં મોટા કવિઓ ગણાય છે.

શોધવી તે તેમનાં માતા જાણુતાં નહતાં. કન્યા સુંદર અને સારા સ્વભાવની જોઇએ, એટલુંજ નહિ પણ તે વળી ઊંચા કૂળની હોવી જોઇયે, અને તે પણ નિમાઇ જે જ્ઞાતિના હતા તે જ જ્ઞાતિની હોવી જોઇએ. નદિયામાં એમની નાતનાં ઘર થોડાં હતાં. અને પુત્ર તરફથી આ કાર્યમાં સહાય મળવાની માતાને આશાજ નહતી.

એમ છતાં સેંકડો પુરુષો અને સ્ત્રીઓ જ્યાં પ્રતિદિન સ્નાનવિધિ કરવા આવતાં હતાં, એવા એક ઘાટપર શચીમાતાને અનાયાસે એક અનુકૂળ કન્યા મળી આવી. જ્યારે જ્યારે શચીમાતા ઘાટપર સ્નાન કરવા જતાં ત્યારે ત્યારે તે કન્યા એમની રાહા જોતી હોય એમ લાગતું. શચીમાતા નજરે પડતાંજ તે તેમના સામે જતી અને માથું નમાવતી. શચીમાતા સાનંદાશ્ચર્ય પામતાં, અને હંમેશ આશિષ આપતાં કે " તને સારો સ્વામી મ- ળો. " જ્યારે શચીમાતા તેને આશિષ આપતાં ત્યારે તે કન્યા ખૂબ શરમાતી હોય એમ લાગતું. એક દિવસ શચીમાતાએ તેનું નામ પૂછ્યું. તેણે ઉત્તર આપ્યો " મારું નામ વિષ્ણુપ્રિયા છે. * " વિશેષ તપાસ કરતાં શચીમાતાને જણાયું કે નદિયાના એક ધનાઢ્ય અને ખૂબ પ્રતિષ્ઠાવાળા પંડિત શાન્તન મિશ્રની તે પુત્રી છે.

નાતના રીવાજ પ્રમાણે શચીમાતા શાન્તનની પુત્રીને શ્રીગૌરાઙ્ગ માટે લઈ શકે. શા- ન્તનનું કૂળ શ્રીનિમાઇ કરતાં ઊંચું હતું, તેથી જો તે વિવાહ કરે તો પ્રતિષ્ઠા વધે એમ હતું. પરંતુ શચી કરતાં ઉચ્ચ કૂળ અને પ્રતિષ્ઠાવાળો શાન્તન ઉતરતા કૂળના નિર્ધન માત પિતાના પુત્રને પોતાની પુત્રી પરણાવવાનું કબુલ કરશે ? શચીમાતાને આવો પ્રશ્ન ઉ-

**ગૌરાઙ્ગપ્રભુનાં બીજી વારનાં લગ્ન.**

ઠયો; પણ શાન્તન જે પોતાની પુત્રીને ખરા પ્રેમથી ચહતા હતા, તે નિમાઇને નદિયાના સૌથી અગ્રેસર પંડિત અને જગતમાં સૌ- થી લાવણ્યવાન પુરૂષ છે એમ માનતા હતા. પોતાની દીકરીનું શ્રીનિમાઇ સાથે લગ્ન કરવાનું તેમણે ધારી મેલ્યું હતું. પણ નિમાઇનો સ્વભાવ હઠીલો જાણી માગણી કરવાની તેની હિમ્મત ચાલતી નહતી. વિષ્ણુપ્રિયા ઘણી નાની હતી, તેમ છતાં પૂર્વ સંસ્કારને લીધે તે નિમાઇપ્રતિના પ્રેમને વશ થઇ ગઇ હતી. પોતાનાં માતપિતાનો નિમાઇ સાથે પરણાવવાનો વિચાર છે એ વાત તેણે જા- ણી હતી અને સ્નાન કરવાના ઘાટ ઉપર તેણે શ્રીનિમાઇની ઝાંખી કરી હતી. તે શચીમા- તાને સ્નાન કરવાના ઘાટ ઉપર નમન કરતી હતી, તેનું કારણ પણ આજ હતું. આ મુગ્ધ બાલા ઉપર શચીને વ્હાલ ઉપજ્યું અને તેથી શાન્તનનો વિચાર જાણવા માટે એક મા- ણુસ મોકલ્યો. શાન્તન તો તૈયારજ હતો, તેથી લગ્ન એકદમ નક્કી કરવામાં આવ્યું.

શ્રી નિમાઇને તો પોતાની માતાનાં આ સર્વ કાર્યની દેખીતી રીતે કંઇ ખબર ન હતી. માતાએ સર્વ નક્કી કર્યું અને પછી ખબર આપી કે થોડા દિવસમાંજ શાન્તનમિશ્રની પુત્રી સાથે શ્રીનિમાઇએ લગ્ન કરવાનું છે. આ સમાચારથી તેમના સંખ્યાબંધ મિત્રો અને શિષ્યોના અંતઃકરણમાં આનંદ પ્રવર્તાઈ રહ્યો. બુદ્ધિમન્ત નામના એક ધનાઢ્ય કાયસ્થ

* નવદ્વીપ ગોસ્વામીકૃત " વૈષ્ણવાચાર " માં ટાંકી બતાવેલા મુકુંદ પડિતકૃત ગૌરાંગોદય જુઓ. આ પુસ્તકમાં આપેલી પ્રત્યેક હકીકત આધારવાળી છે અને મૂળ પુસ્તકો જોઇને વાચક સત્ય જાણી શકશે. ઇશ્વરાવતારની બાબતમાં ભૂલથાપ ન થાય એવો એમાં યત્ન કરવામાં આવ્યો છે.

**लग्नको खर्च बुद्धिमन्ते आप्यो.**

જમીનદારે કહ્યું: " સર્વ ખર્ચ હું આપીશ." પુરુષોત્તમ નામના ધનવાન્ બ્રાહ્મણના પૂજાગૃહમાં શ્રી નિમાઇ પોતાની શાળા ચલાવતા હતા, તેણે કહ્યું: "તેમાં હું તમને ભાગ આપીશ." પરંતુ બુદ્ધિમન્તે આ કામમાં કોઇનો ભાગ લેવાની ના પાડી અને જણાવ્યું કેઃ— "આપને ખબર નહિ હશે કે અમે બ્રાહ્મણની ગરીબ રીત પ્રમાણે લગ્ન સમારંભ કરવા ધારતા નથી પણ એક રજવાડી ઠાઠથી કરવા માગીએ છીએ." શ્રી નિમાઇના શિષ્યોએ પણ એ કાર્ય ખરા અંતઃકરણથી હાથમાં લીધું, અને સર્વ વસ્તુની મોટા પાયાપર વ્યવસ્થા કરવામાં આવી.

**लग्नसमारंभ विष्णुप्रिया अने श्री गौराङ्गनां लग्न.**

રીવાજ પ્રમાણે શ્રી નિમાઇ અને કન્યાને સમારંભ ઉપર સુંદર રીતે વસ્ત્રાલંકાર સજાવવામાં આવ્યાં. શ્રી નિમાઇ કલંક વિનાના " શરદ્ઋતુની પૂર્ણિમાના ચંદ્ર" જેવા દીપતા હતા. તેમના સૌન્દર્યનું પાન કરતી હોય એમ સર્વની નજર તેમનાપર ઠરતી. સ્ત્રીવર્ગ તેમની પ્રશંસા કરતો, તેમનાં અંતઃકરણમાં શુદ્ધ વૃત્તિઓનો પ્રવાહ ચાલતો હતો. સૌ કોઇ કન્યાના સૌભાગ્યના વિચારથી આનંદમાં મગ્ન થતાં હતાં. વાદિત્ર, મશાલ અને આતસબાજી તથા લોકોની મોટી ઠઠ સાથે નિમાઇનો વરઘોડો સસરાને ઘેર ગયો. કન્યાના પિતા શાન્તને પણ તેમનો સત્કાર કરવા સારુ મોટા પાયાપર તૈયારી કરી હતી. એમ કહેવાય છે કે નિમાઇએ વરરાજાનો પોશાક પહેર્યો ત્યારે કાન્તિમાં કામદેવ સુદ્ધાં નિસ્તેજ થઇ ગયા હતા; રેશમી વસ્ત્રો તથા રત્નો જડિત અલંકારો પહેરાવીને વિષ્ણુપ્રિયાને જાનૈયાઓ આગળ આણી.* તે કોઇ દેવાંગના જેવી જણાતી હતી.+ રીવાજ પ્રમાણે પરસ્પર એક બીજાની ઝાંખી કરાવી વિષ્ણુપ્રિયાએ ઘૂમટો ઊંચો કર્યો. સ્વાભાવિક મુગ્ધપણાને લીધે તે શરમાઇ ગઇ ને પોતાના સ્વામીની ઝાંખી કરવા પોતાનાં નેત્રો ઉઘાડી શકી નહિ. એ વરકન્યાની આસપાસ એક પડદો ઊભો કરવામાં આવ્યો એટલા માટે કે તેઓ પરસ્પરને જુએ. તેમનાં નેત્રો મળ્યાં; નેત્રો મળતાં હૃદય મળ્યાં અને તેઓ સદાને માટે જોડાયાં. !

**पुत्रना लग्नथी शची माताने शान्ति.**

શચીના જેવી હવે વિશ્વમાં કોઇ સુખી સ્ત્રી ન હતી.* સુંદર, સુશીલ અને પ્રેમાળ વહુ મળવાથી તેને પ્રીતિનો નવો વિષય મળ્યો. માતાને તો જાણે નવિન જીવનપ્રવૃત્તિ મળી. પ્રતિ દિવસ નવાં નવાં લોક ટોળે મળી તેને ઘેર આવતાં, તે સાધુઓ કે ભક્તજનો હોવાથી વહુની સહાયથી શચીમાતા સર્વનો સત્કાર કરતાં અને ભોજન કરાવતાં.

પોતાની રીતભાત અને વર્તનમાં નિમાઇએ જો કે ઘણું ઠાવકાપણું લીધું હતું તો

---

* भूषित कर सब अङ्ग अलङ्कारन सुखदाई ।
विष्णुप्रियाको लाय सभामण्डप पधराई ॥ चैतन्य भागवत ॥

\+ विष्णु प्रियाको अङ्ग कनकतापित बहुबारा-
विद्युतमूरत तुलित वरण झलमलरस सारा ॥ चैतन्यमङ्गल ॥

* " लई नववधू गोद शची मा नाचन लागी. ॥

પણ હંમેશ તેનામાં જણાઈ આવતો આનંદી સ્વભાવ હજુ કાયમ રહ્યો હતો. પોતાના કેટલાક મિત્રો અને અનુયાયીઓને તે કહેતા કે "ચાલો આપણે બજાર વહોરવા જઈએ," અને તેમની સંગતિમાં આનંદ માનનારા તેમની સાથે જવા હા પાડતા. મિત્રો હમેશાંજ પાસેને પાસે રહેતા. તેમને ઘડીભર પણ છુટા રહેવું ગમતું નહિ. શ્રી નિમાઇને એકલા રહેવાનો આ પ્રમાણે ભાગ્યેજ પ્રસંગ મળતો. જ્યારે જ્યારે પોતાના મિત્રો સાથે નિમાઇ રસ્તેથી જતા ત્યારે ત્યારે તેમની પાછળ વખાણ કરનારાઓનું ટોળું ભેગું થતું. નિન્દા કરનાર તો મનમાં ને મનમાં બબડતા કે જુઓ "આ મોટા શાહજાદા ચાલ્યા."

मित्रो निमाइ साथेज रहेता.

એક દિવસ નિમાઇ પોતાના કેટલાક મિત્રોને સાથે લઇ બજારમાં કંઇ ખરીદવા જતા હતા ત્યારે કોઇની પાસે પૈસા ન હતા; તેથી નિમાઇએ કહ્યું:"મારી પાસે કંઈ શિલક નથી." એકે પૂછ્યું "ત્યારે આપ ઉધાર લઇ આવવાના હશો?" "ના, એમ નહિ." નિમાઇએ ઉત્તર આપ્યો," ઉધાર વસ્તુ આણવી એ અનીતિ છે અને તેથી હું તેમ કરતો નથી, જોઉંછું કે દુકાનદારો દલીલથી, હાજર જવાબીથી, અને આશિષથી માલ આપે છે કે નહિ." આટલું બોલી તે ખડખડ હસ્યા, અને થોડી વાર પછી તેઓ બજારના ભાગમાં આવી પહોંચ્યા.

माल खरीदवा निमाइ बजारमां.

સૌથી પ્રથમ એક સાળવીની દુકાનમાં તેઓ દાખલ થયા. તે સાળવી પોતાનાં ગ્રાહકોને સભ્યતાથી આવકાર આપતો હતો. નિમાઇએ છટાદાર વાણીમાં એક સાડી બતાવવા કહ્યું. સાળવીએ તે બતાવી અને નિમાઇએ કિંમત પૂછી. દુકાનદાર કિંમત કહે તે પહેલાં તો પોતે બોલ્યા "મારી પાસે નાણું નથી ને કિંમત પૂછવી શા કામની?"

निमाईनी चालाकी अने मोहिनी.

શ્રી નિમાઇનો હેતુ માત્ર દુકાનદારની વૃત્તિ તપાસી પોતાને તથા પોતાના સાથીઓને ગમ્મત આપવી એ હતો. દુકાનદાર બોલ્યો. "આપને હું સાડી ઉધાર આપીશ."

શ્રી નિમાઇ બોલ્યા, "પરંતુ વસ્તુઓ ઉધાર ખરીદવી એ (નીતિ) વર્તનની વિરૂદ્ધ છે." આ સ્થળે તે સાળવીને એક ત્રાજવામાં લોભ વૃત્તિ અને બીજામાં નિમાઇની મોહિની મૂકવાનો પ્રસંગ આવ્યો. આ ધર્મ સંકટમાંથી છૂટવાને તેણે ફાંફાં માર્યાં, પણ નિમાઇની મોહિનીને વિજય મળ્યો! દુકાનદારે કહ્યું: "મહારાજ, આપ તો દેવ જેવા છો. મારી ભક્તિના સ્મરણ તરીકે આપ આ સાડી લઈ જાઓ, બદલામાં માત્ર આપનો આશિર્વાદ આપો." આ દુકાનેથી નિમાઇ બીજી દુકાનો તરફ ગયા, અને માલનો એક મોટો ગાંસડો લઇને ઘેર આવ્યા. પોતાની મોહિનીથીજ એ બધો માલ ખરીદાયલો હતો પણ તેનાં નાણાં તેમણે પાછળથી તત્કાળ મોકલી આપ્યાં.

मोटो गांसडो बांधी माल लाव्या.

*પ્રેમ દેખાડવાની નિમાઈની નવી રીત, શ્રીધરની મજાક.*

શ્રીધર બ્રાહ્મણ હતો અને બજારમાં તેની એક દૂકાન હતી, ત્યાં તે કેળનાં પાંદડાં, છાલ, ફુલ વગેરે વેચતો. તે અતિશય નિર્ધન હતો અને આવી વસ્તુઓના નાના વ્યાપારથી તે પોતાનું ગુજરાન ચલાવતો. તે વૈષ્ણવભક્ત હતો, તેથી તે નિમાઇની ચર્ચાનો ખાસ વિષય થઇ પડયો. નિમાઇ તેની દૂકાનમાં પેઠા, કે શ્રીધર બોલ્યો. " પંડિત બીજી દૂકાનો ક્યાં નથી. હું એક નિર્ધન માણસ છું, આપે મને હેરાન ન કરવો." નિમાઇ કહે છેઃ " ગ્રાહક મેળવવાની આ રીત છે! હું જે જે વસ્તુ લઇશ તેના પૈસા આપીશ. માત્ર હલકી વસ્તુઓના દમ બીડીને પૈસા ન માગશો.

શ્રીધર વાજબીજ કિંમત લેતો. વળી તેનો માલ પણ કોઇ રીતે ઉતરતો ન હતો. પણ નિમાઇએ તો માત્ર એને ચીડવવો અને તેનો મિજાજ ઓવરાવવો એટલુંજ કામ હતું. શ્રીધર બોલ્યો. " પંડિત, ઘણુંખરાં મનુષ્યો જેમ જેમ ઉમ્મરે મોટાં થતાં જાય તેમ તેમ ડાવકાં થતાં જાય, પણ તમે તો જેમ જેમ વર્ષ જાય તેમ તેમ વધારે વધારે ટીંખળી બનતા જાઓ છો."

શ્રીધર ધાર્મિક પુરુષ હતો તેથી નિમાઇનો તેનાપર પ્રેમ હતો, અને તે પોતાનો પ્રેમ ઉપર પ્રમાણે દર્શાવતા. નિમાઇએ એક બીજા પ્રસંગે શ્રીધરને કહ્યું, ' શ્રીધર ! તને શું યોગ્ય લાગે છે કે તું દરરોજ ગંગાજીને નૈવેદ્ય ધરાવે છે અને મને કંઇજ ધરાવતો નથી. તને શું ખબર નથી કે હું ગંગાજીનો બાપ છું ? " આ દેવનિન્દાથી શ્રીધર થથરી ગયો. તેણે પોતાના કાનમાં આંગળીઓ ઘાલી ઠપકો આપતો હોય એ પ્રમાણે ઉત્તર આપ્યો, " ગંગાજી પ્રતિ પણ તમને કંઇ પૂજ્યભાવ નથી !! " આ શ્રીધર પાછળથી નિમાઇનો એક અનુયાયી થયો હતો.






## ગયાજી.

निमाईना सद्गुणो पर मित्रोनो मोह.

શ્રી નિમાઇ તરફનો લોકોનો અણગમો હવે ઘણો મટી ગયો હતો. તેમની સદા હસતી મુખમુદ્રા, આનંદી અને પ્રેમાળ સ્વભાવ, પૂર્ણ સાદાઇ, ઔદાર્ય, હરીફાઇ ન કરવાની બુદ્ધિ અને આકર્ષકશક્તિ વગેરેથી તેમના મિત્રો મોહ પામતા. તેમના શત્રુઓ પણ હવે પરાજય પામ્યા હતા. એક દિવસ નિમાઇએ શચીમાતા પાસે પિતૃશ્રાદ્ધ કરવા ગયાધામ જવાની આજ્ઞા માગી.

श्री गयानी जवा मातानी आज्ञा.

વિયોગના વિચારથી શચીદેવીને માથાઝૂડ જેવું લાગ્યું, તોપણ આ વાતમાં નિમાઇને ના પાડી શકાઇ નહિ. નિમાઇની સાથે ઘણા મિત્રો તૈયાર થયા, તેમાં તેમના મામા ચંદ્રશેખર પણ હતા. નદિયાથી ગયાજીનો ત્રણચાર અઠવાડીઆંનો રસ્તો હતો અને માર્ગ વિકટ તથા ભય ભરેલો હતો.

गयाजी माटे प्रयाण, मार्गमां निमाईने ज्वर.

મિત્રોને લઈ નિમાઇ ૧૪૩૦ ના આશ્વિન માસમાં ગયાજી માટે નિકળ્યા. તેઓ ધીમે ધીમે પ્રવાસ કરતા, અને તે સમયમાં વિદ્વતા ભરેલી ધાર્મિક ચર્ચા કરતા અને રસ્તો કાપતા. મામાની નિમાઈ ઉપર સ્પષ્ટ રીતે ઘણી સારી અસર થઇ. તેમનો દેખાવ તથા રીતભાત પ્રતિદિન વિશેષ ઠાવકાં અને ગંભીર બનતાં ગયાં. જેઓ તેમનું દર્શન કરતા અથવા તેમની સાથે વાત કરતા તેમનામાં દૈવી વિચારો સ્ફુરતા. ગંગા કીનારે ચાલતાં ચાલતાં મંદીરમાં આવી પહોંચ્યા. ત્યાં નિમાઇ પંડિતને તાવ આવ્યો. નિમાઇચંદ્રના દિવ્ય સ્વરૂપને આ પહેલી તેમજ છેલ્લી પીડા થઇ, સર્વ ઘણા ગભરાવા લાગ્યા, જ્વર ઉતરે એવું દેખાયું નહિ. તે સ્થળનું કોઇ જાણીતું નહતું. શ્રી ગૌરાંગચંદ્રે પોતાની ચિકિત્સા પોતેજ કરી અને તે સ્થાનના બ્રાહ્મણોના પગ ધોઇ પાણી મંગાવ્યું અને તે પીધું કે તાવ ઉતરી ગયો.

ब्राह्मणोना महात्म्यनो बोध.

નિમાઇની આ પીડા માટે કોઇ કોઇ કહે છે કે નિમાઇચંદ્રના કોઇ સોબતીએ એ દેશના બ્રાહ્મણોના આચાર જોઇ તેમની અવગણના કરી હતી, તેથી નિમાંઇચંદ્રે બ્રાહ્મણોનું મહાત્મ્ય દેખાડવા સારુ આ લીલા કરી હતી.

તાવથી શરીરનો સાંચો શુદ્ધ થાય છે. પાણીના ફેરફારને લીધે તાવ આવ્યો, પણ શરીર કંચન જેવું શુદ્ધ થઇ ગયું. આ તાવ આવી ગયા પછી થોડાજ દિવસમાં નિમાઇચંદ્ર એક જુદાજ પ્રકારના બની ગયા. તેમના દેખાવ અને વર્તનમાં ગંભીરતા વધી. તેમની ચાલવાની ઢબ ધીમી થઇ. મિત્રો સાથે ઓછું બોલવા લાગ્યા, અને છેવટના ભાગમાં તો તેમણે લગભગ બોલવું બંધ કર્યું. તેમનું ચિત્ત મહાન વિચારમાં ચોંટયું. એ વિચારનું સ્વરૂપ તેમની આસપાસના લોકો કલ્પી શકયા નહિ, તેમજ તે સંબંધી પૂછવાની પણ તેમની હિંમત ચાલી નહિ.

**શ્રી નિમાઈના સ્વભાવમાં ફેરફાર.**

ગયાતીર્થમાં પ્રવેશ કરતાં નિમાઇ પંડિતે હાથ જોડી તે પુણ્ય ધામને પ્રણામ કર્યાં. નિમાઇએ લપલપાટ, થેકડા મારતા ચાલવું, મજાક, મશ્કરીઓ કરવી વગેરે સર્વ છોડયું. બધાંજ કામો ગંભીર ભાવથી કરવા મંડયાં. યાત્રામાં દરેક દેવ અને તીર્થ સ્થાનને તેઓ પ્રણામ કરતા. ગયામાં જે જે તે કરતા તે સઘળું શુન્યાવસ્થામાં કરતા. તેમનું મન વિચારગ્રસ્ત હતું.

**શ્રી નિમાઈનો પૂજ્ય ભાવ.**

પિતૃશ્રાદ્ધ કર્યાં પછી બ્રહ્મકુણ્ડમાં સ્નાન કર્યું. ત્યાંથી ચક્રવેડમાં આવી શ્રીપાદપદ્મનું દર્શન કરવા ચાલ્યા. આ સ્થાને ગયાસુરના મસ્તક ઉપર શ્રીકૃષ્ણે પોતાનો પગ મૂકયો હતો તેનું ચિહ્ન છે. બ્રાહ્મણો આ ચિહ્નની સ્તુતિ કરે છે. તે કહે છે "સાંભળો, સાંભળો, જૂઓ, શ્રી ભગવાનના પગનું ચિહ્ન ! હજારો વર્ષ સુધી તપશ્ચર્યા કરવાથી પણ એમના પગના નખરૂપી ચંદ્રમાંથી નીકળતા કીરણનું દર્શન થઇ શકતું નથી ! એમની કૃપા જૂઓ ! આહા, એ કેવા કરૂણામય છે ! જૂઓ, એજ શ્રીપદકમલમાંથી શ્રીગંગાજી ઉત્પન્ન થયાં છે; એજ પાદપદ્મને લીધે શ્રી મહાદેવજી ઉન્મત્ત રહે છે."

**પાદપદ્મની પ્રશંસા.**

અનન્તકોટિ બ્રહ્માણ્ડાધીશ શ્રીકૃષ્ણ ભગવાનના પાદપદ્મનું ચિહ્ન જોઇ ગૌરાઙ્ગ પ્રભુ સ્તબ્ધ થઇ ગયા.

તેમની સન્મુખ પાદચિહ્ન આવી રહ્યું હતું. સેંકડો માણસો તેનાપર પુષ્પ ચડાવતાં હતાં અને સેંકડો બીજી વસ્તુઓ અપર્ણ કરતાં હતાં. સેંકડો હંમેશને માટે તેને પોતાનું આત્મસમર્પણ કરતા હતા, અને હજારો મનુષ્ય એ સત્ય પ્રભુ અને તેની અનહદ કૃપાની સ્તુતિ ગાતા હતા.

**પાદચિહ્નનું પૂજન.**

શ્રી નિમાઇએ પાદચિહ્નનાં દર્શન કર્યાં અને તેમની દૃષ્ટિ તેમાંજ ચોંટી રહી, તે એક મૂર્તિની પેઠે સ્થિર ઉભા રહ્યા. પાદચિહ્નની પૂજામાં રોકાયલા પ્રત્યેક માણસનું ધ્યાન તેમના પ્રતિ ખેંચાયું. સુંદર ભરાવવાળાં અવયવ, તેજસ્વી કાન્તિ, અને કમલની પાંખડી જેવાં સુંદર તેજસ્વી નેત્રોવાળા તેવીશ વર્ષના યુવાનને જોઇ સર્વ લોક આશ્ચર્ય પામતા હતા. ગૌરહરિ તો નિશ્ચલ અંગથી સ્થીર દૃષ્ટિ રાખી પાદચિહ્ન જોઈ રહ્યા હતા. લોકો તેમને નિહાળી નિહાળીને જોતા હતા, એનું એમને ભાન ન હતું. એકે પૂછયું "એ કોઇ રાજકુમાર છે ?" બીજો બોલ્યો "એતો રૂપધારી કોઇ દેવ છે !" ત્રીજાએ "કહ્યું એતો શ્રીકૃષ્ણ ભગવાન પોતેજ છે !!"

નિમાઇ તો શ્રી કૃષ્ણ પરમાત્માનું પાદચિહ્ન જોઇ એકાગ્ર વૃત્તિ થઇ ગયા § હતા. ત્યાં બીજાં માણસો છે તેનું એમને ભાન ન હતું. દર્શન કરતાં કરતાં તેમના બંને હોઠ કંપવા લાગ્યા. નેત્રોમાં જળ આવવા માંડયું. આંસુ ખાળવા પ્રયત્ન કર્યો પણ તે ખાળ્યાં ખળ્યાં નહિ. નિમાઇ પંડિતની વિશાલ આંખો આંસુથી ભરાઇ ગઇ,આંસુ ટપકવા લાગ્યાં. જેમ જેમ તેમના અંતરનો પ્રેમાવેશ વધતો ગયો, તેમ તેમ આંસુ વધવા લાગ્યાં અને પછી પ્રેમના આવેશથી તેમની આંખોમાંથી ચોધારે આંસુ વહેવા લાગ્યાં. આંસુની ધારાઓ એટલી બધી તો વધવા માંડી કે તેના રેલા છાતીપર વહેવા લાગ્યા. ઓઢેલું વસ્ત્ર અને જનોઇ પલાળ્યાં. પહેરેલા ધોતીયાપર આંસુ પહોંચ્યાં. આ વિચિત્ર બનાવ જોતા. લોકો તો ચૂપ થઇ ગયા, અને ઇશ્વરમાં મગ્ન થઇ ગયલી નિમાઇની દેવમૂર્તિને ધારી ધારીને જોવામાં લાગ્યા.

શ્રીનિમાઇની આંખમાંથી વહેતી *આંસુની ધારા જોઇ લોકોને પણ એમાં નવાઇ લાગી; પણ તેમાં નવાઇ જેવું કંઇજ ન હતું. નિમાઇચંદ્રના મુખપર પ્રસન્નતાની છાયા હતી, ગળામાંથી અવાજ

श्री निमाईनी आंखमां आनन्दनां अश्रुनी धाराओ.

નિકળતો નહતો. આંસુતો સરળપણે સહજ સ્વભાવે નિકળતાં હતાં. માત્ર હોઠ જરાજરા કંપતા હતા. પણ તેમના દેખાવડા મોડા ઉપર દૈવી આનંદ ઝળકી રહ્યો હતો. આંસુ તો આનંદના ઓઘજ જણાવતાં હતાં. નિમાઇનું મુખચંદ્ર એ સમયે વધારે પ્રફુલ થયું હતું. જોનારાઓ આંખના પલકારા પણ બંધ કરીને નિમાઇના સૌન્દર્યનું પાન કરતા હતા. કેટલીકવાર પછી નિમાઇ થોડી થોડી શુદ્ધિમાં આવ્યા. તેમનાં અવયવો શિથિલ દેખાયાં. બધા અવયવો જરા જરા કંપવા લાગ્યાં. આ જોઇને પ્રત્યેકના અંતઃકરણમાં ભવ્ય અને પુજ્યભાવ પ્રકટયો. ઇશ્વરપુરિ એ સમયે ઇશ્વરેચ્છાથી ગયાધામ દર્શન કરવા આવ્યા હતા, તે ત્યાંજ હતા. નિમાઇ પંડિત અભાન અવસ્થામાં પડવાની તૈયારીમાં હતા, તેમને ઇશ્વરપુરીએ પકડી લીધા.

श्री निमाईए ईश्वरपुरीनी स्तुति करी.

ઇશ્વરપુરિના સ્પર્શથી શ્રીનિમાઇને અર્ધ શુદ્ધિ આવી. તેમને ધીમે ધીમે જગતનું ભાન થવા લાગ્યું. પાસે જુએ છે તો ઇશ્વરપુરી! ઇશ્વરપુરીને દંડવત કરવા જતા હતા એટલામાં ઇશ્વરપુરીએ તેમને—પોતાના હૃદય સાથે ચાંપ્યા. એ સમયે બંને જણ એકેકને કંઠે વળગીને અત્યંત પ્રેમથી મળ્યા. અને બંને જણની આંખમાં આનંદનાં જળ ઉભરાયાં.

§ નિરાકાર ઇશ્વરના પૂજકોને પોતાની ભક્તિ દૃઢ કરવાના આવા અમૂલ્ય લાભો મળતા નથી.

* નેત્રોમાં જળ દુઃખથી અથવા સુખથી આવે છે. દુઃખના અશ્રુથી મુખપર ખિન્નતા આવે છે. પરંતુ ઇંદ્રિયોના સુખથી, અત્યાનંદથી અથવા ભક્તિની વૃત્તિથી આવેલા આંસુ કોઇ પણ પ્રકારની ખિન્નતા લાવતાં નથી. અને તેથી મુખ દૈવીસુંદરતાવાળું બને છે. વૈષ્ણવોના મત પ્રમાણે કોઇ પણ કારણથી આવેલાં અશ્રુ હૃદય શુદ્ધ કરી પવિત્ર કરે છે. અને એ ઇશ્વરે મનુષ્યને આપેલું મોટામાં મોટું વરદાન છે. ભક્તિની વૃત્તિથી વહેલાં અશ્રુ તો મનુષ્યની અંદર જે દેવતાઓ છે, તેમને સતેજ બનાવે છે.

શ્રી નિમાઇ પંડિત ધૈર્ય લાવી બોલ્યા " આજ મારી ગયાયાત્રા પૂર્ણ થઇ; આજ મારો જન્મ સફળ થયો, આજ હું શ્રી કૃષ્ણનો દાસ થયો, કેમકે આજ આપના અમુલ્ય ચરણનું દર્શન થયું. આપની મુલાકાત થઇ તેથી હું પોતાને ભાગ્યશાલી માનું છું; આવા પવિત્રમાં પવિત્ર દેવાલયો પણ આપના જેવા સાધુઓ અને ભકતોના નિવાસને લીધે અધિક પવિત્ર થાય છે. મારી આંખો આજ ઉઘડી છે, અને મને સમજાય છે કે આજ સુધી હું નાસ્તિકતાના કીચડમાં અટણ કરતો હતો. આપ અને ઇશ્વરના ભકતો મારો ઉદ્ધાર કરશો એમ હું માનું છું. ઇશ્વર પોતાની અનુકંપા સાધુ પુરુષોદ્વારા મારા જેવા પાતકીઓ ઉપર દેખાડે છે ગોસ્વામી ! ભવસાગરમાં પડી હું ગોતાં ખાધા કરૂં છું. મારો ઉદ્ધાર કરો ! આ મારો દેહ મેં આપના ચરણકમલમાં સમર્પણ કર્યો છે, હું આપને શરણે આવું છું. આપ મારા ઉપર એવી શુભ દષ્ટિ કરો કે જેથી હું શ્રી કૃષ્ણના પ્રેમરૂપી અમૃતનું પાન કરી શકું. હું પ્રાર્થના કરૂં છું કે મારા ઉપર કૃપા કરો, અને આ સંસારમાં મનુષ્યનો મુખ્ય ઉદ્દેશ શ્રી કૃષ્ણપ્રતિ રાખવાના પ્રેમની ઝાંખી કરવી એ છે, તે ઝાંખી માત્ર મને કરાવો !

ઇશ્વરપુરીને શ્રી નિમાઇ કરતાં કંઇ ઓછી અસર થઈ ન હતી. તેઓ બોલ્યા "પંડિતજી ! જે ક્ષણે નદિયામાં આપનું મેં પ્રથમ દર્શન કર્યું છે, ત્યારથીજ આપે મારા હૃદયમાં પ્રવેશ કર્યો છે, અને હજુ સુધી આપે તેમાં મુખ્ય સ્થાન કરેલું છે. હું રાધાકૃષ્ણની ભક્તિ કરૂં

ईश्वरपुरीए श्री गौराङ्ग प्रभुनी स्तुति करी.

છું, પરંતુ જ્યારે હું તેમનું ધ્યાન ધરૂં છું ત્યારે ત્યારે તેમને નહિ પણ આપનેજ માત્ર મારા હૃદયમાં જોઉં છું. મને તમારા દર્શનથી શ્રીકૃષ્ણના દર્શનજેવું સુખ મળતું હતું. તે સમયથીજ હું તમારૂં દર્શન કરતો રહ્યો છું અને વાંચ્છિત સુખ ભોગવું છું. હું મારે પોતાને વશ નથી; હું આપનેજ આધીન છું. મને ખાત્રી થઇ છે કે આપ મારા વલ્લભ પ્રભુ છો; આપે આ પૃથ્વિપરનાં આપનાં પ્રાણીઓ ઉપર કૃપા કરી, તેમને અક્ષયસુખ આપવાને અર્થે અવતાર ધારણ કીધો છે; અને આપના કાર્યમાં મને જો એક સાધન બનાવવાની આપની ઇચ્છા હોય તો તેમ કરો ! તથાસ્તુ. જે જે કરવાની આપ મને આજ્ઞા કરશો તે તે ખરા અંતઃકરણથી કરવાને હું બંધાયલો છું."

તેઓ છુટા પડયા. શ્રી નિમાઇ ત્યાંથી નિકળી નિવાસસ્થાનપર આવ્યા અને ભોજન તૈયાર કરવા માંડયું. ઇશ્વરપુરી શ્રી નિમાઇથી દૂર રહી શકયા નહિ, તેથી ભોજન કરવા શ્રી નિમાઇ બેસતા હતા, તે સમયે તે ત્યાં આવી પહોંચ્યા. શ્રી ગૌરહરિએ ઘણો આનંદ પામી તેમની

इश्वरपुरी श्रीनिमाइना अतिथि अने मंत्रदीक्षा.

સેવા કરી.ઇશ્વરપુરી હસીને કહેવા લાગ્યા, "આપની રસોઇ થઇ અને હું પણ ભૂખ્યો થઇ આપની પાસે આવ્યો; ખરેખર મારૂં મોટું ભાગ્ય છે." શ્રી નિમાઇ પંડિતે કહ્યું:" રસોઇ થઇ ગઇ છે, આપ કૃપા કરી ભોજન કરો. હું મારે સારૂ બીજું બનાવી લઇશ." શ્રી નિમાઇ પોતે ભૂખ્યા હશે એમ ધારી ઇશ્વરપુરીએ કહ્યું: " હું જમીશ તો આપને પુનઃ ઘણો શ્રમ પડશે. આપે જે બનાવ્યું છે તે ચાલો

હું અને તમે બંને જણ વહેંચીને જમીએ. શ્રી નિમાઇપંડિતે આ વાતો સાંભળી ન સાંભળી કરી; ઘણા આગ્રહપૂર્વક બધી રસોઇ તેમણે ઈશ્વરપુરીજીને જમાડી દીધી. જમાડયા પછી ઇશ્વરપુરીને ચંદન કર્યું, પુષ્પમાળા પહેરાવી, પછી પોતે રસોઈ કરી અને જમ્યા. એક દિવસ શુભ મુહુર્ત જોઇ ઇશ્વરપુરીજીએ શ્રી નિમાઇપંડિતને ગુરૂમંત્ર દીક્ષા આપી. તેનો સાર " **શ્રા ગોપીજનવલ્લભાયનમઃ** " ગોપીજનના વલ્લભને નમસ્કાર, એવો હતો. પછી શ્રી નિમાઇપંડિતને તેમણે આલિંગન કર્યું. તેઓએ એકબીજાને કંઠે વળગી આનંદાશ્રુ વહેવડાવ્યાં. ઇશ્વરપુરી માધવેન્દ્રપુરીના શિષ્ય હતા. અને શ્રી માધવેન્દ્રપુરીએ જે બીજક રોપ્યું હતું તે બીજમાંથી ઘટાદાર સુન્દર વૃક્ષ થયું. આ વૃક્ષ તે શ્રી ગૌરાઙ્ગ દેવ છે.

**ઈશ્વરપુરીને आनंदनुं कारण समजायुं.**

ઈશ્વરપુરી સાથે શ્રી ગૌરાઙ્ગ ચંદ્રનો આ છેલ્લોજ મેળાપ હતો. તે ક્યાં ચાલ્યા ગયા, કેમ ચાલ્યા ગયા, શ્રી ગૌરચંદ્રે તેમને કેમ જવા દીધા - એ સર્વ વૃત્તાન્ત ગુપ્ત છે, એ કોઇ જાણી શક્યું નથી. ઇશ્વરપુરીએ શ્રીનિમાઇ પંડિતને નવદ્વીપમાં દીઠા હતા, ત્યારે અલૌકિક આનંદ એમના મનમાં અનુભવ્યો હતો. આ આનંદ શાથી થયો હતો તે તે વિચારતા હતા. જ્યારે ગયામાં ફરીવાર ઈશ્વરપુરીજી મળ્યા, ત્યારે તેમના મનનો સંદેહ દૂર થઇ ગયો. શ્રી નિમાઇ કોણ છે, એ તેમણે જાણ્યું. શ્રી નિમાઇ પૂર્ણબ્રહ્મ છે. પૂર્ણબ્રહ્મ સનાતને પોતાની પાસેથી મંત્ર લીધો એ લીલાથી તે ઘણા આશ્ચર્ય પામ્યા અને પૂર્ણ કામ થયા. આ પરમાનંદ લાભની સાથે સાથે એક દુઃખનું કારણ ઉત્પન્ન થયું. તે એ કે શ્રી ગૌરાઙ્ગ હવે એમને ગુરૂ માની પ્રણામ કરવા લાગ્યા; શ્રી ગૌરચન્દ્રે પોતાના ગુરૂને પ્રણામ કરવા જોઇએ, નહિ કરે તો મોટો અનાચાર થાય, જો તેઓ કદી પણ કરે એમ ન હતું.

**ઈશ્વરપુરી छुटा पडया.**

ઇશ્વરપુરી પણ તેમને સાક્ષાત ભગવાન્ જાણી ચૂક્યા એટલે તેમને પ્રણામ શી રીતે કરવા દે ! બેમાંથી કોઇ પણ પ્રણામ નહિ કરવા દે. શ્રી ગૌરચન્દ્રની પાસેથી ઇશ્વરપુરી ગયા પણ જતાં જતાં ગૌરસુન્દરનું મધુર રૂપ હ્રદયમાં ધર્યું અને છેવટના છુટા પડયા.

**શ્રી निमाई भगवान तद्दन बदलाइ गया.**

શ્રી નિમાઇ પોતાની પાછળ પ્રિય અને અપ્રિય સર્વ મૂકીને આવ્યા હતા. પોતે એક પવિત્ર તીર્થમાં જાય છે એ કલ્પનાએજ તેમના વિચારો તદ્દન ભિન્ન દિશામાં વાળ્યા હતા. તેમના તાવથી આત્મા ઉપર લાભકારક અસર થઇ હતી. તેમણે ભક્તિ પૂર્ણ અંતઃકરણથી બંને હસ્ત જોડી ગયાજીમાં પ્રવેશ કર્યો હતો. અને ગયાજીના પાદપદ્મનાં

* મંત્ર દીક્ષાની ક્રિયાનું મૂળ તાન્ત્રિક છે. ગુરૂ ચેલા અથવા શિષ્યના કાનમાં કેટલાક ગૂઢ શબ્દો કહે છે અને બીજી અવશ્યની ક્રિયાઓ કેમ કરવી તે પણ સમજાવે છે. જો પુન્ય ભાવથી પરમેશ્વરનાં જુદાં જુદાં નામોનો ઉચ્ચાર કરવામાં આવે છે તો તેથી આત્મા શુદ્ધ થાય છે.

જે ગુરૂ સમર્થ હોય છે તે પોતાના ચેલા અથવા શિષ્યને દિવ્ય સત્તાનો આવિર્ભાવ કરાવે છે.

દર્શનથી તો તેમની પ્રકૃતિ તદ્દન બદલાઇ ગઇ, અશ્રુધારાવડે તેમનું હૃદય નમ્ર અને વિકસિત થયું, તેમાં પુરીએ દિવ્યસત્તા આરોપી, આથી નિમાઇનો તો પુનર્જન્મ થયો હોય એવું થયું.

તેમના હૃદયમાં ચાલતા મહાન વૃત્તિતરંગોથી અંતઃકરણ કંપતું હતું. તેમાં દિન પર દિન ભક્તિ વધવા લાગી, તેથી શ્રી નિમાઇ પંડિતે વાકચાતુર્ય છોડી દીધું-બાલચેષ્ટા છોડી દીધી. કોઇ કોઇ વાર ઊંચું મુખ કરી પલકારા માર્યાં વગર આકાશભણી ટગર ટગર જોયા કરતા. કોઈ કોઇ વાર પોતાના મન સાથેજ વાતચિત્ત કર્યાં કરતા, કોઈ કોઇવાર એકાન્તમાં બેઠા બેઠા કોણ જાણે શાએ વિચાર કરી રુદન કર્યાંજ કરતા, તેમના સોબતીઓ તેમનો ભાવ સમજી શકતા ન હતા. પૂછવાની પણ કોઈની હિંમત ચાલતી નહિ, તેમ પૂછવાથી કંઇ ઉત્તર મળતો નહિ. તે એમ ધારતા કે શ્રી ગૌરચંદ્રના હૃદયમાં કોઇ પ્રબલ તરંગ ઊઠે છે ત્યારે તેઓ આવી ચેષ્ટાઓ કરે છે.

કોઇ કોઇ વાર તે ખૂબ ભક્તિના આવેશમાં જણાતા, કોઇ કોઇવાર આજુબાજુ શું થાય છે તેનું તેમને ભાન પણ રહેતું નહિ, છતાં ઉઘાડી આંખે કોઈ વસ્તુને નિહાળતા હોય એમ જણાતા; કોઈ કોઇવાર બંધ નયને ધ્યાનાવસ્થામાં દેખાતા, કોઇ કોઈવાર તે ઊંચે જોતા અને સ્વર્ગમાંથી કોઈના આવવાની રાહ જોતાજ હોય એમ લાગતા; કોઇ કોઇવાર જેની રાહા જોતા હતા તે મળ્યા હોય એમ જણાતા, અને તેમની મુખમુદ્રા આનંદથી પ્રકાશતી. આ અદશ્ય પુરુષ સાથે તે કાંઇ ધીમેથી બોલતા, પણ તે શું કહેતા તે કોઇ પણ મનુષ્ય જાણી શકતું નહિ. કોઇ કોઇવાર ઉંડાણમાં ગરક થઈ જઈ બેઠેલા હોય એટલામાં આંખમાંથી ગાલપર આંસુ ટપકતાં; તે વખતે મોંની જે આકૃતિ થતી તેપરથી તેમના હૃદયને જે વેદના થતી તે સ્પષ્ટ જણાઇ આવતી, પરંતુ તે કયા પ્રકારની વેદના છે તે તે કોઇને જણાવતા નહિ. ખરેખર તે પોતાની લાગણીઓ બીજા કોઇને જાણવા દેતા નહિ. અને જો કોઇ તેમની લાગણીઓ જાણવા પ્રયત્ન કરતું તો તેથી તેમને ક્ષોભ થતો. તે હમેશાં શુન્ય જેવા રહેતા. સંસારનાં સુખોની લાલસા તદ્દન જતી રહી હતી. તેમના મોંપર સદા ઉદાસીનતા જણાતી. આ સર્વથી પાસે રહેનારનાં અંતઃકરણોમાં ઘણી લાગણી પ્રકટતી.

એક દિવસ ગૌરસુન્દર એકાન્ત સ્થાનમાં બેઠા બેઠા ગુરુએ આપેલો મન્ત્રજાપ કરતા હતા, એટલામાં "કૃષ્ણ, મારા કૃષ્ણ, મારા પિતા, કયાં છો ?" એ પ્રમાણે તે બોલતા હતા. સાથે રહેનારાઓએ પાસે જઇ જોયું તો તે પૃથ્વિપર મૂર્ચ્છા ખાઇને પડેલા હતા. બધા ચિંતાતુર બની તેમની સેવા કરવા લાગ્યા. થોડીવારમાં તેઓ શુદ્ધિમાં આવ્યા, પરંતુ તે શાન્ત થયા નહિ. શ્રી ગૌરચંદ્ર શુદ્ધિમાં આવી બેઠા તો ખરા પરંતુ તેમનું શરીર પરવશ થઇ પાછું ઝોકો ખાઇ પૃથ્વિપર પડયું અને મોટાસાદે રોવા લાગ્યા અને બોલવા લાગ્યા, "કૃષ્ણ ! મારા કૃષ્ણ ! પ્રાણ ! મારા પિતા ! જીવન ! હું તારા સિવાય હવે જીવન ટકાવી શકતો નથી. આજપર્યંત તારા વિના રહેવા મેં યત્ન કર્યો છે; પરંતુ હવે વધુ સમય તેમ કરીશકું એમ નથી. હું ઘણા કષ્ટથી ધૈર્ય રાખતો હતો પણ હવે તેમ રાખી શકતો નથી. હવે તું મારાથી છાનો ન રહીશ. તારા બાલકનો પ્રાણ બચાવ. તું દયામય છે, તું પોતાનું દર્શન આપીને મારા પ્રાણની રક્ષા કર ! હું તારા વિના ત્રિભુવન

**શ્રી નિમાઈ ભગવાનની કૃષ્ણભક્તિ.**

અંધકારમય જોઉં છું; ” એમ બોલતા બોલતા તે પાછા પૃથ્વિપર પડયા. પાસેનાં માણસો સમજાવવા લાગ્યાં પણ સાંભળે છે કોણ ? થોડીવારે પુનઃ શુદ્ધિમાં આવી હૃદયભેદક સ્વરથી તેમણે રુદન પાછું શરૂ કર્યું. “ મારા પ્રભુ ! મારા ઈશ્વિર ! તારા વિનાનું જગત શુષ્ક અરણ્ય–ઘોર જંગલ છે ! ”

શ્રીનિમાઈ હવે પહેલાંના નિમાઇ ન હતા. સ્વાભાવિક રીતે તેમના સાથીઓએ તેમને આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો. તેમને પોતાને પણ શોકની છાયાએ ઘેર્યા. શ્રીનિમાઇનું કરુણ રુદન, શોકમય મુખ, આર્ત સ્વર, આંખની અશ્રુધારા એ સર્વ જોઇને પાસેના લોકની આંખમાંથી પણ આસું વહેવા માંડયાં. આ દેખાવ જોઇ વજ્ર જેવાં હૈયાં પણ પીગળવા લાગ્યાં.

**શ્રી નિમાઈની વૃન્દાવન જવાની વૃત્તિ.**

અંતે કંઇક શાન્ત થઇ શ્રીગૌરચંદ્રે પોતાના અનુયાયીઓને કહ્યું, “ એકદમ વૃંદાવન તરફ જવાને મારે તમારી આજ્ઞા લેવી જોઇયે, જ્યાં સુધી મેં શ્રીકૃષ્ણનું દર્શન કર્યું નથી ત્યાં સુધી હું નવદ્વીપ પાછો જઇ શકતો નથી, પ્રભુ મને વૃંદાવનમાં મળશેજ. મારા હૃદયમાં એક ખાલી સ્થાન છે, અને શ્રીકૃષ્ણ સિવાય અન્ય કોઇથી તે પૂરી શકાય એમ નથી. તમે સર્વ ઘેર જાઓ, હું હમણા ઘેર આવવાનો નથી. તમે સર્વ મારી માતાનું સાન્ત્વન કરજો અને કહેજો કે નિમાઇ કૃષ્ણનાં દર્શન કરવા વૃન્દાવન ગયો છે અને પાછા ન આવવા માટે: તેની ક્ષમા અપાવજો. હું હવે કંઈ સ્વતંત્ર રહ્યો નથી; શ્રીકૃષ્ણ મને દૂર લઇ જાય છે. ખરેખર તેના વિના હું જીવન ધારી શકતો નથી. મારા મિત્રો ! જો તમને મારાપર પ્રેમ હોય તો મને અટકાવશો નહિ ” એટલું કહીને શ્રીનિમાઇ ઉન્મત્તની પેઠે વૃન્દાવન જવાને ઊઠ્યા ! બધા લોકોએ તેમને પકડીને રોકી રાખ્યા, અને કેવળ શારીરિક બળથીજ તેઓ તેમને સ્થાનપર રાખવાને સફલ થયા. ચંદ્રશેખર અને નિમાઈ પંડિતના બીજા શિષ્યો મોટી વિપત્તિમાં આવી પડયા. શચીમાતાએ પોતાના પુત્ર તેમને સોંપ્યા હતા, અને એવી કબુલાત કરાવી હતી કે શ્રીગૌરાંગને પાછા નદિયા લાવવા. શ્રીનિમાઇ કોઇનું માને એમ નહતા. તોપણ અંતરમાંની કોઇ સત્તાના પ્રેર્યા પોતાના મિત્રો સાથે પાછા ફરવાનું શ્રીનિમાઇને મન થયું. વધારે ઝડપથી મુસાફરી કરતાં તેઓ થોડા સમયમાં પોષ માસ આખરમાં ગયાથી નવદ્વીપમાં આવી પહોંચ્યા. શ્રીનિમાઈ આખે રસ્તે શુન્યાવસ્થામાંજ હતા.






## નદિયામાં પુનરાગમન.

**ईश्वरपुरी गया में जानै कैसा मन्त्र बतायो ।**
**मेरो चतुर निमाई तबसें पागलसो बनायो ॥**

( શ્રી અમિયનિમાઇચરિત. )

*श्री निमाई भगवाननुं घेर आववुं.*

નદિયામાં સમાચાર ફરી વળ્યા કે શ્રી નિમાઇ ઘેર આવે છે. તેમના આગમનની વાત સાંભળી ગામના લોક સામૈયું કરી સામા લેવા ગયા. આ શુભ સમાચાર શચીમાતાને મળતાંજ તેતો આનંદમાં પોતાનું ભાન ભૂલી બહાર ચાલ્યાં આવ્યાં અને વિષ્ણુપ્રિયા પણ પોતાના પતિનાં દર્શનની ઇચ્છાથી લજ્જા સાથે કમાડની ઓથમાં ઊભાંરહી જોવા લાગ્યાં.

શ્રી ગૌરચદ્રે માતાને ખડકીના દ્વાર આગળ જોયાં કે તેમના બંને ચરણને સ્પર્શી પ્રણામ કર્યો. શચીમાંતા દીકરાને જોઇ આનંદનાં આંસુ પાડવા લાગ્યાં. તે એક અક્ષર પણ બોલી શક્યાં નહિ. તેમના આવવાની વાર્તા આખા નવદ્વીપમાં પ્રસરી ગઈ; શાન્તન મિશ્ર તથા તેમની પત્ની તે સમાચાર સાંભળી મોટો હર્ષ પામ્યાં. શ્રી ગૌરચંદ્ર ઘરમાં આવ્યા. પાડોશીઓ, મિત્રો, સ્નેહી સંબંધીઓ અને શિષ્યો તેમને અભિનંદન આપવા આવ્યા. સર્વ લોકોએ જોયું કે પહેલાના સ્વભાવનું એક પણ ચિહ્ન હવે રહ્યું નથી. તદ્દન ફેરફાર થઇ ગયો છે અને તે ઓળખાય પણ નહિ એવા થઇ ગયા છે. પૂર્વનો ઉદ્ધત

*बदलायला श्री गोराङ्गनी स्थिति.*

સ્વભાવ જતો રહ્યો છે. આનંદી મુખમુદ્રા પર ઉદાસીનતા છવાઇ છે. ધાંધળીઆ સ્વભાવને બદલે શાન્તિ પ્રસરી છે અને તે જગતમાં સૌથી નમ્રમાં નમ્ર થઇ ગયા છે. જાણે વિનયના સાક્ષાત અવતાર ન હોય ! તેમ સર્વને આધીન વર્તે છે. વૃત્તિ એવી તો બદલાઇ ગઇ છે કે મળવા આવનારનો તે અતિશય આભાર માને છે. તેઓ મન્દ મન્દ હસે છે. મુખપર અંતરના કોઇ ઉદ્વેગની છાયા પ્રકટે છે. મનમાં બીજા વિચાર કરતા હોય તેવા ક્વચિત અર્થ વગરની વાત કરે છે. વાતચિત્તમાં બિલકુલ મન નથી, છતાં ન છૂટકે વાતચિત કરે છે. તેમના હૃદયમાં કોઇ મહાન ક્રિયા ચાલી રહી હતી, અને વારંવાર નેત્રોમાંથી સહજ સ્વભાવે પાણી વહેતું. તે અટકાવ્યું અટકતું નહિ. એટલું છતાં તેમના શરીરમાંથી દિવ્ય તેજ બહાર નિકળતું હતું અને એમનું પ્રચંડ શરીર પૂર્વ કરતાં પણ વિશેષ રૂપાળું થયું હતું.

એ દેવ છે કે માણસ છે એવો પ્રશ્ન મનુષ્યોની વૃત્તિમાં વારંવાર ઉઠતો. કવિઓ કલ્પે છે તે કરતાં વધારે દૈવી તેજ તેમની આસપાસ રહેતું. તેઓ પોતાના વડિલોને ઘણા પૂજ્યભાવથી નમતા; અને પોતાના મિત્રોપ્રતિ અધિક મર્યાદાશીલ રહેતા; પોતાથી ઉતરતી પંક્તિના મનુષ્યો સાથે તે મળતાવડા થયા હતા; અને પોતાના શિષ્યોપ્રતિ અત્યંત પ્રેમી હતા. નિમાઇ પંડિતનો ભાવ તથા વિનય જોઇ સર્વ લોક વિસ્મય પામ્યા. જે વડીલો હતા તે તેમને મનથી આશિંવાદ દેવા લાગ્યા. વડીલો કે મિત્રોને કોઇને તેમને છોડીને જવું ગમતું નહિ. તેમની કાન્તિ તથા વર્તનના આકર્ષણથી જે જે તેમના સંબંધમાં આવતા તે તે સર્વ એમનાપર મોહિત થતા. માત્ર શચિમાતાને આ ફેરફારથી અસંતોષ પ્રકટયો હતો.

શ્રી નિમાઈની અસ્વસ્થ સ્થિતિ.

તેમને એમ લાગ્યું કે તે કોઇક સત્તાને વશ છે, અને તેથી એમને બીજી કોઇ વસ્તુ ગમતી નથી. શચીની ઇચ્છા હતી કે બીજા જુવાનોની પેઠે મારા પુત્ર પણ સાંસારિક કાર્યમાં પ્રવૃત્તિ કરે અને નાના પ્રકારના સાંસારિક ભોગ ભોગવે. એના જેવા જવાન માણસે તો સ્વાદિષ્ટ ભોજન, જમવાં જોઇએ, સુંદર પોશાક પહેરવા જોઇએ અને સ્ત્રી તથા મિત્રોની સંગતિમાં આનંદ ભોગવવો જોઇએ. એમને તો સંસારની કોઇપણ વસ્તુ કે મનુષ્યની પરવા ન હતી. તે સુનમુન રહેતા અને શચીમાતા સાથે વાત પણ કરતા ન હતા. કોઇ કોઇવાર માતાને એવી શંકા ઉઠતી કે ખરા નિમાઇ તો મારી પાસેથી પલાયન કરી ગયા છે અને આ કોઇ બીજા પુરુષે મારા પુત્રના શરીરમાં પ્રવેશ કરેલો છે. શ્રી નિમાઇના પોતાના વર્તનમાં એવું કાંઇજ ન હતું કે જેથી માતાને અઠીક લાગે. ઉલટું માતાપર પુત્રનું વહાલ—ભાવ—વધ્યું હતું. પણ હવે સહજ સ્વભાવેજ માતા પ્રથમના જેવી પુત્રપર સત્તા રાખી શકતાં ન હતાં તથા પ્રથમના જેવી છુટથી એમની સાથે વર્તી શકતાં નહતાં.

સન્ધ્યા સમયે શ્રી ગૌરચંદ્ર પોતાના ત્રણ બન્ધુઓને પાસે બેસાડી તીર્થયાત્રાનું વૃત્તાન્ત કહેવા લાગ્યા. એ ત્રણ તે આ હતા. શ્રીમાન પંડિત, સદાશિવ કવિરાજ અને મુરારી ગુપ્ત; એ ત્રણે જણા ચોકમાં બેઠા હતા,

ગયાજીની યાત્રાનું શ્રી નિમાઇ વર્ણન કરે છે.

ત્યારે શ્રી નિમાઇએ ગયાજીની યાત્રામાં જે ચમત્કારો જોયા હતા તેનું વર્ણન શરૂ કર્યું. તેમનો સ્વર હંમેશ સંગીત જેવો મધુર હતો અને તેમની સાધારણ ભાષા વિચાર અને કલ્પનાનાં તેજસ્વી અને પ્રતિભાવાળાં રત્નોની કવિતા જેવી હતી. તેમના સાથીઓ એક લક્ષથી તેમનું કહેવું સાંભળતા હતા. તીર્થકથા કહેતાં કહેતાં ગૌરસુન્દર ગયાસુરનું આખ્યાન કહેવા લાગ્યા. કહેતાં કહેતાં ગયાસુરના મસ્તકપર શ્રી કૃષ્ણ ભગવાને પોતાનો પાદપદ્મ મૂકયો. એ પાદપદ્મનું ચિહ્ન હજુ સુધી ગયાધામમાં છે. તે શ્રી પાદપદ્મનું દર્શન કરવા હું ગયો; ત્યાં જોયું તો બ્રાહ્મણો શ્રી પાદપદ્મનું મહાત્મ્ય વર્ણવી રહ્યા હતા. ત્યાં મંદીરના પૂજારીઓએ વિશ્વનિયન્તા શ્રી કૃષ્ણ-ભગવાનનું પાદચિન્હ મને બતાવ્યું, અને મેં તે શ્રી કૃષ્ણના પાદપદ્મપ્રતિ દૃષ્ટિ સ્થાપી." એ બોલતાં બોલતાં શ્રી ગૌરાઙ્ગ એકાએક અટકી પડયા.

મુરારી ગુપ્ત વગેરેએ ચમકી શ્રી ગૌરસુન્દરના મુખ પ્રતિ દૃષ્ટિ કરી, તો તેમના નેત્રો

निमाई उंडाणमां उतरी पड्या

પલકારા મારતાં ન હતાં. તેમના ડોળા સ્થિર થઇ ગયા હતા. માત્ર જીવ ઉંડાણમાં પડી ગયો હતો એમ ધારી તેઓ તેમને સાવધ કરવા લાગ્યા, પરંતુ મૂર્ચ્છા આવી ગઇ અને હમણાં પડશે એમ તેમને લાગ્યું. ગૌરચન્દ્રની દશા રાધા જેવીજ થઇ હતી. શ્રી રાધિકાજી લલિતાજીને શ્રીકૃષ્ણ ભગવાનની કથા કહેતાં હતાં; કહેતાં કહેતાં તે મૂર્ચ્છિત થઇ ગબડી પડયાં; ત્યારે લલિતાજીએ વ્યાકુલ થઇ વિશાખાને બૂમ પાડવા માંડી, "વિશાખા ! ઝટ આવી જો તો ! આપણી શ્રી રાધિકાજીને શું થઇ ગયું ?" વિશાખાએ આવી શ્રી રાધિકાજીને જોયાં અને પૂછવા માંડયું, "આ શું થયું ?" ત્યારે લલિતાએ કહ્યું—

હમણાં બેઠી રે શ્રીકૃષ્ણનાં કરતી વખાણ,
કહેતી કહેતી રે ચૂપ રહી ન શુધસાન.

આ પ્રકારે શ્રી કૃષ્ણ ભગવાનની કથાના આરંભમાંજ શ્રી ગૌરચંદ્રના હૃદયમાં જે તરઙ્ગ ઊઠયો તેને બહાર નિકળવાનું સ્થાન ન મળવાથી બીતર ઘૂમાવા લાગ્યો અને તેથી તે મૂર્ચ્છિત બની ગયા. જોતજોતામાં શ્રી નિમાઇ પણ્ડિત પૃથ્વિપર શબની પેઠે ગબડી પડયા !

સર્વને આ એક વિચિત્ર અનુભવ થયો. બધા વ્યાકુલ થઇ ગયા અને તેમની સંભાળ લેવા લાગ્યા. મુરારી પોતે વૈદ્ય હતા એટલે શ્રી નિમાઇને પુનઃ શુદ્ધિમાં આણવા માટે તે જાણતો હતો એટલા સર્વ ઉપાય તેણે અજમાવ્યા, શ્રી નિમાઇ શુદ્ધિમાં આવ્યા. ગમેતો

श्री निमाई सावध थया.

મુરારીના ઉપાયથી અથવા સહજ સ્વભાવે, પણ શ્રી નિમાઇ પણ્ડિત પુનઃ શુદ્ધિમાં આવ્યા, બેઠા થયા અને બોલવાનો ભારે પ્રયત્ન કર્યો, પરંતુ બોલી શકયા નહિ, તેમણે નિઃશ્વાસ નાખ્યો અને શ્રીકૃષ્ણ નામનો ઉચ્ચાર કરવાનો યત્ન કરતાં પુનઃ પૃથ્વિપર પડયા. તેમના શોક સાથે શ્રીકૃષ્ણ ભગવાનને કંઇક સંબંધ છે એ સ્પષ્ટ જણાયું, પણ યત્ન કરવા છતાં તે સાવધાન થઇ શકયા નહિ. કૃષ્ણ કૃષ્ણ બોલતા તે રુદન કરવા લાગ્યા અને નેત્રોમાંથી ઘણાં આંસુ વહેવા લાગ્યાં.

पासेनां माणसोनी कल्पनाओ.

મુરારિ વગેરેએ શ્રી ગૌરાઙ્ગ દેવનો આ સમયે જેવોભાવ દીઠો તેવો પૂર્વે તેમણે કદી દીઠો ન હતો. મનુષ્યનાં નેત્રોમાંથી આટલું બધું જલ નિકળે છે તે કોઇએ પણ કદી આંખે દીઠું ન હતું તેમ કાને સાંભળ્યું પણ ન હતું. તેમને વિવિધ પ્રકારના વિચારો આવવા લાગ્યા. કોઇ કહે એમને શ્રીકૃષ્ણ ભગવાનનું દર્શન થયું હશે ? કોઇ કોઇતો ધીરે ધીરે બીજાના કાનમાં કહેવા લાગ્યા કે ત્રણ મહિના પહેલું શું કોઇ કહી શકતું હતું કે અત્યંત તર્કશીલ અને ઉદ્ધત સ્વભાવના નિમાઇ પણ્ડિત આવા ચુસ્ત ભક્ત થઇ જશે !

निमाई शुक्लांबरने त्यां खुलासो करशे.

ઘણા ઘણા શ્રમથી શ્રી નિમાઇ પણ્ડિતને શાન્ત કર્યા. આખરે થોડાક શબ્દો તે એવા અર્થના બોલ્યા કે મારા જીવનનો મહા શોક મારા હૃદયમાં એક શરની માફક ચોંટી રહ્યો છે, અને વિશેષ સ્પષ્ટ શબ્દો નહિ બોલી શકાયાથી આંગળીથી પોતાનું હૃદય દેખાડયું. શ્રી ગૌરસુન્દર થોડીવાર પછી ગદ્‌ગદ્ કંઠે બોલ્યા કે, "ભાઇઓ ! તમે સર્વ

મારા પરમ મિત્ર છો; હું મારા મનની વ્યથા બીજા કોને કહીશ ? તમે સર્વ કાલે સવારે શુક્લામ્બર બ્રહ્મચારીને ઘેર આવજો, હું પણ ત્યાં આવીશ અને મારી સર્વ કથા તમને સંભળાવીશ." શુક્લાંબરનું ઘર ગંગાતટપર આવેલું હતું અને તે શચી માતાના ઘરથી બહુ દૂર ન હતું. મુરારિ ગુપ્ત વગેરે આ સૂચના સ્વીકારી પોતપોતાને ઘેર ગયા, અને શ્રી ગૌરચંદ્ર પણ પોતાના અંતઃપુરમાં ગયા.

ભક્તિની લાગણી અસાધારણ બલવાન છે.

શ્રીપાદચિહ્ન વિષે બોલવા જતાં શ્રીનિમાઇને મૂર્છા આવી હતી, કેમકે સર્વ શક્તિમાન્ ઈશ્વરના પાદચિન્હના વિચારથી તેમના હૃદયમાં વ્યાકુલતા વ્યાપી હતી. મનુષ્યો ઘણીવાર વૃત્તિને આધીન બની જાય છે; શ્રીનિમાઇ જ્યારે જ્યારે મૂર્છા ખાઇ પડતા ત્યારે ત્યારે તે મૃત્યુવશ થયલા હોય એવા દેખાતા. કોઈ પણ મનુષ્યની આંખમાંથી વરસાદની પેઠે જમીન ભીંજાય એટલાં આંસુ નીકળે ! નિઃશંક ભક્તિ એ બલવાન્ વૃત્તિ છે; પરંતુ બીજી સર્વ વૃત્તિઓ જે મનુષ્યહૃદયપર સત્તા ચલાવે છે તે કરતાં એ વિશેષ શક્તિવાળી હોઇ શકે ? ઈશ્વરપ્રતિ આટલું બધું આકર્ષણ થવું એ મનુષ્યને સંભવિત છે શ્રી નિમાઇની લાગણીઓ જોઇને એ ત્રણ જણને ઈશ્વરના અસ્તિત્વ વિષયે ખાત્રી થઇ કેમકે માત્ર શૂન્ય મનુષ્યમાં કદી આવી ઊંડી લાગણી ઉત્પન્ન કરી શકે નહિ. તેમને વધારામાં સમજાયું કે શ્રી નિમાઇએ દર્શાવી છે એવી ભક્તિવડે આકર્ષવાને ઇશ્વર બંધાયલાજ છે !

શચીમાતા શ્રી નિમાઇનો ભાવ જોઇને કંઇક ચિન્તા કરવા લાગ્યાં, કેમકે તેમની આવી અવસ્થા થઇ જવાનું તે કંઈ પણ કારણ જાણી શકયાં નહિ.

વિષ્ણુપ્રિયા પુષ્પહાર સાથે સ્વામી પાસે આવી.

રાત પડી એટલે શ્રી નિમાઇ પોતાના શયનગૃહમાં ગયા. વિષ્ણુપ્રિયા પાછળથી તરતજ હાથમાં પુષ્પ અને સુગંધી લઇ પોતાના સ્વામીને મળવા આવ્યાં. આટલી વાર સુધી શ્રી નિમાઇએ મહા પ્રયત્ને પોતાની વૃત્તિઓ રોકી રાખી હતી. પ્રિયાની સાથે એક બે વાત કહેતાં કહેતાં કણ્ઠ રુંધાઇ ગયો. અત્યાર સુધી બહારના લોકો સાથે વાતચીત કરતા ત્યારે કંઇક ધૈર્ય રહ્યું હતું, પરંતુ હવે પ્રિયાની પાસે આવ્યા એટલે તે ધૈર્યનો બંધ તૂટી ગયો. તે પોતાનાં અશ્રુ વધારે વાર ખાળી શકયા નહિ, અને તે તેમના ગાલપર થઇને નીચે શાન્ત રીતે વહેવા લાગ્યાં. અને માથું નીચું કરી તેમણે અત્યંત રુદન કરવા માંડયું.

વિષ્ણુપ્રિયાની વિકળ સ્થિતિ.

સ્ત્રીનું મન રુદન જોઈ કોમલ બને છે. બલવાન્ પુરુષનું રુદન જોઇ દુર્બલ સ્ત્રીના મનમાં મોટો ઘા લાગે છે, ત્યારે જો પોતાનો સ્વામીજ રુદન કરતો હોય તો સ્ત્રીને કેવું લાગે તેની કલ્પના કરો ! એ વર્ણન થઇ શકે એમ નથી. વળી સ્વામી શા માટે રુદન કરે છે ? એમને શું દુઃખ છે અને તે કયા પ્રકારથી શાન્ત થશે ? શ્રીમંતની પુત્રી વિષ્ણુપ્રિયાને આમાંનું કંઇજ માલમ ન હતું. એ રંક બાલાની વૃત્તિનું વર્ણન કરી શકાય તેમ નથી. વાંચક! તમેજ તેની કલ્પના કરો ! પ્રિયા ત્રણ માસ ઉપરાંત બહાર રહી આવેલા પોતાના સ્વામીનું

સ્વાગત કરવા માટે આવ્યાં હતાં. અને જૂઓ ! તેમના સ્વામી આંસુના રેલાઓથી તેમનો આવકાર સ્વીકારતા હતા.

વિષ્ણુપ્રિયા આ જોઇને ઘણાં વ્યાકુલ થયાં. આ સમય રોવાનો ન હતો, શ્રી નિમાઇચંદ્રનું સાન્ત્વન કરવું એજ તેમને ઉચિત હતું. પણ વયમાં તે માત્ર બાળક હતાં સાન્ત્વન કરવાનું તે જાણતાં ન હતાં, તેથી તેમનાથી કંઇ ન થયું. તે તો ભય પામી સાસુજી પાસે દોડ્યાં, અને સાસુજીની ઓરડીના દ્વાર આગળ જઇ કમાડ ખખડાવા લાગ્યાં, "માજી ઉઠો ! જલદી ઉઠો ! આવીને જૂઓ." શચીમાતા કાંઇ જાણતાં ન હતાં. આટલી રાત્રે વહુ શા માટે બોલાવે છે ! કંઇ ચિન્તાનું કારણ તો નહિ હોય ! તે એકદમ ઉઠ્યાં અને કમાડ ઉઘાડ્યાં કે વિષ્ણુપ્રિયાએ કહ્યું, "માજી એકવાર મારા ઓરડામાં આવો !" શચીદેવી ઝડપથી પુત્રના ઓરડામાં જઇ જૂએ છે તો શ્રી નિમાઇએ નેત્રો બંધ કરી દીધાં છે, ડોક નાખી દીધી છે અને અવાજ કર્યો વગર રુદન કરી રહ્યા છે. મોઢાંપર થઇ આંસુની સેંકડો ધારા વહી રહી છે. શચીદેવી વ્યાકૂલ થઈ ગયાં, પુત્રને સાવધ કરવા યત્ન કર્યો. તેમણે તેમના માથાપર હાથ મૂકી પૂછ્યું, "દીકરા ! નિમાઇ ! તું કેમ રડે છે ? તને શું દુઃખ થાય છે ભાઇ !" પણ આ શબ્દોની નિમાઇ ઉપર કંઈ અસર થઇ નહિ. શચીદેવી વધારે વ્યાકુલ થયાં અને વારંવાર બોલ્યાં "નિમાઇ કેમ રડે છે ? મારા દીકરા તારી સ્થિતિથી મારું હૃદય કપાઇ જાય છે," મોટા અવાજે પૂછ્યા કર્યું ત્યારે મહા મહેનતે તેઓ નિમાઇના કાનમાં થોડા શબ્દો પહોંચાડવાને શક્તિમાન થયાં. માતાના દુઃખનું નિવારણ કરવા માટે તે પોતાનો આંસુનો વેગ અટકાવવા લાગ્યા, પણ તે તો ઉલટો વધ્યો. શ્રી નિમાઇને શાન્તિ ન થતાં પોતાનાં માતુશ્રીના પ્રશ્નથી જાણે હૃદયનાં આંસુ વહેવાનાં બારણાં ખૂલી ગયાં હોય એવું થયું. વિષ્ણુપ્રિયાને જોઇ અશ્રુપ્રવાહ વધ્યો હતો અને માતાના પ્રશ્નથી તેમાં બળવાન વેગ આવ્યો.

શચીદેવી કહેવા લાગ્યાં, "બેટા ! તું તો મોટો જ્ઞાની છે; તારા સમાન પણ્ડિત નદિયામાં નથી. તું આટલો વ્યગ્ર કેમ થાય છે ? કોઇ વ્યાકૂલ બને તો તું તેને શાન્ત કરે છે. જો તું વ્યાકૂલ બનશે તો તને કોણ શાન્ત કરશે ? તું તો ઘણો ગંભીર છે; છતાં આવો વ્યાકૂલ કેમ બન્યો છે ?"

ચૈતન્ય મઙ્ગલમાં આવુંજ લખ્યું છે—

विस्मित पुंछत शची वत्स विश्वंभर कैसै ।
तुम्हे दुःख है कहा करत क्रन्दन क्यों ऐसै ॥

ચૈતન્યચરિત કાવ્યમાં પણ લખ્યું છે—

"किमुतात रोदिति भवानवदत्"

તે બોલ્યાં, "બાપુ, ભાઇ, કેમ રુદન કરે છે ?"

આખરે મહા પ્રયત્ને જેમ તેમ કરી મનનો વેગ શાન્ત કરી ધ્રુસકાં ખાતા ખાતા શ્રી નિમાઇ કહેવા લાગ્યા: "માજી ! હું રોઉંછું એ જોઈ તમે મનમાં કંઇ દુઃખ ન આણો;

ચિન્તા ન કરો. હું સૂઈ ગયો, જરા નિદ્રાવશ થયો, એટલામાં હમણાજ સ્વપ્નમાં અતિ રૂપવાન એક શ્યામ વર્ણવાળા વનમાલા ધારણ કરેલી છે એવા ઘણા સુન્દર પુરૂષને મેં જોયા. તેથી હું એટલો આનંદ પામ્યો કે મારાં નેત્રોમાંથી જલ પડવા માંડયું. એ અશ્રુ અટકાવવા હું અશક્ત છું. માજી! એવું મધુર રૂપ મેં કદી જોયું નથી એ રૂપ મારા હૃદયમાં હજી સુધી જાગી રહ્યું છે." તેના વર્ણનથી શચી અને તેનાં વહુને સ્પષ્ટ જણાયું કે આ પુરૂષ બીજા કોઈ નહિ પણ શ્રી કૃષ્ણ ભગવાન હોવા જોઈએ. શ્રી નિમાઈનું મન મસ્તીમાં હતું. પોતાની સન્મુખજ શ્રી કૃષ્ણ ભગવાન હોય તેમ પ્રભુની લીલા તથા રૂપનું વર્ણન કરવા લાગ્યા અને બંને દેવીઓ તે સાંભળવા લાગ્યાં. આ પ્રમાણે શ્રી કૃષ્ણકથામાં શ્રી નિમાઈની પ્રથમ રાત્રિ વ્યતીત થઈ; શચી દેવી અને વિષ્ણુપ્રિયા દેવી બંને પ્રેમમાં રસબસ થઈ ગયાં તેમને પણ વશીકરણ થયું હોય તેમ આ અપૂર્વ કથા સાંભળવા લાગ્યાં તથા આનન્દમાં ને આનંદમાં સમસ્ત રાત્રિ જાગતાં બેસી રહ્યાં!

**શ્રીવાસ પંડિતની વાડી, મિત્રોની વાર્તા.**

પ્રાતઃકાળે મોટા મળસ્કામાં શ્રીમાન પણ્ડિત બીજા ઘણાકને સાથે લઈ ધારા પ્રમાણે શ્રીવાસ પણ્ડિતની વાડીમાંની કુન્દલતાનાં પુષ્પો પૂજા સારૂ વીણવા ગયો. શ્રીવાસ પણ્ડિતનું વર્ણન પ્રથમ આપી ગયા છીએ. એ જગન્નાથ મિશ્રના પરમ મિત્ર અને પરમ વૈષ્ણવ હતા એમના કુન્દવૃક્ષને બેસુમાર ફુલ આવતાં હતાં. તેથી પાસેનાં સર્વ લોક ફુલ લેવા આવતાં અને ફુલ તોડતાં અને શ્રીમાન પણ્ડિત પણ ફુલ તોડતા અને મન્દ મન્દ હાસ્ય કરતા. શ્રી નિમાઈ પણ્ડિતની રાતની વાત યાદ કરી એમણે આખી રાત આનંદમાં ગુજારી હતી. હજુ સુધી તે આનંદ ચાલુ હતો તે છૂપાવી શકાતો ન હતો. તેમણે જે કંઈ જોયું હતું તે સર્વને કહેવાની તેમને ઇચ્છા થતી. જ્યારે શ્રી નિમાઈ પ્રભુ મૂર્છામાં પડયા ત્યારે જે દેખાવ તેમણે નજરે જોયો હતો તેથી તેમનું ચિત્ત ભ્રમણમાં પડયું હતું. એપરથી તેમના મનમાં એ સત્ય ઠસી ગયું કે ઇશ્વર એટલાતો માયાળુ છે કે તેઓ પોતાના પ્રતિ આટલો બધો ભાવ રાખવાનું મનુષ્યને શીખવે છે. ઈશ્વરમાં આસ્થા ન રાખવાથી તથા ઇશ્વરના સંબંધમાં ભુલભરેલા વિચાર કરવાથી મનુષ્યને દુઃખઉત્પન્ન થાય છે. શ્રીમાને શ્રી નિમાઇ પ્રભુમાં જે જે જોયું હતું તે ઉપરથી એની મેળેજ તેમના મનમાં એવો વિચાર દૃઢ થઈ ગયો હતો કે ઇશ્વર અને મનુષ્યને પરસ્પર ઘણો નિકટનો સ્નેહ સંબંધ છે. પોતાના મનમાંથી દુઃખનો સર્વ વિચાર કહાડી નાખવાને તથા જીવનમાં પ્રથમજ સુખમાં રાત્રિ ગાળવાને તે શક્તિમાન્ થયો હતો, તે હમણા મિત્રો અને પાડોશીઓને પ્રસન્ન જણાતો હતો. આ પ્રસન્નતાનું કારણ શ્રીવાસ પંણ્ડિતે તેમને પૂછયું; "આજ ખુબ પ્રસન્ન દેખાઓ છો!" શ્રીમાન પંડિતે કહ્યું, "હા, પ્રસન્ન થવાને કારણ છે. શ્રીવાસે પૂછયું, "શું કારણ છે? કહોને, સાંભળીએ તો ખરા." ગઈ સાંજે જે જોયું હતું તે પ્રત્યેક મનુષ્યને કહેવાને શ્રીમાન ઘણા આતુર તો હતાજ; તેથી તેમણે કહ્યું, "તમે કંઈ સાંભળ્યું છે કે શ્રી નિમાઇ પંડિત પરમ વૈષ્ણવ થઇ ગયા છે!! ગયાથી તેઓ પધાર્યા છે એ સાંભળી અમે કેટલાક જણ સંખ્યાકાળે તેમને મળવાને ગયા હતા; ત્યાં જઈ જોયું તો એવું જણાયું કે એમના જેવા નમ્ર પુરૂષ પૃથ્વિપર અન્ય કોઇજ નહિ હોય. એમનો નમ્રભાવ જોતાંજ ચિત્ત આકર્ષાઇ જાય છે. તે મારી

આગળ તીર્થ યાત્રાનું વૃત્તાન્ત કહેતા હતા; ત્યારે ગયાજીના પાદપદ્મની વાત કહેતાં પાદ-પદ્મનું નામ લેતાંજ તેમને આનંદ સમાધિ—આવી ગઈ અને ગબડી પડયા. ત્યાર પછી જે કંઇ જોયું એવું મેં કદી આંખથી જોયું નથી એટલુંજ નહિ પણ કાને પણ સાંભળ્યું નથી. એનું વર્ણન કરવા મારામાં શક્તિ નથી. શ્રી નિમાઇ પંડિતનું તે વખતે જે ચરિત્ર જોયું એથી મને તો એવો બોધ થાય છે કે એ મનુષ્ય નથી; એમનામાં મનુષ્ય કરતાં કંઈક વિશેષ પણું છે. આ નજરે જોયેલું માનવુંજ પડે છે."

આ સાંભળી સર્વને ઘણો આનંદ થયો. તેઓ બોલ્યા ખરેખરજ આ શુભ સમાચાર છે. એક ઉગ્ર સ્વભાવનો વૈષ્ણવ કહેવા લાગ્યો, જો શ્રી નિમાઇ પણ્ડિત વૈષ્ણવ બની જાય તો હમારો દ્વેષ કરનારાંઓને હમે એકવાર સારી પેઠે જોઇ લઇશું." નિમાઇના પિતાના મિત્ર શ્રીદાસ ભક્ત શ્રી નિમાઇને કૃષ્ણ ભગવાન પોતાના હૃદય પ્રતિ દોરે એમ પ્રાર્થના કરતા હતા તેમની મનકામના હવે પૂર્ણ થઇ, અને તેમના મુખમાંથી ઉદ્ગાર નીકળ્યા: "આજ મેં મોટા શુભ સમાચાર સાંભળ્યા, ભક્તવત્સલ શ્રી કૃષ્ણ પરમાત્માએ અમારી મનકામના પુરી કરી; શ્રી ભગવાન અમારા વૈષ્ણવ સંપ્રદાયની વૃદ્ધિ કરો."

एक उग्र वैष्णवनो उद्‌गार.

શ્રી કૃષ્ણ અને ગોરાંઙ્ગના અનુયાયી વૈષ્ણવોની સર્વથી મોટી ઈચ્છા એ હોય છે કે પ્રેમી પ્રભુનું સામ્રાજ્ય મનુષ્યોના અંતઃકરણોમાં અધિક વિસ્તારમાં સ્થપાય. તે શા માટે ? તેનું કારણ એ છે કે મનુષ્યો સર્વ શક્તિમાન્ ઇશ્વરને પ્રાપ્ત કરવા જતાં તેનાપર દોષારોપણ કરે છે. તેઓ સ્તુતિ કરે છે તેનો એવો અર્થ થાય છે કે તે ક્રોધી, ખારીલો, અને નબળા મનનો જુલમગાર છે. વૈષ્ણવો તો જાણે છે કે પ્રભુ તો અનંતઘણા સારા છે. પ્રભુના ગુણ જગતમાં ગવાય એવી વિષ્ણુવોની ઇચ્છા હોય છે. "નિમાઇ પંડિતે ચેતનામાં આવી અમને ત્રણું જણને, મુરારિ, સદાશિવ અને મને આજ સવારે શુક્લામ્બર બ્રહ્મચારીની પર્ણકુટિકામાં જવાને કહ્યું છે, ત્યાં તે તેમના હૃદયને જે દુઃખો કોતરી ખાય છે તથા તે અને બીજાં સર્વ દુઃખ વિષે કહેશે. હું ફૂલ વીણીને બારોબાર ત્યાંજ જાઉં છું."

मनुष्यअंतःकरणमां प्रभुनुं राज्य स्थपाशे.

શ્રીમાન પણ્ડિત ફૂલ લઇને ગઙ્ગા કિનારે શુક્લામ્બર બ્રહ્મચારી ને ઘેર ગયા. શ્રીવાસને ત્યાં ગદાધર પણ્ડિત પણ ફૂલ તોડતા હતા તેમને પણ આ વાત સાંભળી ત્યાં જવાનું મન થયું; પરંતુ ત્યાં આવવાનું નિમાઇએ તેમને કહ્યું ન હતું, તેથી તે તો શુક્લામ્બરને ત્યાં જઇ એક ઓરડામાં છૂપાઇ રહ્યા. થોડીવારમાં સદાશિવ અને મુરારિ પણ ત્યાં આવી પહોંચ્યા અને સર્વે જણ શ્રી નિમાઇ પંડિતની રાહા જોવા લાગ્યા.

गंगा तटपर शुक्लाम्बर ब्रह्मचारी.

એટલામાં શ્રીનિમાઇ પંડિત આવ્યા. તે અત્યન્ત ઊંચા, પૂર્ણ તંદુરસ્ત અને મહા બલવાન દેખાતા હતા, તોપણ લથડતા પગે તેઓ ચાલતા જણાતા. તેમના મુખ પ્રતિ જોતાં

**શ્રી નિમાઈ અને તેમની શ્રી કૃષ્ણભક્તિનો ચમત્કાર.**

જણાતું કે તેમનાં નેત્રોમાંથી નિરન્તર અશ્રુધારા ચાલી રહી હતી. અને આથી તે બરોબર જોઈ શકતા નહતા. તેમજ બહાર જગતમાં શું થાય છે તે પણ તે જાણતા નહતા. તે કેફી મનુષ્યની પેઠે અસ્થિર પગલે ચાલતાં ચાલતાં ત્યાં આવી પહોંચ્યા; પગથીઆં ચડ્યા, અને બેસતાં બેસતાં મિત્રોને જોઈ કંઇક બોલતાં અટક્યા, પણ તેમને સર્વને ત્યાં જોઇને તેમની વૃત્તિનો વેગ વધ્યો, પછી તે નિશ્ચલ બની ગયા; સાવધાનતા હતી તે પણ જતી રહી "હા કૃષ્ણ !" કરી તે મૂર્ચ્છિત થઇ ગબડી પડ્યા. તેમના પડવાથી બાજઠનો એક પાયો ત્રુટી ગયો અને તે છૂટી ચોટલીએ પૃથ્વિપર ચત્તાપાટ પછડાયા. શ્રીનિમાઇ પંડિતને પૃથ્વિપર પડેલા જોઇ મુરારિ વગેરે સર્વેએ તેમને ઉઠાવી લીધા. તેમનામાં ચૈતન્યનું કોઈ પણ ચિહ્‌ન દેખાતું ન હતું. નેત્રોના ડોળા સ્થિર થઇ ગયા હતા. મુખમાંથી લાળ ગળતી હતી, તેમનો શ્વાસ બંધ હતો. જડબાં બંધાઈ ગયાં હતાં. તેમના બંને હોઠ વચ્ચે ફીણ આવ્યું હતું. × મુરારિ વૈદ્ય ઘણા ચિન્તાતુર થયા. બધાએ તેમને સાવધ કરવાને ઉપાયો કરવા લાગ્યા. તેમણે મોટા અવાજે તેમનું નામ લઇને બૂમો પાડી, મોંપર પાણી છાંટ્યું તથા ખૂબ ઢંઢોળ્યા.

**શ્રી નિમાઈની ઘેલી ગોપી જેવી અસાવધ સ્થિતિ.**

થોડી વાર પછી શ્રીનિમાઇ પંડિત અર્ધ સચેત થયા. અત્યંત શોકવાળા ચહેરે અશ્રુભરી આંખે તેમણે પોતાના સાથીઓ તરફ જોયું, અને બોલવા પ્રયત્ન કર્યો પણ બોલી શક્યા નહિ. તેમણે પોતાની છાતી બતાવીને ઇસારામાં સૂચવ્યું કે "શ્રીકૃષ્ણ ભગવાન અત્રે નથી; તે નાસી ગયો છે." પછી શ્રીનિમાઇ પંડિતમાં થોડી ચેતના આવ્યા પછી બોલવાની શક્તિ આવી ત્યારે તે બોલ્યા "કૃષ્ણ, કૃષ્ણ, મારા કૃષ્ણ નથી, મેં મારા કૃષ્ણને પકડ્યા છે પરંતુ તે મારી પાસેથી નાસી ગયા છે. મારા હૃદયમાં ખાલી જગ્યા છે અને આખા જગતથી તે પૂરી શકાય એમ નથી. સર્વ ખાલી અને ઉદાસી ભરેલું છે. એ છે ક્યાં ? કોઇ મિત્ર તેમને પાછા મારી પાસે નહિ આણે ? " એ પ્રમાણે શોક કરી હૃદય વિદારણ કરુણ સ્વરથી તે રુદન કરવા લાગ્યા, અને પોતાના દુ:ખના માનસિક ક્લેશથી ધૂળમાં "હજારો વીંછીઓ કરડ્યા હોય" એમ આળોટવા લાગ્યા.

**શ્રી નિમાઈની મ્લાન સ્થિતિ.**

થોડીવાર પછી તે બેઠા થયા. ધૂળમાં આળોટવાથી તેમનું સુવર્ણ જેવું શરીર ધૂળવાળું બની ગયું હતું. તેમના છૂટા કેશમાં ધૂળ ભરાઇ ગઈ હતી અને તેમનાં નેત્રો રડવાથી રાતાં થઇ ગયાં હતાં. તેમના અવાજમાં ઉદાસીનતા જણાતી હતી અને મોઢાપર અવર્ણનીય દુ:ખની છાયા પ્રકટતી હતી. ત્યાં જે તેની સંભાળ લેતા હતા તેમને લાગ્યું, શોકથી રખેને આપણું હૃદય ફાટી જાય. ફરીથી વાત કરવાનો શ્રી નિમાઇએ પ્રયત્ન કર્યો પણ અવાજ નિકળ્યો નહિ; ફરીથી બેશુદ્ધ થઇ તે નીચે ગબડી પડ્યા !

× ભક્તિની અસરથી મૂર્ચ્છામાં પડેલા મનુષ્યની સ્થિતિ ઘણીખરી ફેફરું આવેલા મનુષ્યના જેવી હોય છે. માત્ર ફેફરાવાળાના દેખાવથી શોકવૃત્તિ ઉત્પન્ન થાય છે. ત્યારે મૂર્ચ્છામાં પડેલા ભક્તના દેખાવથી જોનારના અંત:કરણની સ્થિતિ ઉન્નત થાય છે.

**श्री निमाईनो हृदय-वेधक शब्द.**

આ પ્રકારે વારંવાર થતું. પ્રેમ વાત કહેતા જાય કે બેશુદ્ધ થઇ જતા અને ઘણીવારે સાવધ થતા તે પોતાની પ્રેમ વાર્તા કહેવાનો પ્રયત્ન કરતા. વચ્ચે વચ્ચે થોડા સાવધ રહેતા તો તે કહેતા " કે હમણાં તો મારા કૃષ્ણ અહીં હતા, તે ક્યાં ચાલ્યા ગયા ? " કોઇ કોઇવાર થોડી-વાર સાવધ રહી તીણા અવાજે કહેતાઃ " મારા કૃષ્ણ નથી ! " આવો તીણો અવાજ સાંભળી તથા તેમનું શોકમય મુખ જોઇ પાષાણ પણ ફાટી જાય તો મનુષ્યના હૃદયની શી વાત કરવી ! આ લીલાનું વર્ણન કરી શ્રીયુત બાબૂ હેમન્તકુમાર ઘોષે એક પદ લખ્યું છે તે આ પ્રમાણેઃ—

धरणि तल लोटत गौर हरि;
वहत नीर नैनन धूसर अङ्ग पुलकित तनु बलरी.
क्रन्दन हा ! हा ! कृष्ण कृष्ण कँहि गद्गत बोलत वानी;
छिन छिन होत मूर्छा घन घन चेतनता छिन मानी.
मेरे कृष्ण नहीं है ? अब ही कहां छिपे चित चोर;
हरि हरि तुम सर्वस्व तुम हि धन हरि तुम जीवन मोर.

**श्री निमाईनो श्री कृष्णभक्ति करवा मित्रोने बोध.**

આ પ્રમાણે કલાકના કલાક ચાલ્યા ગયા અને ત્રીજો પ્રહર થઇ ગયો પરન્તુ તેમને કોઇને કેટલો સમય થયો છે તે જાણવામાં આવ્યું નહિ. શ્રી નિમાઇ પણ્ડિત જે તરઙ્ગમાં ડૂબી રહ્યા હતા તેજ રસમાં તે સર્વ પણ નિમગ્ન થઇ ગયા હતા. સર્વ જણ ભક્તિ રસમાં નિમગ્ન બની રુદન કરી રહ્યા છે ! બંને હાથે મુરારિના કંઠે બાઝી શ્રી ગૌરાઙ્ગ કહે છે, " મુરારિ ! શ્રી કૃષ્ણ ભજન નહિ કરો ? મુરારિ ! મારા કૃષ્ણ ઘણા મધુર છે. " કદાચિત્ સદાશિવને કહે છે, " સદાશિવ ! આપણે બંને અને મુકુન્દ ભજન કરીશું. કેમ ઠીક છે ને ? " આ પ્રમાણે શ્રી નિમાઇના મુખમાંથી પ્રલાપ નિકળતા હતા. આવી ચિત્ત સ્થિતિમાં ગુહ્ય કહેવું અસંભવિત છે એમ જાણી તેમણે તે વાર્તા માંડી વાળી.

શ્રી નિમાઇ શાન્ત થયા ને શુદ્ધિમાં આવ્યા એવામાં તેમને કોઇ રોતું હોય એવું સંભળાયું. કાન માંડતાં જણાયું કે ઓરડાની અંદર કોઇ રોતું હતું. તેમણે પૂછ્યું -" આ ઓરડાની અંદર કોણ રુવે છે!" મુરારિએ કહ્યું " તે આપનો ગદાધર છે. "

**श्रीगोर सुंदर अने गदाधरनो मेळाप.**

"આપનો ગદાધર છે," એનો આશય એ હતો કે ગદાધર હંમેશા છાયાની પેઠે શ્રી ગૌરસુન્દરની સાથે ને સાથે રહ્યા કરતા હતા. શ્રી ગૌરસુન્દર મ્હોટા છે, શ્રી ગદાધર નાના છે; ગદાધર ઘણા રૂપવાન છે. અને બાલ્યપણથી ભક્તિમાર્ગમાં એમને પ્રીતિ છે. ગદાધરનું ચરિત્ર ઘણું મધુર છે. શ્રી નિમાઇએ કહ્યું, " ગદાધર ? કોણ ? ગદાધર ?" તેમણે તેમને બહાર બોલાવી કહ્યું, " હા, ગદાધર, તું ભાગ્યશાલી પુરુષ છે; તારો જન્મ સાર્થક છે; તેં તો બાલ્યપણથીજ શ્રી કૃષ્ણ ભગવાનનું ભજન કરી ભક્તિ-

માં દિવસો નિર્ગમન કર્યા છે; તને ધન્ય છે ! મેં મિથ્યા શોધમાં તે ગુમાવી દીધા છે, મારું જીવન કેવલ વૃથા રસમાં ગયું !! હા ! " એ સાંભળી ગદાધર દોડતા આવ્યા અને શ્રી ગૌરસુન્દરના ચરણોમાં પડયા. તે ભાગાતુટા શબ્દે બોલ્યા, "હું આપનો સેવક છું તે આપ જાણોજ છો " શ્રી ગૌરાઙ્ગ બોલ્યા, " ગદાધર, મને શ્રી કૃષ્ણ ભગવાનનો મેળાપ થયો હતો પણ પાછા મારાજ દોષથી મેં પ્રભુને ખોઇ દીધા છે. મને જે દુઃખ છે તેનું વર્ણન કરતાં મારું હૃદય ફાટી જાય છે. સાંભળો, સાંભળો, " એમ કહી કંઇક કહેવા જતા હતા પણ બોલી શકયા નહિ અને મૂર્ચ્છિત થઇ શબની પેઠે પૃથ્વિપર ઢળી પડયા. આખું શરીર ધૂળવાળું થઇ ગયું.

**श्री निमाइ भगवानना भक्ति संबंधमां उद्गारो.**

સન્ધ્યાકાળે શ્રી નિમાઇ પણ્ડિત ધીમા ધીમા પોતાને ઘેર આવ્યા. આખો દિવસ આવીજ સ્થિતિમાં પસાર થયો હતો. તેમણે નહોતું કર્યું સ્નાન કે નહોતું કર્યું ભોજન. શચી માતાએ મહા મહેનતે તેમને સ્નાન ભોજન કરાવ્યાં. મુરારિ અને ગદાધર વગેરેએ પણ આખો દિવસ ખાધા વિના ગાળ્યો. તેઓ પોતપોતાને ઘેર ગયા. પોતાની ગુપ્ત વાર્તા કહેવાનો શ્રી નિમાઇ ભગવાનનો બીજો યત્ન પણ નિષ્ફળ થયો. સર્વ ઘણા વિસ્મય પામી ગયા. શ્રી નિમાઇ પણ્ડિતમાં ભક્તિનો ઉદય થયો એ કંઇ આશ્ચર્યની વાત નહોતી; પણ એવી ભક્તિ કોઇ પણ મનુષ્યમાં ઉદય પામી શકે ! શાસ્ત્રમાં પણ કોઇ સ્થળે આવી ભક્તિનું વર્ણન સાંભળવામાં આવ્યું નથી. શ્રી નિમાઇ પણ્ડિત શું મનુષ્ય છે ? આ શક્તિ શ્રી નિમાઇ પણ્ડિતમાં કયાંથી આવી ? મનુષ્યમાં તો એવી શક્તિ હોઈ શકતી નથી. આ શું આશ્ચર્ય છે ! સર્વે પરસ્પર આ બાબતો વિચારવા લાગ્યા. શ્રી નિમાઇ પણ્ડિતની આ વાત થોડી થોડી ગામમાં પ્રચાર પામવા લાગી. નવદ્વીપ મોટું નગર છે, કોણ-કયાં-કોની ખબર રાખે છે ? તેમ છતાં અનેક ભગવત્પરાયણ માણસોએ શ્રી નિમાઇ પણ્ડિતની અદ્ભુત ભક્તિ વિષે જાણ્યું; કોઇ કોઇએ તો તેમનાં દર્શન કરવા જવાનો પણ વિચાર કર્યો.

જે વિલક્ષણ દૈવી સત્તાઓ તેમના સૂક્ષ્મ શરીરોમાં કાર્ય કરતી હતી તે ઘણા ગાઢ સંબંધ વિનાના માત્ર ઓળખીતાઓની સન્મુખ બહાર ન પડે તે માટે પોતાથી બને ત્યાં સુધી દાબી દેવાનો શ્રી નિમાઇ પ્રયત્ન કરતા, તેમ છતાં આવા લોક આગળ " પોતાના હૃદયમાં ઘોંચાયલું શર " ગુપ્ત રાખવું કઠિણ હતું. વિદ્યાર્થીઓ શ્રી નિમાઈ પણ્ડિતને ઘેરી લેતા. તેમને જોતાં

**श्री निमाई गुरुजनोने मळवा गया.**

શ્રી નિમાઇ પણ્ડિતને સ્મરણ થતું કે વિદ્યાથીઓને ભણાવવું એ મારું એક નિત્યકર્મ છે. આ પ્રસંગે ગઙ્ગાદાસ ગુપ્તનું પણ એમને સ્મરણ થયું. ગયાજીથી આવ્યા પછી પોતાના ગુરુજનોને મળવા જવું એ પોતાનો ધર્મ હતો, તેથી બધા શિષ્યોને સાથે લઇ શ્રી ગૌરાંગ પોતાના અધ્યાપક ગંગાદાસ પણ્ડિતને ત્યાં ગયા અને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. તે પ્રસિદ્ધ વૈયાકરણી બંને હાથ લાંબા કરી તેમને ભેટયા અને અત્યંત આનંદ પામી " વિદ્યા પ્રાપ્ત થાઓ " એમ આશિર્વાદ આપી વત્સલ ભાવના શબ્દો બોલ્યા. " પુત્ર ! તમે કુશળ રહી ગયાજીમાં પિતૃકાર્ય કરી અહીં પાછા આવ્યા એ ઠીક થયું; એ સર્વ મારા પરમ સુહૃદ અને તમારા પિતા જગન્નાથ મિશ્રના પુણ્યફલથી થયું છે. જૂઓ ! બહુ દિવ

શથી અભ્યાસ બંધ છે, નકામો વખત ચાલ્યો ગયો, માટે પાછો અભ્યાસ આરંભો. પઠન પાઠનમાં થોડું પણ આળસ કરવાથી અભ્યાસ વિસારે પડે છે. તમારા શિષ્યો તમારા વિના અસંતોષ સેવે છે, બીજા કોઇ ઠેકાણે અભ્યાસ કરવાની તેમની ઇચ્છા નથી. જ્યારથી તમે ગયા છો ત્યારથી પોતપોતાનાં પુસ્તકોને દોરી બાંધી તેઓ બેઠા છે. જે કંઇ શિખેલા છે તે પણ ભૂલતા જાય છે. તેઓ કહે છે કે ભણીશું તો માત્ર શ્રી નિમાઇ ગુરુ પાસેજ. બીજા પણ્ડિત પાસે અભ્યાસ કરવાથી એ લોકોને તૃપ્તિ થતી નથી. માટે તમારી શાળા એકદમ ઉઘાડો."

ત્યાંથી ઊઠી શ્રી નિમાઇ પણ્ડિત પુરુષોત્તમ સંજયને ઘેર ગયા. એ પુરુષોત્તમ સંજયના ચંડીમંડપમાં શ્રી નિમાઇ પણ્ડિતની પાઠશાળા હતી. તેથી ત્યાં જઈ તે બેઠા.

પુરુષોત્તમ સંજયનો પુત્ર મુકુન્દ સંજય શ્રી નિમાઇ પણ્ડિતનો શિષ્ય હતો. તેણે આવી પોતાના ગુરુદેવને સાષ્ટાંગ પ્રણામ કર્યો. શ્રી ગૌરસુન્દરે બંને હાથ પસારી મુકુન્દને આલિંગન આપ્યું અને સ્નેહથી આર્દ્ર બની રુદન કરવા લાગ્યા.

પણ્ડિત આવ્યા છે સાંભળી સ્ત્રીઓ આનંદમાં *હુલૂ બોલવા લાગી તથા શબ્દ ધ્વનિ કરવા લાગી. આ પ્રકારે જ્યાં જ્યાં જવાનું હતું ત્યાં ત્યાં જઇ આવી શ્રી નિમાઇ પણ્ડિત પોતાને ઘેર પધાર્યાં.

બીજે દિવસે પ્રાતઃકાળે શ્રી નિમાઇ પણ્ડિત ગંગાસ્નાન કરી વિદ્યાર્થીઓને શિખવવા સારુ પાઠશાળામાં ગયા. નિમાઇ પુનઃ શિખવવાનો આરંભ કરે છે એ વાત સાંભળી સેંકડો વિદ્યાર્થીઓ પાઠશાળામાં હાજર થયા. માત્ર ટેવને લીધેજ શ્રી નિમાઇ શાળામાં આવ્યા હતા; કેમકે ત્યાં આવતાં રસ્તામાં ક્યાં અને શા કાર્યાર્થે જાઉં છું એટલુંજ નહિ, પણ પોતાની જાતનું પણ તેમને વિસ્મરણ થયું હતું. પોતાના વિચારોમાં લીન થઈ તે શિષ્યોની વચમાં બેઠા. જે વિદ્યાર્થીઓ અભ્યાસમાં આગળ હતા તે નજીક આવી બેઠા. દોરીથી બાંધેલાં પુસ્તકો છોડી સર્વ વિદ્યાર્થીઓ "હરિ હરિ" કહી ઉકેલવા લાગ્યા—આ હરિધ્વનિએ શ્રી નિમાઇપણ્ડિતના કર્ણમાં પ્રવેશ કર્યો, હરિધ્વનિ કાનમાં પહોંચતાંજ શ્રી નિમાઇ પણ્ડિતનું અંગ આનંદથી ખીલવા લાગ્યું. તરતજ તે સહજસમાધિમાં પ્રવેશ્યા. તે પડી ગયા નહિ પણ તેમની આસપાસ જે જે હતું તેનું તેમને વિસ્મરણ થયું.

पाठशाळा पुनः शरूकी.

વિદ્યાર્થીઓને તરતજ સ્પષ્ટ સમજાયું કે આપણા ગુરુને શુદ્ધિ રહી નથી; શ્રી ગૌરસુન્દર બોલવા લાગ્યાઃ " અહો! કેવું મધુર નામ છે! હરિ શબ્દ કેવો મધુર છે, શ્રીકૃષ્ણ તમારું મઙ્ગલ કરો. તમે વિદ્યાશિક્ષણ નિમિત્તે આવો વૃથા શ્રમ શા સારુ કરો છો! શ્રી ભગવચ્ચરણની પ્રાપ્તિ એજ જીવનનો પરમ પુરુષાર્થ છે." વિદ્યાર્થીઓ આ અપૂર્વ વાત સાંભળી પંડિતના મોઢા સામું જોઇ રહ્યા અને શ્રી ગૌરાંગપ્રભુ બેઠા થઇ પરમાર્થ સંબંધી કહેવા લાગ્યા. કેટલાક કલાક સુધી હરિનું ગુણકીર્તન તેમણે કર્યાં કીધું અને સમજાવવા

मंगला चरणमां हरि भजननो बोध.

* 'હુલૂ' ધ્વનિ કરવો એ ગૌડદેશનો એક રિવાજ છે: કોઈ મઙ્ગલકાર્ય અથવા આનન્દને સમયે 'સ્ત્રીવર્ગ હુલૂ હુલૂ' બોલ્યા કરે છે.

લાગ્યા કે જીવના જીવનનો પ્રધાન ઉદ્દેશ શ્રીકૃષ્ણભજન છે; ઈશ્વર મહાન્ અને ભલા છે; અને તેમના પાદકમલની પ્રાપ્તિ એજ જીવનનો હેતુ છે. આ ઉપરાંત તેમણે બીજું ઘણું કહ્યું. શિષ્યો બેઠા બેઠા એક લક્ષથી તે સાંભળ્યા કરતા હતા. એટલામાં શ્રી નિમાઇ પણ્ડિત એકદમ ચૂપ થઇ ગયા. ચૂપ થઇ જવાનું કારણ એ હતું કે તેઓ વિદ્યાર્થીઓને પાઠ આપવા આવ્યા હતા. પાઠનો આરંભ થયો તેટલામાં હરિધ્વનિ સાંભળી તે બેભાન થઇ ગયા; ક્યાં આવ્યા છે અને શું કરવા આવ્યા છે તેની ખબર રહી નહિ; સર્વ વાત ભૂલી જઇ ભગવદ્‌ગુણનું વર્ણન કરવા લાગ્યા. મધ્યાહ્ન થવા આવ્યો કે શ્રી નિમાઇને બાહ્ય સ્ફુર્તિ થઇ આવી, તે જાગૃત થયા અને યાદ આવ્યું કે હું તો નિમાઈ પણ્ડિત છું, અને શિષ્યોને ધર્મોપદેશ કરવાને નહિ પરંતુ શીખવવા આવેલો છું. આ શું કહેવા માંડ્યું ? આ સ્મરણથી મનમાં કંઇક લજ્જા આવી, તેથી ચૂપ થઇ ગયા અને અપરાધીની પેઠે મસ્તક નીચું ઘાલી દીધું.

થોડી વાર પછી શ્રી નિમાઇ પણ્ડિત બોલવા લાગ્યા, " ઘણો વખત થયો છે, આજ માત્ર મઙ્ગલાચરણ કરી રહેવા દો, ચાલો હવે સર્વ સાથે ગઙ્ગાસ્નાન કરવા જઇએ; આજે જ આપણે શાળા પુનઃ ઉઘાડી છે, તેથી આજનો દિવસ આપણે દૈવી વિષયોની વાતોમાં ગાળ્યો એ ઠીકજ થયું. " આ સ્પષ્ટીકરણ વિદ્યાર્થીઓને ઘણું સ્વાભાવિક લાગ્યું; કેમકે ઈશ્વરનો ઉપકાર માન્યા વગર કાર્યનો આરંભ કદી પણ ન કરવો એવો આર્યોનો રિવાજ છે. આ પ્રકારે પ્રથમ દિવસ પસાર થઇ ગયો.

હરિ ગુણ કીર્તનનો બોધ.

બીજે દિવસે પ્રાતઃકાળે શ્રી નિમાઇ પુનઃ શાળામાં પધાર્યા. શ્રી ગૌરચન્દ્ર હૃદયમાં જે વૃત્તિઓ ઉત્પન્ન થાય તેને દબાવી દઈ સારી રીતે પાઠ આપવાનો નિશ્ચય કરી શાળામાં આવ્યા હતા. પણ પાઠશાળામાં બેસતાંજ પુનઃ અસાવધ થઇ ગયા અને આગલા દિવસની પેઠેજ પાઠ ન આપતાં હરિ, તેમની સાધુતા અને એવી એવી ભગવદ્‌ગુણ કીર્તનની વાતો કરવા લાગ્યા. એ દિવસે પણ પાઠ બંધ રહ્યો, પરન્તુ શ્રી નિમાઇ પ્રભુના ધર્મોપદેશથી તેમના શિષ્યોના હૃદયમાં બિલકુલ કલેશ કે કંટાળાની વૃત્તિ તેમજ હાસ્ય કરવાજેવું કંઇજ થયું નહિ; કારણ કે શ્રી ગૌરસુન્દરના મુખમાંથી નીકળતી શ્રીકૃષ્ણકથા ઘણી મધુર લાગતી હતી. તેમનો અવાજ દિવ્ય સંગિત કરતાં વિશેષ મધુર હતો, તેમના વિચારો રત્ન પેઠે ઝળકી ઊઠતા હતા અને તેમની વિચારશક્તિ જોઇ આત્માને શાન્તિ મળતી. વિદ્યાર્થીઓએ કદી પણ ધર્મસંબંધીના વિષયોપર વિચાર કર્યો નહતો. તેમને આ ઉપદેશમાંથી ઘણી અગત્યની બાબતો જાણવાનું મળ્યું. શ્રી નિમાઇ પણ્ડિતનો સંસ્કૃત ભાષા ઉપરનો કાબુ અસાધારણ હતો. તે ઉત્તમ પંક્તિના કવિ તથા સર્ગશક્તિવાળા વિચારક અને તત્વજ્ઞાની હતા. પ્રાતઃકાળથી બે પહોર સુધી શ્રી નિમાઇ પણ્ડિત શ્રીકૃષ્ણકથા કર્યા કરતા હતા, ને વિદ્યાર્થીઓ ચિતરેલાં પુતળાં પેઠે સ્થિર રહીને બેઠા બેઠા સાંભળ્યા કરતા હતા. શ્રી ગૌરસુન્દર જે સમયે કથા કહેતા તે વખતે તે એક અપૂર્વ શક્તિનું ભાન કરાવતા. વિદ્યાર્થીઓ જાણતા કે નિમાઇ પંડિતનું ચિત્ત આવેશમાં છે, અને તેમને બાહ્ય જગતનું ભાન નથી, તેમ છતાં એમનાં વાક્યોની છટા એવી તો સુંદર હતી કે તેવી મનુષ્યનાં વાક્યમાં હોવી

સંભવતી નથી; આથી જે વિદ્યાનુરાગી હતા તે શ્રી નિમાઇની કૃષ્ણકથામાં વિદ્યાનો સ્વાદ ચાખતા; જે કવિતાનુરાગી હતા તે કવિત્વનું આસ્વાદન લેતા; જે ભક્ત હતા તેઓ ભક્તિનું સુખ પામતા; જે પ્રેમી હતા તેઓ પ્રેમના તરઙ્ગનો આનંદ લેતા; ટૂંકામાં કોઇને પણ તેમનું વ્યાખ્યાન અણગમતું થતું ન હતું. એ દિવસે પણ શિક્ષણ આપવાને બદલે ઉપદેશ આપ્યો એ જાણી શ્રી નિમાઇ પ્રભુ ચમક્યા, પુનઃ તેમને લજ્જા આવી અને હવે પછી પોતાના કાર્યપર વિશેષ લક્ષ આપવાનો તેમણે પોતાના મનમાં નિશ્ચય કર્યો.

श्री कृष्ण कथानो बोध.

બીજો દિવસ થયો અને બરાબર આગલા દિવસની પેઠેજ થયું. પોતાના ગુરુજીનું શું કરવું તેની વિદ્યાર્થીઓને ગમ પડી નહિ. તેમણે જોયું કે તે હંમેશના જેવાજ શક્તિમાન, કુશલ, અને માયાળુ છે, અથવા વિશેષમાં બોલીએ તો પહેલાં દર્શાવતા તે કરતાં વિશેષ ઉચ્ચ અંશે તે આ ગુણો પ્રદર્શિત કરે છે. તોપણ પોતાના અભ્યાસમાં તેઓ આગળ ચાલી શક્યા નહિ. ગુરુજીએ જેટલા માસ યાત્રામાં ગાળ્યા હતા તે દરમ્યાન તેઓ પોતાનો અભ્યાસ બિલકુલ વધારી શક્યા ન હતા. એ પાછા પધારે ત્યારે વધારે મહેનત કરી ગુમાવેલા સમયનું સાટું વાળી લેવા તેમણે નિશ્ચય કર્યો હતો; પણ ગુરુજી પાછા પધાર્યા છતાં હજી આપણે કંઇ કરતા નથી એમ તેમને લાગ્યું.

विद्यार्थीओनी चर्चा गंगादास पंडितनी मुलाकात.

બધા વિદ્યાર્થીઓએ સાત દિવસ સુધી શ્રી ગૌરાઙ્ગ પ્રભુના મુખથી કૃષ્ણકથા સાંભળી, પણ આમાં બે ચાર વિદ્યાર્થીઓનો જ માત્ર વિરુદ્ધ મત થયો. એક કહેવા લાગ્યો કે, " હું વિદ્યાભ્યાસનિમિત્તે ઘર છોડી દૂર દેશથી આવ્યો છું, કંઈ કૃષ્ણકથા સાંભળવાને આવ્યો નથી; કોણ જાણે અધ્યાપકજીની શી દશા થઈ ગઇ છે ! " બીજો કહેવા લાગ્યો કે, " પંડિત ઉપર જુનો વાયુ ચડી આવ્યો છે. " કેટલાક વિદ્યાર્થીઓ ભેગા થઇ પોતાના ગુરુજીના ગુરુ ગંગાદાસ પંડિત પાસે ગયા અને તેમને સાષ્ટાંગ દંડવત્ કરી પોતાની અવસ્થા કહેવા લાગ્યા. તેમણે કહ્યું, "મહારાજ ! શ્રી નિમાઇ પંડિત જેવા પંડિત ત્રિલોકમાં નથી. અમે સર્વ પણ ભગવાનની સમાન એમની ભક્તિ તથા પિતાની સમાન એમની સાથે સ્નેહ રાખીએ છીએ; પરન્તુ ગયાજીથી આવીને એમણે ભણાવવાનું છોડી દીધું છે. એમણે અમને કંઇ અભ્યાસ કરાવ્યો નથી, પણ અભ્યાસનો દૈરવલો બધો સમય શ્રી કૃષ્ણ અને તેમની સાધુતાની વાતમાં જાયે છે ! પાઠશાલામાં બેઠા બેઠા કેવલ શ્રી કૃષ્ણ ભજો એટલુંજ કહ્યા કરે છે. આપ કૃપા કરી તેમને બોલાવી અમને વ્યવસ્થાથી શીખવે એમ કરો તો મહાન કૃપા ! !

શ્રી નિમાઈ પ્રભુના સંબંધમાં ગઙ્ગાદાસ પંડિત ઘણી આશા રાખતા હતા. તેમનું આવું વૃત્તાન્ત સાંભળી તેમને દુઃખ થયું. ગઙ્ગાદાસ પંડિત નવદ્વીપના એક વિખ્યાત પંડિત હતા, તોપણ અંદરખાનેથી તે નાસ્તિક હતા. એમના વિચાર પ્રમાણે શાસ્ત્રચર્ચા કરવી એ જીવનનું પ્રધાન કર્મ હતું. વિદ્યાર્થીઓની વિજ્ઞપ્તિ સાંભળી ગંગાદાસ હા ! હા ! ! હા ! ! ! કરી હસી ઊઠયા અને બોલ્યા, " હાં ! હવે નિમાઈ સાધુ બન્યા છે ! ઠીક,

આવતી કાલે સન્ધ્યાકાળે તમે નિમાઇને મારી પાસે બોલાવી લાવજો એટલે હું તેમને સારી પેઠે સમજાવી શિક્ષણકાર્યમાં વિશેષ લક્ષ આપવાની આજ્ઞા આપીશ."

પ્રાતઃકાલે શ્રી નિમાઇ પંડિત પુનઃ પાઠ આપવા આવ્યા અને પુનઃ તેજ આવેશ તેમને આવ્યો; વિદ્યાર્થીઓને શાસ્ત્રનો પાઠ ન આપતાં પાછા ભગવદ્‌ગુણ કીર્તન કરવા લાગ્યા અને સર્વ વિદ્યાર્થીઓ સ્તબ્ધ બની સાંભળવા લાગ્યા—

એટલામાં શ્રી નિમાઇ પંડિત એકદમ ચેતનામાં આવ્યા. વિદ્યાર્થીઓને પાઠ ન આપતાં કૃષ્ણકથા કરી રહ્યા છે તેનું સ્મરણ થવાથી લજ્જા આવી અને મોઢું નીચું ઘાલ્યું. રોજ તો તે પાઠશાલા બંધ કરી ગઙ્ગાસ્નાન કરવા ચાલ્યા જતા પણ આજે એમણે તેમ ન કર્યું. મુખ્ય મુખ્ય શિષ્યોના મુખપ્રતિ જોઇ પૂછવા

**ગુરુ શિષ્યનો વાર્તાલાપ.**

લાગ્યા, "તમે ખરેખરૂં સત્ય કહી દો કે મેં કેવી વ્યાખ્યા કરી છે !" આ સાંભળી વિદ્યાર્થીઓએ કંઇ ઉત્તર આપ્યો નહિ, સર્વ ચૂપ ચાપ બેસી રહ્યા; ત્યારે શ્રી ગૌરચન્દ્રે પુનઃ પૂછ્યું, "હું કેવી રીતે પાઠ આપું છું તે તમે સરલ ભાવથી કહો. મને લાગે છે કે તમારો અભ્યાસ સારો થતો નથી." ત્યારે એક વડો શિષ્ય બોલ્યો, "ગુરુદેવ ! આપ જે વ્યાખ્યાન આપો છો તે ઠીક છે; આપની શક્તિનો અવધિ નથી. જ્યાં જે શબ્દનો જેવો અર્થ આપ કરવા માગો છો તેવો કરો છો. આપને કોઇ કંઇ પણ પાઠ પૂછે છે તેમાં આપ કેવલ હરિગુણની વ્યાખ્યા કરો છો. વાસ્તવિક રીતે આપ જે અર્થ કરો છો તેજ ઠીક છે, પરંતુ અમે જે ઉદ્દેશથી શીખવા આવ્યા છીએ તે સિદ્ધ થતો નથી. જ્યારથી આપ ગયાજીથી પધાર્યા છો ત્યારથી એક દિવસ પણ આપે સાવધાનતાથી પાઠ આપ્યો નથી."

ત્યારે શ્રી નિમાઇ પંડિત અત્યન્ત લજ્જા પામી કહેવા લાગ્યા, "ભાઇઓ ! કોણ જાણે મને શું થયું છે કે કૃષ્ણ નામ સિવાય અન્ય કંઇ હું શીખવી શકતો નથી !" થોડી વાર ચૂપ રહી પાછા કહેવા લાગ્યા, "તમારી આગળ સ્પષ્ટ વાતજ કહેવી જોઇયે. બોલો, શું મને પ્રથમનો વાયુરોગ પાછો થયો છે ?" શિષ્યો કહેવા લાગ્યા, "વાયુનો રોગ કેમ કરી કહેવાય ! આપ જે અર્થ કરો છો તેનું ખંડન કરવાવાળો ત્રિલોકમાં કોઇ દષ્ટિએ પડતો નથી. આપની જેવી ભક્તિ છે તેવી કદી કોઇએ જોઇ નથી. વાયુરોગ હોય તો આપનું વચન આટલું મધુર કેમ હોય ?"

ત્યારે શ્રી નિમાઇ પંડિત બોલ્યાઃ—"એક અત્યન્ત ગુપ્ત વાત તમારી આગળ કહું છું, તે અન્યત્ર કહેવાની નથી; તમે લોકો મારા પોતાના માણસો છો, તેથી તમને કહું છું. હું જ્યારે ઘેરથી આવું છું ત્યારે મનમાં એવો દઢ સંકલ્પ કરી આવું છું કે પાઠ સારી રીતે આપવો. પણ પાઠ આપતી વખતે એક કૃષ્ણવર્ણ બાલક* મારી સન્મુખ ખડા થઇ જઇ મુરલી વગાડયા કરે છે એથી મારી બુદ્ધિનો લોપ થઇ જાય છે

**શ્રી કૃષ્ણ ભગવાન મુરલી બગાડે છે.**

* "श्याम वरन शिशु एक बजावत बांसुरी." (चैतन्य भागवत)

અને અહું પરવશ બની જાય છે." આટલું કહેતાં કહેતાં નિમાઇ પંડિત પરવશ થવા લાગ્યા, પણ મહા કષ્ટે ધૈર્ય રાખી તે પાઠશાલા છોડી ઘેર ગયા.

**पंडित गंगादासनी श्री निमाई प्रभुने शिखामण.**

સન્ધ્યા કાળે શિષ્યોને સાથે લઇ પંડિત ગઙ્ગાદાસની આજ્ઞાનુસાર શ્રી ગૌરસુન્દર તેમને ઘેર ગયા અને પછી નમ્રતાથી તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. ગઙ્ગાદાસે "વિદ્યાલાભ થાઓ" કહી આશિર્વાદ આપ્યો, અને પછી તેમને શિખામણ દેવા મંડયા. "વિશ્વમ્ભર ! અનેક જન્મની તપશ્ચર્યાથી અધ્યાપક થવાય છે. તમે નીલામ્બર ચક્રવર્તીના દૌહિત્ર અને જગન્નાથમિશ્રના પુત્ર છો. તમારા માતામહ અને પિતા જગતમાં વિખ્યાત પંડિત હતા. તમને અતિ પરિશ્રમથી મેં વિદ્યાદાન આપ્યું છે અને તમે પણ મારી પત રાખી છે. આખા ગૌડદેશમાં તમારૂં નામ પ્રસિદ્ધ થઇ રહ્યું છે. તમારી વ્યાકરણની ટીકા જનસમાજમાં આદર પામી છે. પણ નિમાઇ ! મારા સાંભળવામાં આવ્યું છે કે હમણાં સઘળું પઠન પાઠન છોડી તમે "હરિભક્ત" થયા છો ! તમે તમારો સર્વ ઉત્સાહ અને શક્તિ હવે ધર્મવિષયમાં વાપરો છો ! તમે તમારૂં અભિમાની મસ્તક ધર્મની મૃદુ ધુરાને નમાવ્યું છે, એ જાણી મારા કરતાં કોઇને વિશેષ આનંદ થઈ શકે નહિ; પણ તમારી અસાધારણ શક્તિ એક અધ્યાપક તરીકે તમારૂં મોટું ભવિષ્ય સુચવે છે વારુ કહો તો ખરા કે તમારા માતામહ અને પિતા શું નહોતા જાણતા કે અમારી સદ્‌ગતિ નથી થવાની. આ સર્વ પોકળપણું તમે છોડી દો; અને જો કે કોઇ પણ રીતે તમારી ધર્મપરની આસ્થામાં સહેજ પણ ઓછા ઉત્સાહી થવાનું હું કહેતો નથી, તોપણ વ્યવહારી શિક્ષણ સારુ તમારી શાળામાં આવતા યુવાનો, જેમની તમારાપ્રતિ પુષ્કળ પ્રીતિ છે, તેમને સારુ હું તમારી પાસે માંગી લઉં છું કે તેમના અભ્યાસ તરફ તમારો ઉત્સાહ અને શક્તિ વાપરો. સારી પેઠે મન દઇને વિદ્યાર્થીઓને શીખવો. તમારા વિદ્યાર્થીઓ બીજા કોઇ પાસે અભ્યાસ કરવા ઇચ્છતા નથી અને તમારી પાસે પણ તેમનો અભ્યાસ થતો નથી, તેથી એ સર્વ ઘણા દુઃખ પામે છે. તમને મારા સોગન આપી કહું છું કે તેમને સારી રીતે શિક્ષણ આપવાનું શરુ કરો."

**श्री निमाई प्रभुनी पूर्ववत् शिक्षण आपवानी प्रतिज्ञा.**

શ્રી નિમાઇ પણ્ડિત ઘણા શરમાયા, પોતાનો અપરાધ કબૂલ કર્યો, અને "ક્ષમા કરો" કહી ગઙ્ગાદાસની ક્ષમા સારુ પ્રાર્થના કરી, તથા સર્વ આગળ "મારા કાર્યમાં હવે હું સારી પેઠે લક્ષ આપીશ" એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી. શ્રી નિમાઇ પ્રભુ સાવધાન અને સ્વતંત્ર હતા. પોતાના વિદ્યાગુરુને ત્યાંથી પ્રથમના નિમાઇની પેઠે તે સર્વ શિષ્યોને સાથે લઈ રસ્તામાં ભાષા અને તત્વજ્ઞાન સંબંધી ચર્ચા કરતા રત્નગર્ભ આચાર્યને બારણે આવી બેઠા. રત્નગર્ભ શ્રી નિમાઇ પ્રભુના પિતા જગન્નાથમિશ્રની જન્મભૂમિ શ્રીહટ્ટ( સિલ્હટ )ના નિવાસી હતા; તે અત્ર આવી વસેલા હતા.

તેમના ભારણા આગળ ડુપટો નાખી શિષ્યમંડળ સાથે શ્રી નિમાઈ પ્રભુ બેઠા અને શાસ્ત્રવાદમાં તેમને ખુબ ગરક કરી દીધા. આમ ચાર ઘડી રાત્રિ વહી ગઈ. શિષ્યમંડળ પોતાના ગુરુજી તેમની જૂની પદ્ધતિ પ્રમાણે શીખવે છે તે જોઈ આનંદમાં મગ્ન થઈ ગયા અને શ્રી નિમાંઈ પણ્ડિતના અદ્ભૂત પાણ્ડિત્યનો અનુભવ કરવા લાગ્યા, તથા ધ્યાનપૂર્વક તેમનું કહેવું સાંભળવા લાગ્યા. એટલામાં રત્નગર્ભ પોતાના પૂજા-ગૃહમાં સાયંકાલની પૂજા કરતા હતા, તેમણે શ્રીકૃષ્ણના વર્ણનવાળો નીચેનો શ્લોક શ્રીમદ્-ભાગવતમાંથી મધુર અને મોટા સ્વરથી અસરકારક રીતે ગાયોઃ—

**શ્રી નિમાઈ પ્રભુનું પૂર્વ વત્ વ્યાખ્યાન.**

श्याम हिरण्य परिधि वनमाल्यबर्ह,-
धातुप्रवालनटवेशमनुव्रतांसे ।
विन्यस्तहस्तमितरेण धुनानमब्जं,
कर्णोत्पलालककपोलमुखाब्जहासम् ॥

( १० स्कन्ध २३ अध्याय २२ श्लोक. )

શ્રીકૃષ્ણ ભગવાનના રૂપના વર્ણનવાળા આ શ્લોકનો ધ્વનિ કાને પડતાંજ અને તેનો નિમાઇના હૃદયને સ્પર્શ થતાંજ તેમની સર્વ બુદ્ધિ-પ્રવૃત્તિ અટકી પડી, અને વૃક્ષ પરથી શર વાગતાં પડેલા પક્ષીની પેઠે તે " મારા કૃષ્ણ !" એમ ઉદ્ગાર કહાડી પૂર્ણ એકાગ્રચિત્તાવસ્થામાં પૃથ્વિઉપર મૂર્ચ્છિત થઇ પડયા !

પોતાની દાસીઓ પ્રતિ રાધાએ કહ્યું છે કે " સરલ હૃદયની કન્યાઓનાં ( જે કન્યાઓ નદીમાં સ્નાન કરવા જાય છે તેમનાં ) હૃદય ચોરવાને કદંબ વૃક્ષ નીચે જે રાહ જોતા રહે છે તે મનોહર સૌન્દર્યવાળા શ્રીકૃષ્ણ ભગવાનની રૂપેને હું ભોગ થઇ પડું ! તેટલા સારુ યમુનામાં કદી પણ સ્નાન કરવા ન જવું એવી તમે મને સલાહ આપી હતી, પણ શ્રીકૃષ્ણ ભગવાનનો પ્રતિરોધ કરવાના મારા પોતાના બળમાં મને વિશ્વાસ હોવાથી મેં તમારી સલાહની અવગણના કરી. પરન્તુ અફસોસ ! અફસોસ ! તેમણે મારું પોતાનું જ નહિ પરંતુ જે સર્વ મારૂં છે તેનું-મારા ભિન્નત્વનું પણ સ્વામિત્વ લઈ લીધું છે; અને હવે જ્યાં જ્યાં હું દૃષ્ટિ ફેંકું છું ત્યાં ત્યાં શ્રીકૃષ્ણચંદ્ર સિવાય અન્ય કંઇ હું દેખતી નથી."

**શ્રી રાધા જેવી નિમાઈ પ્રભુની સ્થિતિ.**

આજ પ્રમાણે પોતાના હૃદય સમીપ શ્રીકૃષ્ણ ભગવાનને કદી નહિ આવવા દેવાનો નિશ્ચય કરી શ્રીનિમાઇ પ્રભુ પોતાના ગુરુ પાસેથી વિદાય થયા હતા. પણ અફસોસ ! શ્રીકૃષ્ણ ભગ-વાન સંબંધના રત્નગર્ભના એક શ્લોકે તેમનો સર્વ નિશ્ચય ધોઇ નાખ્યો. મોટા બુદ્ધિ-માન અને વિદ્વાન મનુષ્યો ભક્તો અને સાધુઓને મૂર્ખો કહીને હસી કહાડે છે; પણ ભક્તિનું એક કિરણ જો કોઇ પણ પ્રકારે તેમનાં હૃદયમાં પ્રવેશ કરે છે તો ઉદય પામતા સૂર્ય સન્મુખ ધુમસની પેઠે તેમની કહેવાતી સર્વ વિદ્વત્તા અને ડહાપણ તેમના મનમાંથી ખસી જાય છે. અભિમાની સાર્વભૌમ શાસ્ત્રીએ આવીજ રીતે શ્રી નિમાઇ પ્રભુની ચેષ્ટાઓ ઉપર

હાસ્ય કર્યું હતું; પણ જ્યારે તેનો મત બદલાયો ત્યારે તેણે નીચેના આશ્ચર્યવાળી ટુકો જોડી હતીઃ—

ભલે સુજ્ઞો કરે હાંસી, નહિ દરકાર કંઇ અમને;
સુધા હરિનામ ભક્તિની, કરો રસપાન મત્ત થઇને,
ફરીને કરીએ આનંદ, ફરીને કરીએ આનંદ;
જગાવોજી હરિનામ, બતાવોજી હરિ નામ.

હવે જાહેરમાં શ્રી નિમાઇ પ્રભુ ઉપર આ રીતે શુભ સત્તાઓની અસર થવાનો આ પ્રથમ જ પ્રસંગ હતો. વિદ્યાર્થીઓએ પણ કદી તેમની આવી દશા જોઇ ન હતી. વિદ્યાર્થીઓ આગળ મનને બનતી રીતે શ્રી નિમાઇ સાચવતા પણ શ્રી ભાગવતનો એ શ્લોક સાંભળ્યો કે પોતાની મનોવૃત્તિને તે કાબુમાં રાખી શક્યા નહિ.

શર ભોંકાયલા પક્ષીની પેઠે તે પૃથ્વિપર ગબડી પડ્યા. એ જોઇ શિષ્યો ગભરાઇ ગયા અને તેમને પકડી લીધા. જુએ છે તો તેમાં પ્રાણજેવું કંઇ મળે નહિ ! શું કરવું તેની તેમને સમજ પડી નહિ. બધા જ ઘણો ભય પામ્યા ! ગુરૂના મુખપર જલ છાંટવા લાગ્યા. ઘણીવારે શ્રી નિમાઇ પ્રભુ સચેત થયા, તેમનાં નેત્રોમાંથી પ્રેમની ધારા વહી રહી હતી અને તે પ્રેમના તરંગોમાં વિહ્વલ બની પૃથ્વિપર આળોટતા હતા. આંસુથી જમીન ભીની થઇ. બધા જ વિસ્મય પામી જોયા કરતા હતા. રસ્તે જતા લોકો પણ ત્યાં એકઠા થયા. શ્રી નિમાઇ પ્રભુ ધૂળમાં આળોટતા આળોટતા બોલ્યાઃ "શ્લોક બોલો." રત્નગર્ભે પુનઃ શ્લોક ઉચ્ચાર્યો.

श्री कृष्ण स्वरूपना वर्णनना श्लोकनी प्रभु निमाईपर असर.

શ્લોક સાંભળતાં જ શ્રી ગૌરસુન્દર ઉઠી બેઠા થઇ ગયા; ફરીથી જમીનપર પડ્યા; ફરીથી કહેવા લાગ્યા; "ફરી શ્લોક બોલો," ત્યાર પછી વાણીથી બહુ બોલી શકતા ન હોવાથી માત્ર "બોલો," "બોલો" એમ કહેવા લાગ્યા. શ્લોક બોલવાની જ આજ્ઞા કરે છે એમ સમજી રત્નગર્ભ પુનઃ પુનઃ શ્લોક બોલવા લાગ્યા. આથી શ્રી નિમાઇ પંડિતે ઉઠીને ઘણા આનંદથી રત્નગર્ભને આલિંગન દીધું.

રત્નગર્ભ શ્રી નિમાઇ પ્રભુનું આલિંગન પ્રાપ્ત થતાં જ તેઓ પ્રેમથી વિહ્વલ થઇ ગયા. તે પણ પ્રેમમાં ગળવા લાગ્યા. આ રત્નગર્ભ શ્રી ગૌરાંગ પ્રભુના પ્રથમ કૃપાપાત્ર ગણાય છે. રત્નગર્ભ શ્રી નિમાઇ પ્રભુને ચરણે પડ્યા, વળી રડવા લાગ્યા, શ્લોક બોલવા લાગ્યા. સદ્‌ભાગ્યે ત્યાં ગદાધર પણ હતા. જ્યાં શ્રી ગૌરાંગ પ્રભુ ત્યાં ગદાધર હોય જ. આવી એકાગ્રાવસ્થામાં ગદાધરે પૂર્વે શ્રી ગૌરાંગ પ્રભુને જોયા હતા અને તેથી તેમને શુદ્ધિમાં આણવા શું કરવું જોઇયે તેની તેમને ખબર હતી. તે જાણતા હતા કે રત્નગર્ભ જેમ શ્લોક બોલશે તેમ શ્રી નિમાઇ પંડિત વધારે વિહ્વલ થતા જશે.

रत्न गर्भ प्रभुना पहेला कृपापात्र.

श्लोक बोल्वानी गधाधरे ना पाडी.

ગદાધર શ્રી નિમાઇ પ્રભુને પોતાના જીવન કરતાં વિશેષ પ્રેમથી ચહાતા હતા. પોતાના મિત્ર પૃથ્વિપર આળોટે, તેમનું સોના જેવું શરીર ધૂળથી ખરડાય અને ફુવારામાંથી જેમ પાણી છૂટે તેમ તેમનાં નેત્રોમાંથી આંસુ વહે, એ જોઇ ગદાધરના હૃદયમાં અતિશય દુઃખ થયું. તેથી જ્યારે શ્રી નિમાઇ પ્રભુએ રત્નગર્ભને પુનઃ શ્લોક બોલવા કહ્યું ત્યારે ગદાધરે તેમને ન બોલવાની વિજ્ઞપ્તિ કરી. તે બંધ રહ્યા એટલે પ્રભુએ " બોલો બોલો " એમ અનેકવાર કહ્યું પણ રત્નગર્ભ ફરી શ્લોક બોલ્યા નહિ.

श्री गौरांङ्ग प्रभु सावध थया.

થોડીવાર પછી શ્રી ગૌરચન્દ્રને થોડુંક ચેતન આવ્યું. તેમનું સુવર્ણસમાન અંગ ધૂળવાળુ થયું હતું. પછી તેઓ પૂર્ણ સાવધ થયા, ત્યારે ઉઠી બેઠા અને લજ્જા સાથે બોલ્યા. " કેમ વારુ, કહો તો ખરા મેં શું તોફાન કર્યું ! " કોઇએ કંઇપણ ઉત્તર આપ્યો નહિ. પછી સઘળા તેમને લઇ ગંગાસ્નાન કરવા ગયા. ત્યાંથી સુખરૂપ તેમને ઘેર આણી તેઓ તેમને તેમની માતાને સોંપી ચાલ્યા ગયા.

दैवी सत्ताओनी असर नीचे श्री गौरांङ्ग प्रभु.

બીજે દિવસે પ્રાતઃકાળે શ્રી નિમાઇ પંડિત પોતાના સઘળા વિદ્યાર્થીઓ સાથે પાઠશાલામાં બેઠા. શિષ્યોએ આગલા દિવસનો બનાવ જોઇ ઘણા આનંદમાં રાત્રિ ગુજારી. શ્રી નિમાઇ પ્રભુની સ્થિતિ પરથી વિદ્યાર્થીઓમાં જે ભક્તિ ઉદય પામી હતી તે આ સમયે પૂર્ણ રૂપે હૃદયમાં પ્રકાશી રહી હતી. તે વિદ્યાર્થીઓને પોતાના ગુરુ પોતાના કરતાં ઘણા ઉચ્ચ પંક્તિના પુરુષ લાગ્યા. તે સર્વ રીતે દિવ્ય દેખાતા હતા. શ્રી નિમાઇ પ્રભુ પોતાના સ્થાન પર યોગાસન કરી વિરાજમાન થયલા હતા. સુવર્ણસમાન સુન્દર અંગમાંથી મહાપુરુષ પેઠે તેજ નિકળી રહ્યું હતું. તેમનાં વિશાલ નેત્રોમાંથી સર્વપ્રતિ અકથ્ય પ્રેમ વહેવડાવતા હતા. શાન્ત, સરલ, સુન્દર અને નિર્દોષ મુખમુદ્રા મલિન થયેલી જણાતી હતી, તથાપિ આનંદમય હોઇ અગાધ શાણપણની સાક્ષી પૂરતી હતી. પદ્મદલ જેવાં લોચન રુદન કરતાં કરતાં લાલચોળ બની રહ્યાં હતાં. પ્રભુ ઘણા પ્રયત્નથી પણ તે ખાળી શકતા ન હતા. તે પોતાના વિચારોમાં મગ્ન થયેલા હતા, પણ શિષ્યો ભક્તિ ભાવથી તે અદ્દભુત મૂર્તિનું દર્શન કરી રહ્યા હતા. પ્રભુ ચારિત્રથી, તેમનાં મન સંપૂર્ણ ભ્રમણામાં પડ્યાં હતાં, છતાં તેઓ ખાત્રીથી માનતા હતા કે આપણા ગુરુજીમાં મનુષ્ય કરતાં કંઇક વિશેષ છે. તેમને નિશ્ચય થયો કે આપણા અધ્યાપક શુક, પ્રલ્હાદ કે નર નારાયણ હશે, પણ તે આપણા જેવા મનુષ્ય તો નથીજ. શ્રી નિમાઇ પ્રભુ જે રસમાં નિમગ્ન થઇ રહ્યા હતા તે રસમાં ભંગ કરી સામાન્ય પાઠ તેમને પૂછવાની કોઇએ પ્રવૃત્તિ કરી નહિ. એટલામાંજ શ્રી નિમાઇ પણ્ડિતને શુદ્ધિ આવી. તે પુનઃ શરમાયા. આગલા દિવસે જે સત્તાને આધીન હતા તે સત્તા ઉપર વિજય મેળવવામાં તે સફલ થયા, અને પોતાના શિષ્યોને પાસે આવવાની તેમણે ઇસારત કરી.

શિષ્યો પાસે ગયા અને શ્રી નિમાઇ પ્રભુ બોલવા લાગ્યા. તેમના પ્રત્યેક ઉચ્ચારમાં ગુપ્ત ઉદાસીનતા પ્રતીત થતી હતી. " મારા મિત્રો ! તમે મને સ્પષ્ટ કહો

કે તમારા અભ્યાસમાં તમને મારા તરફથી કંઇ સહાય મળતી નથી એ શું ખરી વાત નથી"? મસ્તક નીચાં નમાવી તેઓ શાન્ત રહ્યા. શ્રી નિમાઇ પ્રભુ આગળ બોલ્યા, "હા, મને લાગે છે કે તમને હવે મારા તરફથી કંઇ સહાય મળતી નથી. કૃપા કરી કહો કે હું શું કરું છું?" શ્રી નિમાઇ પ્રભુ પૂર્ણ સાવધ હતા. વળી તે બોલ્યા," મિત્રો! કહો કે અત્ર આવી હું કેવી રીતે વર્તું છું"?

**विद्यार्थीनो विनय पूर्वक उत्तर.**

એક વિદ્યાર્થીએ વિનયપૂર્વક ઉત્તર આપ્યો: "પંડિતજી, આપ હવે અમને કંઇ પણ શિક્ષણ આપતા નથી એ પૂરેપૂરું સત્ય છે. આપ માત્ર શ્રી કૃષ્ણ ભગવાન સંબંધીજ બોલોછો. આપ જે જે કહોછો તે સર્વ સત્ય અને સારું છે, અને અમારામાંના કોઇને પણ શંકા નથી કે મનુષ્યજીવનનો ઉદ્દેશ ઇશ્વરપ્રાપ્તિ છે. પરંતુ એવી વાતો ગમે એવી મૂલ્યવાન છે તોપણ તે સાંભળવાના હેતુથી અમે-વિદ્યાર્થીઓ કંઇ આપની શાળામાં દાખલ થયા નથી."

ક્ષણભર વિચાર કરી શ્રી નિમાઈ પ્રભુએ ઉત્તર આપ્યો: "હા, મને સહેજ એવું સ્મરણ થાય છે કે હું તમારી પાસે શ્રી કૃષ્ણ ભગવાન વિષેજ બોલુંછું, અને તમારા પાઠ સંબંધી કંઈ પણ બોલતો નથી."

**श्री निमाईनी स्थितिनुं वर्णन.**

બીજો વિદ્યાર્થી હવે વચ્ચે આવી બોલ્યો, "પંડિતજી, ! આપ ગયાજીથી પાછા પધાર્યા ત્યારથી અમારા અભ્યાસ વિષે આપે કદી એક શબ્દ પણ કહાડ્યો નથી. ગઇ રાત્રે એક શ્લોક સાંભળી આપ મૂર્ચ્છા પામી ગયા હતા. ઘણું કરીને તે સંબંધી આપને કંઇ પણ સ્મરણ નથી; પરંતુ અમે તે બનાવ પ્રત્યક્ષ જોયો છે, અને આપના વર્તનથી અમારા ઉપર ખૂબ અસર થઇ છે, અને તેથી અમારી ખાત્રી થઈ છે કે પૃથ્વિપરનાં સર્વ મનુષ્યોમાં આપ શ્રી કૃષ્ણ ભગવાનના ઘણા ભાવિક તથા પ્રિય ભક્ત છો."

પોતાની સાથે આ પ્રમાણે વાત કરતા વિદ્યાર્થીપ્રતિ શ્રી નિમાઇ પ્રભુ જોઈ રહ્યા, અને તેમનાં નેત્રોમાં આંસુ આવ્યાં. ઘણી ઉદાસીનતાથી તેમણે ઉત્તર આપ્યો: "હા, મને સમજાયું છે કે તમને મારા તરફથી કંઈ પણ સહાય મળતી નથી. તમારા અધ્યયનપર મારું ચિત્ત પરોવવા મેં મારાથી બનતું કર્યું છે, પરંતુ હું નિષ્ફળ થયોછું. મને મારો જૂનો ઉન્મત્તાઇનો વ્યાધિ પુનઃ થાય એ શું બનવા જોગ છે?"

**श्री निमाई प्रभुना व्याख्यान संबंधी विद्यार्थीना विचारो.**

"ના, તેમ હોઇ શકેજ નહિ," તેમણે સર્વે એક સ્વરે ઉત્તર આપ્યો. "આપ જ્યારે બોલોછો ત્યારે આપના ઓષ્ઠમાંથી ચળકતાં રત્નો ખરે છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચારમાં આપની નિપુણતા ચમત્કારિક છે. આપનું ભાષણ અમને દાસ કરી મૂકે છે, અને પરમાનંદ અનુભવાવે છે. આપની ઇશ્વરપ્રતિની ભક્તિ કલ્પી ન શકાય તેવી છે. નાજી, કદી પણ એ ઉન્માદ હોઈ શકે નહિ." તેઓ બોલી રહ્યા એટલે શ્રી નિમાઇ પ્રભુ બોલ્યા:" સર્વ વિદ્યાર્થી ભાઇઓ, મારા મિત્રો! હવે આ પ્રકારે તમને હંમેશ હું ક્યાં સુધી છેતરીશ. હું તમારી સાથે નિષ્કપટપણે વર્તીશ, અને બીજા

श्रीनिमाई प्रभु अध्यापक तरीके काम नहि करी शके.

જનોને નહિ કહેવાય તે હું તમને કહીશ. હું તમારી પાસે એક ભિક્ષા માગું છું. તમે સર્વ મને ક્ષમા આપો. હું તમને શીખવી નહિ શકું. મેં કહ્યુંજ છે કે જ્યારે હું શીખવવા બેસું છું ત્યારે શ્યામવર્ણના એક બાલક મારી સન્મુખ આવી મુરલી વગાડવા મંડે છે, અને તેમને જોતાંજ મારી બુદ્ધિનો લોપ થઇ જાય છે; અને પછી તે સમયે "કૃષ્ણ" નામથી ભિન્ન અન્ય કંઇ પણ મારા મુખમાંથી નિકળતું નથી." આટલું તે બોલ્યા એટલે તે સુંદર બાલકની પ્રતિમા તેમનાં મનશ્ચક્ષુ સન્મુખ આવી ઉભી રહી. અને પરિણામ એ આવ્યું કે તે બેશુદ્ધ થઇ પડવાની તૈયારીમાં આવી ગયા! પરંતુ પ્રબલ ઇચ્છાના યત્નથી, જો કે તે સત્તાની અસરમાંથી સાવધ થવાને તેમને થોડોક સમય લાગ્યો તોપણ, તે સત્વર શુદ્ધિમાં આવી ગયા. શોકાતુર વદને તેમણે પોતાનું બોલવું આ પ્રમાણે પૂરૂં કર્યું: "સારાંશ, મારી પાસે શીખવું એ માત્ર વિડંબનાજ છે. મારા મનમાં શ્રી કૃષ્ણ ભગવાન અને તત્સંબંધી વિષયો સિવાય અન્ય કંઇ પણ આવતું નથી; મારી બુદ્ધિ અને મારા સર્વ પુરુષપણાના તે કેવલ અધિષ્ઠાતા થઇ બેઠા છે; માટે પ્રિય મિત્રો, હું તમારી આજ્ઞા લઇશ. હું સરલ ચિત્તે તમને અનુમતિ આપું છું કે તમારી જ્યાં ઇચ્છા હોય ત્યાં જઇ શિખો અને મને ક્ષમા કરો. શ્રી કૃષ્ણ ભગવાન સદૈવ તમને સુખી રાખો! મને વિસરશો નહિ, તેમજ તમારૂં કદી પણ હું વિસ્મરણ કરી શકીશ નહિ." આટલું બોલી પોતાના વિદ્યાર્થીઓ પ્રતિ તેમણે માયા ભાવથી જોયું, અને નીચું મુખ કરી તેવિશ વર્ષના અધ્યાપક શ્રી નિમાઇ પંડિત છાતીફાટ રુદન કરતા કરતા પુસ્તક બાંધવા લાગ્યા!

विद्यार्थीओ उदास थई गया.

શ્રી નિમાઇ પ્રભુના સ્વરની ઉદાસીનતા તેમના ભાવ અને શોકાતુર કાન્તિથી તેમના વિદ્યાર્થીઓ ઉપર બહુ સબળ અસર થઇ. સેંકડો વિદ્યાર્થીઓ પોતાના અધ્યાપકની આ વાત સાંભળતા હતા. શ્રી નિમાઇ પંડિત કરુણ સ્વરથી જે વાત કહેતા હતા તેનો પ્રત્યેક અક્ષર વિદ્યાર્થીઓના હૃદયમાં બાણની પેઠે ભોંકાતો હતો. તેમની આંખોમાં આંસુ જોઇ વિદ્યાર્થીઓ વ્યાકુલ થઇ ગયા. તેમનું ધૈર્ય વધારે વાર રહ્યું નહિ. સર્વે એકી સાથે રુદન કરવા લાગ્યા, અને કેટલોક સમય સુધી ઉત્તરમાં એક શબ્દ બોલી શક્યા નહિ. અંતે એક મુખ્ય શિષ્ય હાથ જોડી રુદન કરતો કરતો બોલ્યો. "અત્યારે અમારા અભ્યાસનો અંત!! પંડિતજી, અમે બીજા અધ્યાપકને અમારૂં ભાવી સ્વાધીન કરીશું એવું ધારશોજ નહિ! શ્રી ગુરુદેવ! આપને છોડી અન્ય કોની પાસે અમે અભ્યાસ કરીએ!! અન્ય કોઇની પાસે અભ્યાસ કરવાની અમારાથી પ્રવૃત્તિ શી રીતે થાય? આપના સમાન સ્નેહ અને યત્નથી

विद्यार्थीओ उपकार स्मरे छे.

અમને કોણ શીખવે? અમે ત્યારે આજે અભ્યાસને છેલ્લા પ્રણામ કરીએ છીએ! આપની પાસે અમે જે કંઇ શિખ્યા છીએ તેજ અમને બહુ છે. શ્રી ગુરુજી! આપ આશિર્વાદ દો કે આપના પાદારવિંદ આગળ અમે જે કંઇ શીખ્યા છીએ તે અમારા હૃદયમાં રહે અને અમે તે ભૂલી જઇએ નહિ. દુઃખમાત્ર એ છે કે આજ સુધી રાત દિવસ આપની પાસે રહેતા હતા તે હવે અમારાથી આપની પાસે રહી શકાતું નથી અને તેથી હૃદય ચીરાઇ

જાય છે." બધાજ વિદ્યાર્થીઓ રુદન કરવા લાગ્યા; કોઇ કોઇ રડતા રડતા પુસ્તક બાંધવા લાગ્યા. શ્રી નિમાઇ પ્રભુ ઉપર દેખીતી અસર થઇ. તે બોલી શક્યા નહિ પણ વધારે નજીક આવવાને તેમણે પોતાના શિષ્યોને સંજ્ઞા કરી. બે હાથવડે સામે બેઠેલા મુખ્ય શિષ્યને ઝાલી તેને પોતાની જાંગપર બેસાડયો, આલિંગન કર્યું, મસ્તક સૂંઘ્યું અને ચુંબન કર્યું. આ સમયે તેમનો અવાજ બંધ થઇ ગયો, તે બોલવા ઇચ્છતા હતા પણ બોલી શકાયું નહિ. પ્રત્યેક વિદ્યાર્થીને આલિંગન આપ્યું, તેનું મસ્તક સૂંઘ્યું, સેંકડો વિદ્યાર્થીઓ શ્રી ગૌરાંગ પ્રભુની ચારે પાસ રુદન કરતા હતા. આખું સ્થાન કરુણરસથી પૂર્ણ થઇ રહ્યું હતું.

જો કે પોતે શોકમાં ગરકાવ થઇ ગયા હતા તોપણ તેમને પોતાના શિષ્યોનું સમાધાન કરવાનું હતું, તેમણે પોતાની વૃત્તિઓને બને તેટલી અંકુશમાં આણી અને ઘણે કષ્ટે ધીરજ આણી ધીમે સ્વરે બોલ્યાઃ "જુઓ ભાઇ, હું તમારો અધ્યાપક હું, તેથી તમને આશિર્વાદ આપવાનો મને અધિકાર છે, હું મનપૂર્વક તમને એ આશિર્વાદ આપું છું કે જો મેં એક દિવસ પણ શ્રી કૃષ્ણ ભગવાનનું ભજન કર્યું હોય તો તમારાં હૃદયોમાં સમસ્ત વિદ્યાઓની સ્ફુર્તિ થાઓ! અને વિદ્યાનું પણ શું પ્રયોજન છે! શ્રી કૃષ્ણ ભગવાનનું શરણ સ્વીકારો! એમનું ગુણગાન કરો, એમનું નામ શ્રવણ કરો. તમે જે કંઇ અભ્યાસ કર્યો છે તેજ યથેષ્ટ છે. મિત્રો, આપણો વિયોગ થવાનો છે, તો ચાલો શ્રી કૃષ્ણ ભગવાનનું કીર્તન કરી આપણે છૂટા પડીએ. તમે સર્વ એક કીર્તન ગાઇ મારા હૃદયને શાન્ત કરો. "મારાપર ઉપકાર કરો, અને જો કદી પણ હું તમને કંઇપણ ઉપયોગનો થઇ પડયો હોઉં તો આ રીતે તેનો યોગ્ય બદલો વાળો. આવો આપણે સર્વ મળી શ્રી કૃષ્ણ ભગવાનનું ગુણગાન કરીએ."

श्री निमाई भगवान विद्यार्थीओंनुं सान्त्वन करे छे.

શિષ્યો નીચું માથું રાખી રુદન કરી રહ્યા હતા. શ્રી નિમાઇ પણ્ડિત ઘણા કષ્ટથી હૃદયનો વેગ અટકાવી પોતાના મનનો ભાવ સ્પષ્ટ કરવા ઇચ્છતા હતા. થોડી રાહ જોઇ શ્રી નિમાઇ પણ્ડિત બોલ્યા, "ભાઇઓ! આટલા દિવસ એકત્ર રહી વાંચ્યું, લખ્યું, હવે મને કૃતાર્થ કરો, એકવાર શ્રીકૃષ્ણ ભગવાનનું કીર્તન કરી મારું હૃદયને શીતલ કરો, મારા મનની ઇચ્છા પૂર્ણ કરો."

શિષ્યો તે સમયે ભક્તિસાગરમાં ડૂબી રહ્યા હતા. તેઓ તે સમયે પોતાના ભરાઇ આવેલાં હૃદયને ખાલી કરતા હતા. તેમની પણ એવી પ્રબલ ઇચ્છા હતી કે શું કરવાથી મનનો વેગ શાન્ત થાય! શ્રીનિમાઇ પણ્ડિતની આ વાત સાંભળી સર્વ ઘણા આનંદમાં આવી આતુરતાથી કહેવા લાગ્યા, "ગુરુદેવ! ઠીક, ઠીક, અમે ખુશીથી શ્રીકૃષ્ણ-કીર્તન કરીશું. પણ શ્રીકૃષ્ણકીર્તન શી રીતે કરાય છે તે અમને ખબર નથી માટે કૃપા કરી તે અમને સમજાવો અને તે કેવી રીતે ગાવું તે શીખવો."

शिष्यो कीर्तन करवा तैयार थया.

શ્રી નિમાઇ પ્રભુ બોલ્યા, "જે પુરુષ આટલા બધા ભલા, દયાળુ તથા પ્રેમાળ છે

દૈવિ સામર્થ્યનાં આન્દોલનો યુક્ત કીર્તન.

તેમની સ્તુતિ આપણે ગાઇએ." આગેકુળ ભક્તિની છબિ જેવા તે વચ્ચે બેઠા, અને તેમના વિદ્યાર્થીઓ ચિંટળાઇને બેઠા. પોતાના હાથે તાલ આપતાં તેમણે ઊંચે સ્વરે ગાવા માંડ્યું.

( केदार राग. )

हरि हरये नमः कृष्णाय यादवाय नमः ।
यादवाय माधवाय केशवाय नमः ।
गोपाल गोविन्दराय श्रीमधुसूदन ॥

પ્રણામ કૃષ્ણ તુંને કરું,
પ્રણામ શ્રીહરિને.

શ્રીનિમાઇ પણ્ડિત શિષ્યોને આ ગીતો શીખવવા લાગ્યા. શિષ્યો તાળી ઠોકી ઠોકી શીખવા લાગ્યા. ગીત નાનાં હોવાથી અનાયાસે તે સ્મરણમાં રહ્યાં. શ્રીનિમાઇ પંડિત વચ્ચે બેઠા બેઠા ગાતા હતા. તેમનામાં ભક્તિ ઊભરાઇ જવાથી નેત્રોમાંથી આનંદાશ્રુનાં પૂર વહેતાં હતાં. તેમનો સ્વર, તેમની કાન્તિ, અને તેમના પ્રત્યેક અવયવના હલન ચલનથી તેમના વિદ્યાર્થીઓમાં પ્રેમનો પ્રવાહ વહેવડાવવા લાગ્યા. તેઓ આંતર સત્તાઓને વશ થઇ જતા જણાવા લાગ્યા, તેમનાં હૃદય કોમલ થયાં હતાં, અને તેથી ગુરુમાંથી વહેતી ભક્તિને તેમણે સારો આવકાર આપ્યો. તેઓ ગીતમાં ભળ્યા અને પોતે પણ ભક્તિરસમાં તણાતા હોય એમ તેમને લાગ્યું. સઘળાજ આનંદમાં ઉન્મત્ત બની ગયા. બાહ્ય જગત્ તેમની દૃષ્ટિ સમીપથી ઝાંખું ઝાંખું થતું ગયું. કેટલાક રુદન કરવા લાગ્યા, તેઓ માત્ર આનંદનાં આંસુ પાડતા હતા; કેટલાક હસ્યાજ કરતા હતા, કેટલાક કંપતા હતા. કોઇ કોઈ પૃથ્વિપર આળોટતા હતા અને કોઇ કોઇ પોતાની વૃત્તિના તોરમાં નાચતા હતા. ત્યાં મોટો ઘોંઘાટ ચાલતો હતો, શાળામાં ગરબડ સાંભળી ઘણા માણસો કૌતુક જોવા ત્યાં દોડતા આવ્યા; પરંતુ શ્રીગૌરાઙ્ગ પ્રભુની લીલા જોઇ કૌતુક રહ્યું નહિ. સર્વ તેજ પ્રવાહમાં તણાતા હોય એમ જણાયું. સર્વ માણસો રસમાં પલળી ગયા. " ભક્તિ સરિતામાં તરતા હોય તેમ તેમને લાગ્યું" તેઓ શ્રીગુરુજીને પ્રણામ કરવા લાગ્યા. જગત્માં ભક્તિ આવી હોય છે તે કોઇને પૂર્વે માલમ ન હતું.

શ્રી ગૌરાઙ્ગ શું કરતા હતા તે અહીં વર્ણવવાની કંઈ આવશ્યકતા નથી. શ્રીગુરુ અને વિદ્યાર્થીઓ બંને તે સમયે અત્યંત નમ્ર થયા હતા. શ્રી નિમાઇ પ્રભુ પાસેથી જે ગીત વિદ્યાર્થીઓ શીખ્યા, તેથી તેમનાં હૃદય સ્વચ્છ થયાં હતાં. તેમાંથી પ્રેમના પ્રવાહ વહેતા હતા. તેમનાં હૃદયપર ભક્તિની અસર થવાથી તેમની વૃત્તિઓએ નવીન રૂપ પકડ્યું હતું, અને પહેલીવાર જ તેમના જાણવામાં આવ્યું કે ઇશ્વરની સેવા કરવી એ સર્વશઃ આનંદજ છે. તેમને વળી જણાયું કે ઇશ્વરને વિસરી જઇ પશુ વૃત્તિમાં જીવન ગાળવું એ મૂર્ખતા છે; ઇશ્વર અત્યંત પ્રેમાળ છે, અને પ્રેમના દૃઢ બંધનથી આપણે તેમની સાથે બંધા-

વિદ્યાર્થીઓની સ્થિતિ ભક્તિ પરાયન થઇ.

ઘણા ઊંચી.—તે સુખનો ઝરો છે, અને આખું વિશ્વ તેમાંથી ઉદ્ભવેલું છે માટે તે આ-નંદનો શાશ્વત રેલો છે.

શ્રીનવદ્વીપમાં આ પ્રથમજ શ્રીકૃષ્ણ ભગવાનનું નામ સંકીર્તન થયું. નાચવાથી—ગાવા-થી ભગવાનના ચરણનો લાભ પ્રાપ્ત કરી શકાય છે એ તત્વ શ્રીગૌરસુન્દરે પોતે કીર્તનાદિ કરી જીવોને પ્રથમજ દેખાડ્યું. એક પ્રાચીન પદમાં પ્રભુને સંબોધી વાસુદેવ ઘોષે કહ્યું છે:—

तुहुना परस मणी मेरे प्रभुकी नाहि कछु उछये ।
नाच गाय जग जीव परसमाणि गुण सब कनक भये ॥

ભક્તિથી જે આનંદ થાય છે તેનું મનુષ્યની ક્ષુદ્રબુદ્ધિથી વર્ણન થઈ શકે એમ નથી. શ્રીભગવાનની પ્રાપ્તિનિમિત્તે યોગ, યજ્ઞ, વ્રત, પૂજા, જપ, તપ તથા પ્રાર્થના વગેરે નાનાવિધ ઉપાય પૂર્વથી ચાલ્યા આવે છે; પણ શ્રીગૌરચન્દ્રે કીર્તન વડે સિદ્ધ કરી દેખાડ્યું કે શ્રીભગવાન આનંદમય છે અને તેમનું ભજન પણ આનંદમય છે. ઈશ્વરનો સમાગમ તપશ્ચર્યા અને સંયમ પ્રાપ્ત કરી શકતો નથી એ સત્ય ગૌરાઙ્ગ પ્રભુએ આ પ્રમાણે પ્રસિદ્ધિમાં આણ્યું. તપશ્ચર્યાથી બહુ પ્રકારે મનુષ્યોને લાભ થવાનો સંભવ છે. પરંતુ ઈશ્વર-નો સમાગમ તો તદ્દન ભિન્ન વસ્તુ છે. ભક્ત ઈશ્વરની સેવા કોઈ પ્રકારના તેજ અથવા શક્તિરૂપે કરતો નથી, પરંતુ હૃદયની સર્વ ઉર્મિઓ જેમાં પૂર્ણતા પામે એવા સદાના સખા થઈ તેમની સેવા કરે છે. ઉપર જે પદ લખ્યું છે તેનો અર્થ એવો થાય છે કે “ મારા પ્રભુ ગૌરાઙ્ગ પારસમણિજેવા છે. લોઢાજેવા કાળા અને તેવાજ સખત એવા નઠારામાં નઠારા પાપીઓને પોતાનાં પાસે લઈ તાપ ( તપશ્ચર્યામાં ) રાખીને નહિ, પરંતુ પોતાના માત્ર સ્પર્શથી નાચતાં નાચતાં ઈશ્વરની સ્તુતિ તેમની પાસે કરાવીને, તેમને વિશુદ્ધ સુવર્ણ જેવા શુદ્ધ અને મૃદુ બનાવી દીધા છે. ” આ “ **हरि हरये नमः** ” વાળું ગાન શકે ૧૪૩૦ સંવત ૧૫૬૫ માં પ્રથમ મનુષ્યના મોક્ષ માટે શ્રીગૌરાઙ્ગ પ્રભુએ ગાયું હતું. પ્રભુ-ના ભક્તો એ કીર્તન અદ્યાપિપર્યંત એજ સ્વરથી ગાયા કરે છે. શ્રીનિમાઈ પ્રભુના મુખ-થી આ ગીત જે શક્તિ લઈ પ્રકાશ પામ્યું હતું તે શક્તિ સંપૂર્ણ રૂપે રહી નથી; તોપણ હજુ સુધી તેનો તેમાં અંશ રહેલો છે, અદ્યાપિપર્યંત શ્રીગૌરપ્રભુના ભક્તો આ ગીત ગાઈને આનંદમાં નૃત્ય કરે છે અને કોઈ કોઈ મૂર્ચ્છિત પણ થાય છે. શ્રીનિમાઈ પ્રભુના અનેક શિષ્યો તે દિવસથી તેમના ભક્ત થઈ ગયા હતા, અને અનેક સંસાર ત્યાગ કરી ઉદાસીન પણ થઈ ગયા હતા. ઘણાઓએ ઈશ્વરના ચરણારવિંદમાં પોતાનું જીવન સમર્પણ કર્યું હતું. આ પ્રમાણે શ્રીનિમાઈ પ્રભુની બાલલીલા પૂર્ણ થાય છે.



# પ્રકરણ ૭ મું.

## પ્રતિસ્પર્ધિઓની ઇર્ષ્યા.

પોતાના પુત્રનું શું કરવું એ શચીમાતાના સમજ્યામાં ન આવ્યું. તે ઘણાં વ્યાકુળ થયાં. કેમે કર્યો તે સ્નાન ન કરે ! ભોજન કરવા બેસાડયા સિવાય તે ભોજન ન કરે. શ્રી નિમાઇને કંઇ પૂછવામાં આવે તો બહુ સમય સુધી તેનો ઉત્તર જ ન મળે અને કદી ઉત્તર મળે તો તેમાં કંઇ સમજ જ ન પડે. તે તો હંમેશ પોતાના વિચારમાં ગરક થયેલા રહે અને ઘણીવાર તો તદન અભાનાવસ્થામાં હોય. તેમના ગાલપરથી આંસું વહેતાં બંધ થતાં નહિ, અને તે હમેશાં ભક્તિના આવેશમાં ઘેરાયલા રહેતા. જો તે કાંઇ બોલતા તો તેશ્રીકૃષ્ણ ભગવાન સંબંધીજ બોલતા; કદાચિત થોડી વાર તે સ્વાભાવિક ભાનવાળી સ્થિતિમાં આવતા અને બીજા પુરુષોની પેઠે વાતચિત કરતા; તોપણ ઘણો વખત તો તેવી સ્થિતિમાં તે રહી શકતા નહિ. કોઇ કોઇવાર શ્રી નિમાઇપણ્ડિત કહેતા; " માજી ! મને શું દુઃખ છે તે હું કહી શકતો નથી; મારું મન કેવલ રડું રડું કર્યા કરે છે. " કોઇ કોઇવાર કહેઃ " માજી ! મને મૂકી દો; મારે શ્રીકૃષ્ણને ખોળવા વૃન્દાવન જવું છે." કોઇ કોઇવાર શચી દેવીને માજી યશોદા કહીને બોલાવે અને બાલકની પેઠે હસે. વે કોઇનેજ મળતા નહિ. જો કોઇ તેમની આડે આવે તો પોતાની વૃત્તિઓને કાબુમાં રાખવાનો તેઓ યત્ન કરતા; કોઇવાર તેમાં સફલ થતા અને કોઇવાર નિષ્ફળ થતા. બીજા માણસો કોઇ પ્રકારે શ્રી નિમાઇને ઇજા કરે નહિ, અથવા ધર્મવિષયક પરમાનંદની લહેરમાં તેમને કંઇ ખલેલ ન કરે એટલા સારુ ગદાધર અને તેમના અન્ય મિત્રો હંમેશાં સંભાળ રાખતા.

श्री निमाई प्रभुनी स्थिति.

શચીદેવીની ઇચ્છા એવી હતી કે શ્રી નિમાઇ બીજા જુવાનોની પેઠે ખાય, પીયે, તેમ ન કરે તો રહ્યું પણ બીજા લોકની પેઠે સ્વાભાવિક ભાનવાળી સ્થિતિમાં રહે અને સારી પેઠે વાતચિત્ત કરે તો સારૂં. શચીદેવીનું વય આ સમયે ૬૭ વર્ષનું હતું, પોતે વિધવા હતાં અને તેમને પુત્ર કે કન્યા ન હતી. સંતાનમાં અને સંપત્તિમાં એમને તો એક શ્રી નિમાઇ અને બાળક વહુ વિષ્ણુપ્રિયા જ હતાં. પુત્રની સ્થિતિનું વર્ણન કોઇ આગળ કહેવાનું તેમને ગમતું ન હતું પણ કહ્યા વિના પણ કામ ચાલે એમ ન હતું. પુત્રની પ્રકૃતિ સારી થાય તે માટે દહાડોરાત થઇ શકે તેટલા નાના પ્રકારના પ્રયત્નો તેઓ

शची मातानी इच्छाओ.

કરતાં હતાં. કોઈ કોઈવાર શ્રી નિમાઈને સંસારની વાત સમજાવે. કોઈ કોઈવાર વહુની વાત કરે. કોઈ કોઈવાર ક્રોધ દાખવે અને કોઈ કોઈવાર રુદન કરી શ્રી નિમાઈને ચેતન કરવાનો પ્રયત્ન સેવે. જ્યારે શ્રી નિમાઈ ભોજન કરવા બેસે ત્યારેજ શચીને આ પ્રયત્નો સેવવાનો યોગ મળતો. શ્રી નિમાઈ સંતોષ પામશે એમ સમજી વહુને હાથે પીરસાવે અને પોતે સામે બેસી વાતો કરતાં પુત્રનું મન જગતમાં વાળે; પણ શ્રી નિમાઈપ્રભુનું મન અંતરમાં ડૂબેલું રહેતું. તે ભોજન તો માત્ર યંત્રવત્ લેતા. શચીદેવી તેમને જાગ્રત કરવા પ્રયત્ન કરતાં પણ ભાગ્યેજ તેમાં તે સફળ થતાં.

जो कुछ पूछत शची–पुत्रसे ताको उत्तर ।
कृष्ण बिना कुछ और नहीं, बोलत विश्वम्भर ॥
( चैतन्य भागवत. )

શચીદેવી પૂછવા લાગ્યાં, " નિમાઈ ! આજ શું વાંચ્યું છે ? "
નિમાઈ—કૃષ્ણ નામ ભણ્યો છું.
શચી—હું એ કહેતી નથી, આજ શો વિચાર કર્યો ?
નિમાઈ—રાધા કૃષ્ણ.
શચી—એમ નહિ. નિમાઈ, તમને મારા સમ છે સારી રીતે વાત કરો.
નિમાઈ—જાગ્રત થઈ લજ્જા સાથે બોલ્યા, " માજી ! હું બીજી વાતના વિચારમાં હતો, ક્ષમા કરજો."

हरिफ अध्यापको शची माताना मनमां भय घाल्यो छे.

એક તો પુત્રને લઈને શચીદેવી સર્વદા આકુલ રહેતાં હતાં, તેમાં મોહોલ્લાના અજ્ઞાન લોકો આવીને તેમને વધારે ગભરાવે, કોઈ કહે તમારા પુત્રને વાયુરોગ છે, કોઈ કહે તમારા પુત્ર ચસકી ગયા છે, એમને બાંધી મૂકો. પ્રતિસ્પર્ધી અધ્યાપકોએ પુનઃ ધૂમ ઉરાડી કે શ્રી નિમાઈ પંડિતને બીજી વાર જૂનો વ્યાધિ એટલે ઉન્માદ ઉપડ્યો છે. તેઓ એટલેથીજ અટક્યા નહિ, પણ શચીદેવીને ઘેર વગર બોલાવે ગયા અને તે ભોળાં મનનાં બાઈને બીવડાવવા લાગ્યા. તેમણે તેમને કહ્યું કે તમારા પુત્ર એવા ઘેલા થઈ ગયા છે કે એમને સાજા થવાની આશા ઘણીજ ઓછી છે, એમને સાજા કરવાને તમારે સત્વર ઉપાયો લેવા જોઈએ; એમને એક સ્થંભ સાથે બાંધી ઠંડા અને પ્રવાહી ખોરાક આપવો જોઈએ અને રાત્રિદિવસ પાણીમાં ઝબોળેલા રાખવા જોઈએ. શચીમાતાનું હૃદય તો ચીરાવા લાગ્યું પણ તે શું કરી શકે ? તે પોતાના પુત્રની સલાહ લઈ શકતાં ન હતાં. બીજા એક બે વખત તેમના વ્યાધિનું કારણ પૂછવા તેમણે ધૈર્ય ધર્યું પણ તેમની પાસેથી ઉત્તર મળેલો તે એટલોજ કે " મને મારૂં પોતાનું ભાન રહેતું નથી; તે મને ખબર છે, મારો દેખાવ તમને દુઃખ કરે છે, માટે સાવધ રહેવું એ મારો ધર્મ છે; અને મારાથી બનતું હું કરૂં છું. તોપણ મારા ઉપર જે સત્તા અધિકાર ચલાવે છે તેમાંથી ખસી જવાને તથા મારાં આંસુ બંધ કરવાને હું સમર્થ નથી."

માતાએ શ્રીવાસ પંડિતને તેડાવ્યા.

આ સર્વ વાતો સાંભળી શચીદેવી નિરાશ થયાં અને શ્રી નિમાઇ પણ્ડિતની વાત વધારે ગુપ્ત રાખી શક્યાં નહિ, તેથી પોતાના પતિના પરમ બન્ધુ, તેમજ પરમભક્ત એવા શ્રીવાસ પણ્ડિત—જેના વિષે આપણે આગળ બોલી ગયા છીએ તેમની પાસે માણસ મોકલી પોતાનું બધું દુઃખ કહેવડાવ્યું. શ્રી નિમાઇ પરમભક્ત થઇ ગયા છે એ સાંભળી શ્રીવાસ પણ્ડિતની ઇચ્છા હતી કે તેમને મળવા જઇશ, પરન્તુ કોઇ કારણસર હજુ સુધી તે આવી શક્યા નહતા. હમણાં શચીદેવીની વાત સાંભળતાંજ તે ત્યાં મળવાને આવ્યા.

શ્રીવાસ श्री निमाईने जोवा आव्या.

શ્રી નિમાઇ પણ્ડિત પાસે જઇ જોયું તો તે બંને હાથ જોડી તુલસી માતાની પરિક્રમા કરી રહ્યા હતા. નેત્રના જળથી તે સ્થાન ભીનું થઇ ગયું હતું. શ્રીવાસ પરમ ભક્ત હતા; તેમને જોતાંજ શ્રી નિમાઇ પણ્ડિતને કૃષ્ણભક્તિનો વેગ વેગથી ઉછળ્યો. તે ભક્તિથી પૂર્ણ હૃદયે શ્રીવાસને પ્રણામ કરવા ઉઠયા પણ ઉઠી શક્યા નહિ. એક સમયે શ્રી નિમાઇને મન જેમ પ્રત્યેક વૈષ્ણવભક્ત મજાક અને હાંસીનો વિષય હતો તેવી રીતે શ્રીવાસ પણ હતા. તેમને પ્રણામ કરતાં કરતાં શ્રી નિમાઈ પ્રભુને મુર્ચ્છા આવી. ઘણે વખતે શ્રી નિમાઇની મુર્ચ્છા વળી ત્યારે તે સચેત થઇ શ્રીકૃષ્ણ કૃષ્ણ," કહી રુદન કરવા લાગ્યા.

श्रीवासे शुं जोयुं ?

શ્રી નિમાઇ પણ્ડિતનો આ શ્રી કૃષ્ણભગવાન પ્રતિનો અપૂર્વ ભાવ જોઇને શ્રીવાસ પણ્ડિત ઘણા વિસ્મય પામ્યા. ત્યાં આવ્યા તે ક્ષણથીજ ખૂબ લક્ષથી અને કુતૂહલથી તે શ્રી નિમાઇને જોયાં કરતા હતા. ઉત્તમ પંક્તિના ભક્તની એકાગ્રાવસ્થાનાં જે ચિહ્નો ધર્મપુસ્તકોમાં વર્ણવેલાં છે તે શ્રી નિમાઈમાં પ્રકટ જણાતાં હતાં; એટલું જ નહિ પણ કેટલુંક વિશેષ પણ જોવામાં આવતું ભક્તિસંબંધો લખનારા સાધુપુરુષોએ લખેલા કોઇપણ ગ્રંથમાં નોંધ નહિ લીધી હોય એવાં ઘણાં ચિહ્નો તેમણે શ્રી નિમાઇ પ્રભુમાં જોયાં. શ્રી નિમાઇ પ્રભુમાં જણાયલી ભક્તિ તેમને અત્યંત અદ્દભુત લાગી.

श्रीवासने श्रीनिमाईए पोतानी स्थिति निवेदन करी.

"હું ગાંડો થઇ ગયો છું એમ કેટલાક લોક કહે છે, અને મને ગાંડા તરીકે ગણવાની મારી માતાને સલાહ આપે છે" એવું શ્રી નિમાઇ પ્રભુ જાણતા હતા. પોતાની માતાએ શ્રીવાસને શા સારુ બોલાવ્યા હતા, તથા શ્રીવાસ પોતાની પાસે શા સારુ આવ્યા છે, તેની શ્રી નિમાઇ ભગવનને ખબર હતી. બરાબર ભાન આવ્યું એટલે શ્રીવાસને તેમણે પુનઃ પ્રણામ કર્યા. શ્રીવાસ એમના પરમ આત્મિક મિત્ર હતા તેથી પોતાની સ્થિતિ વિષે શ્રીવાસે શું વિચાર બાંધ્યો છે તે સ્પષ્ટ કહેવાને તેમણે તેમને વિનંતિ કરી. તે બોલ્યાઃ " પણ્ડિતજી, ઠીક થયું કે આપ કૃપા કરી મને જોવા આવ્યા છો. આપ મારા પિતાજીના મિત્ર હતા અને શ્રીકૃષ્ણ ભગવાનના દાસ છો. હવે મારું શું કર્તવ્ય છે તે દેખાડો. કોઇ પણ ઉપાયે નેત્રોમાંથી નિકળતાં જળને હું રોકી શકતો નથી. મને વારંવાર ગાઢ મુર્ચ્છા આવી જાય છે. લોકો કહે છે કે મને વાયુરોગ થઇ ગયો છે. કોઇ એવું પણ

કહે છે કે "એને બાંધી મૂકો." મારી માતુશ્રી ઘણાં વ્યાકુલ થઇ ગયાં છે અને હું પણ નિશ્ચય કરી શકતો નથી કે હવે મારે શું કરવું ! હું મને પોતાને સ્વાધીન રાખી શકતો નથી; ઘણા ઘણા પ્રયત્નો કર્યા પણ હું મારા ચિત્તને મારા હાથમાં રાખી શકતો નથી."

शची माताने श्रीवासे आश्वासन आप्युं.

શ્રીવાસ કિંચિત્ હસ્યા. તે હસીને કહેવા લાગ્યા, "નિમાઇ ! તમને જે વાયુરોગ થયો છે તેની બ્રહ્માદિક દેવતાઓ પણ ઇચ્છા કરે છે. તમે તમારા વાયુનો એક કણ મને આપો એવી હું ભિક્ષા માગું છું. તમે પરમ ભાગ્યવાન્ છો; તમારા સરખો ભાગ્યવાન ત્રણ જગતમાં કોઇ નથી. તમારાપર શ્રી કૃષ્ણ ભગવાનની પૂર્ણ કૃપા થઇ છે, તમને જેવી ભક્તિ પ્રકટી છે તેવી જીવને થઇ શકે છે તે હું પહેલાં જાણતો ન હતો." શચીદેવી પાસે ઊભાં રહી આ સર્વ વાત સાંભળ્યા કરતાં હતાં તે થોડું સમજ્યાં અને થોડું સમજ્યાં નહિ. તેમના પ્રતિ જોઇ શ્રીવાસે કહ્યું: "એ મૂર્ખ લોકો કહે છે તે તમે શું કરવા સાંભળો છો ? ઈશ્વરનો મનુષ્યપર જે ઉચ્ચમાં ઉચ્ચ પ્રસાદ કૃષ્ણ-પ્રેમ-તે તમારા પુત્રને પ્રાપ્ત થયો છે. એ દૈવી વિષયો સમજવાનું એ અધર્મીઓમાં કેવી રીતે સંભવે ? તમારા પુત્ર સંબંધી સર્વ ચિન્તા તમારા હૃદયમાંથી દૂર કરો. હું તમને ખાત્રીથી કહું છું કે તમારા પુત્ર ચમત્કારો બતાવશે. આવી અદ્ભુત ભક્તિનો અર્થ એ જ કે ઇશ્વર પધારે છે અથવા પધાર્યો છે."

શ્રી નિમાઇ ભગવાને કૃતજ્ઞતાથી શ્રીવાસપ્રતિ જોયું અને કહ્યું: "સર્વ લોક મને વાયુરોગ બતાવે છે; હું માત્ર તમારી સલાહની રાહ જોયાં કરતો હતો; તમે પણ જો મને વાયુરોગ કહેત તો હું ગઙ્ગામાં ડૂબી મરી, પ્રાણનો પરિત્યાગ કરત. તમે આશ્વાસન આપી મારા ઉપર તેમજ મારી માતા ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે, માટે હવે તમે મને બદલામાં આલિંગન લેવા દો." એમ બોલી શ્રી નિમાઇ ભગવાને તત્કાલ શ્રીવાસને હૃદય સાથે દાબી પ્રેમથી આલિંગન કર્યું.

श्री निमाई भगवानने श्रीवासनुं आमंत्रण.

શ્રી નિમાઇ ભગવાને આલિંગન કર્યું કે શ્રીવાસનું હૃદય પરમાનંદથી અત્યંત ખીલ્યું અને તેની અસરમાંથી સાવધ થતાં તેમને થોડો સમય લાગ્યો. પછી તે બોલવા લાગ્યા, "નિમાઇ ! જેને જેમ ફાવે તેમ ભલે કહે; માટે તમારે એ વાતો સાંભળવાનું શું પ્રયોજન છે ! દરરોજ રાતના મારે ઘેર પધારજો અને તમે હું સર્વ સાથે મળીને પ્રભુ કીર્તન અને કૃષ્ણ પૂજનમાં સમય ગાળીશું."

माताने धैर्य आव्युं पण भय दूर थयो नहि.

શ્રી નિમાઇપ્રભુએ તેનો સ્વીકાર કર્યો. શ્રીવાસના મુખથી જે હમણાં સાંભળ્યું તેથી શચીમાતાની શંકા દૂર થઇ અને ધૈર્ય આવ્યું; તથાપિ તેમના ભયનું નિવારણ થયું નહિ, કેમકે વિશ્વરૂપની વાત તે ભુલ્યાં ન હતાં. શ્રી નિમાઇનો કૃષ્ણપ્રતિ આવો પ્રેમ જોઇ એમને લાગ્યું કે શ્રી નિમાઇ પણ જતા રહેશે અને પોતાના જ્યેષ્ઠ બંધુ પેઠે અવશ્ય ત્યાગી થઇ જશે. આ વિચારથી તેમને કંપારી છૂટતી.

---




## તેમની પ્રાતશ્ચર્યા.

શ્રી નિમાઇ પ્રભુ પોતાના દિવસ કેવી રીતે ગાળતા તે સંબંધી કંઇક કહેવું આવશ્યક છે. આગલા પ્રકરણમાં જે આપણે જોયું છે તે તો શ્રી નિમાઇચન્દ્રના અંતઃકરણની સ્થિતિ બતાવે છે. તેમનો બહારનો ભાવ તો જૂદાજ પ્રકારનો હતો. તેમને જે વ્યાધિ લાગુ પડ્યો હતો તે પોતાના મિત્રોની આગળ તો અટકાવવાને તે યત્ન કરતા નહિ; પણ બહારનાં મનુષ્યો આગળ પોતાની વૃત્તિઓ વશ રાખવા તે પ્રયત્ન કરતા. પ્રાતઃકાળે શૌચ સ્નાનાદિ કરવાને ગંગાજી જતા, ત્યારેજ તે બહારના લોકોની દૃષ્ટિએ પડતા. બાકીનો બધો સમય ઘણું ખરું તે એકાંતમાંજ રહેતા. લોકોને મળવું તેમને સારું લાગતું નહિ ગંગાસ્નાન કરવા

**સામાન્ય લોકનો શ્રી ગૌરાઙ્ગ પ્રતિનો ભાવ.**

જ્યારે ઘેરથી જાય ત્યારે ગદાધર આદિ એક બે મિત્રો તેમના રક્ષણ સારુ સાથેજ રહેતા. પ્રસંગે પરિચય નહિ હોય એવા કોઇ માણસો તેમના જોવામાં આવતા અને તે ભક્તિમાન મનુષ્ય ન હોય તો તેમનાથી તે સંભાળીને દૂર રહેતા; પણ કોઇ ભક્ત જોવામાં આવતો તો તે છૂપાતા નહિ. પણ પોતાનો આંતર ભાવ ગુપ્ત રાખવા આંસુ લૂછી પાસે જઇ, કોઇને દંડવત્ કરતા તો કોઇને સાષ્ટાંગ અર્પણ કરતા. "હેં હેં પંડિત! આ શું કરો છો, આ શું કરો છો," કહી એ સર્વ લોક તેમને અટકાવતા. નવદ્વીપમાં વિદ્યારૂપી રાજ્યના રાજા શ્રી નિમાઇ પણ્ડિત હતા. એ જ્યારે આવો દિન ભાવ બતાવી હલકા લોકોને પણ પ્રણામ કરતા ત્યારે લોકો અંતરમાં ખીન્ન થતા; પણ શ્રી નિમાઇ પ્રભુનું મુખકમળ જોતાં એમનો ખેદ દૂર થઇ જતો, અને હૃદયમાં કરુણા પ્રકટતી તથા કોઇ કોઇ તો રુદન કરવા લાગતા. આમાં કંઇ અચંબો પામવા જેવું ન હતું; કારણ શ્રી નિમાઇપ્રભુનું મુખ જોતાં એમ લાગતું કે શ્રી નિમાઇ પ્રભુ વિનયની ખાણ છે; વાસ્તવિકપણે તેઓ પોતાને તણખલાજેવા તુચ્છ માની બીજાના ચરણનો સ્પર્શ કરતા. આવે પ્રસંગે શ્રી નિમાઇ પ્રભુની અસાધારણ નમ્રતા કેટલાકને ગભરાટ, કેટલાકને વિસ્મય અને કેટલાકને અનુકંપા પ્રકટાવતી. શ્રી નિમાઇ પ્રભુ કોઇ કોઇવાર પૂજન કરવા જનાર કોઇ ભક્તના હાથમાંથી પુષ્પની છાબડી લઇ સાથે સાથે ચાલે ને કોઇવાર કોઇનું પહેરવાનું વસ્ત્ર

ઉંચકીને ચાલે અને કોઇવાર કોઇ ભક્ત સ્નાન કરી રહે કે તેનું વસ્ત્ર નીચોવી આપે. આવા વર્તનથી ઘણાને આશ્ચર્ય પ્રકટતું. પ્રતિષ્ઠિત પુરૂષોને આવા સર્વોત્તમ પુરૂષ તરફથી નમ્રભાવ બતાવવામાં આવવાથી ક્ષોભ થતો. ઘણા માણસો વિનયથી આવો શ્રમ નહિ લેવાને શ્રી નિ· માઇ પ્રભુને વિનંતિ કરતા. શ્રી નિમાઈ પ્રભુ તે કરતાં અધિક વિનયથી ઉત્તર આપતા, “મારા સાંભળવામાં આવ્યું છે કે ભક્તની સેવા કરવાથી કૃષ્ણ ભગવાન કૃપા કરે છે. ત્યારે શું તમારા જેવા સત્પુરૂષો તમારી સેવારૂપ મહાલાભ મને લેવાની રજા નહિ આપો!” દીનભાવ જોતાંજ લોકોનું મન કોમલ થઇ જતું. જ્યારે કોઇ તેજસ્વી પુરૂષમાં આવો નમ્ર ભાવ ઉત્પન્ન થયલો જોવામાં આવે છે ત્યારે તે મનુષ્યહૃદયને પિગળાવીને ચિત્તને મોહિત કરે છે, તો શ્રી નિમાઇ પ્રભુની દીનતા જોઇ સર્વનું હૃદય દ્રવે એમાં આશ્ચર્ય શું! શ્રી નિમાઇ પ્રભુને મળતો પ્રત્યેક ભક્ત “કૃષ્ણ તમારા પર કૃપા કરો” કહી નમન કરતો. એવે પ્રસંગે શ્રી નિમાઇપ્રભુ કહેતા તમો સર્વની મારા ઉપર આટલી કૃપા છે; ત્યારે મને લાગે છે કે મારા ભાગ્યમાં સારૂંજ લખેલું છે. શ્રી કૃષ્ણ ભગવાન નિ:શંક મને સુખી કરશે.”

શ્રી નિમાઇ પંડિત જેવા પ્રતિષ્ઠિત પુરુષમાં આવી દીનતા જોઇ ભક્ત અને અભક્ત સર્વ વિસ્મય પામતા. શ્રી નિમાઇ પ્રભુની વાત સાંભળી બધી જગ્યાએ એવા તર્ક વિતર્ક થતા. બધા બધા પંડિતોની કીર્તિ શ્રી નિમાઇપંડિતની કીર્તિ આગળ ઝાંખી પડી ગઇ છે. પૂર્વે કેટલાક તેમની નિન્દા કરનારા હતા, પણ હવે તો ગમે તેવો નિન્દા કરનાર હોય તેપણ શ્રી નિમાઇનું દર્શન કરીને અને તેમનું સરલ સ્વતંત્ર આનંદપૂર્ણ, કરુણાજનક મુખકમલ જોઇને તે બદલાઇ જતો. તેમની સરલ, નમ્ર, આતુર અને ભક્તિવાળી મુખમુદ્રાપરથી તેઓ નિષ્કપટ જણાઇ આવતા. તેઓ સરલતા, પ્રમાણિકતા અને મધુરતાના અવતાર હોય એમ દેખાતા.

**श्री अद्वैताचार्यने श्री निमाई प्रभुना समाचार.**

જે વૈષ્ણવ ભક્તો હતા તે શ્રી નિમાઇપ્રભુ વિષે સાંભળી ઘણો આનંદ પામતા. શ્રી નિમાઇ પ્રભુની અસાધારણ ભક્તિના સમાચાર શ્રી અદ્વૈતાચાર્યને આપવા સારુ ધાર્મિક વૈષ્ણવો પ્રસન્ન હૃદયે તેમની પાસે ગયા. આગળ કહી ચૂક્યા છીએ કે શ્રી અદ્વૈતાચાર્ય એ સમયે વૈષ્ણવસમાજમાં મુખ્ય પુરુષ હતા. તેમને ઘેર સભા થતી તેમાં વૈષ્ણવ લોકો ગ્રન્થપાઠ કૃષ્ણકથા શ્રવણ, તથા કીર્તન કરતા હતા. ત્યાં એક દિવસ જ્યારે સભા ભરાઇ હતી, ત્યારે એક વૈષ્ણવે શ્રી નિમાઇ પ્રભુની વાત ઉપાડી. તેણે કહ્યું, “ શ્રી નિમાઇ પંડિત પોતાના પાણ્ડિત્યથી જગતને જીતી વિદ્વત્તામાં પોતાને અનુપમ કહેવાડતા હતા અને ભક્ત કે વૈષ્ણવને જોઇ ઠઠ્ઠા મશ્કરી કરતા હતા. તેઓ આજે જાણે કોઇ દીન, નિર્ધન કંગાલ પુરુષ ન હોય એવા દેખાય છે! તેમની ભક્તિપ્રતિ નજર નાખીએ તો એ શુક અથવા પ્રહ્લાદ જેવા છે. એમનો આંતરમર્મ કોઇ જાણી શકતું નથી. પણ જેમણે એમનો મર્મ જાણ્યો છે તે એમને કદી પણ માણસ નહિ પણ દેવ છે, એમ કહે છે.

**श्री निमाई प्रभु संबंधमां श्री अद्वैताचार्यना विचारो.**

આ ખબરથી શ્રી અદ્વૈતાચાર્ય ઉપર અસર થઈ. તે બોલ્યાઃ "મને હમેશાં શ્રી નિમાઇ પ્રભુમાં કંઈક લક્ષ આકર્ષાય એવું જણાયું છે. એ ચાર પાંચ વર્ષના બાલક હતા ત્યારે ઘણીવાર એમના જ્યેષ્ટ બંધુ વિશ્વરૂપને ઘેર તેડી જવા સારુ એમની માતાની આજ્ઞાથી તે અત્રે આવતા. તે વખતે એમણે મારું લક્ષ આકર્ષ્યું હતું. બાલકરૂપમાં પણ તેનું જે શારીરિક સૌંદર્ય હતું. તેટલાથીજ શ્રી કૃષ્ણના સેવક તરીકે મને તે મોહક થાય લાગ્યા હતા. એવા પૂર્વે કોઈ પણ બાલકમાં કદી નહિ જોયેલું એવું દૈવી તેજ તેમના નેત્રમાં હતું અને એમની કાન્તિમાં સ્વર્ગીય માધુર્ય જણાતું હતું, તેથી હું મારા મનને પ્રશ્ન કરતોઃ "એ કોણ અને શું હશે!" એ પ્રશ્ન મારા મનમાં વારંવાર ઉઠ્યા કરતો, અને એનું મને સ્પષ્ટીકરણ થયું ન હતું.

**श्री अद्वैताचार्यनुं स्वप्नुं.**

"પણ ગઈ રાત્રે મને સ્વપ્ન આવ્યું હતું. તમારી વાતથી એ સ્વપ્ન મને યાદ આવ્યું છે. ગીતાજીના એક શ્લોકનો અર્થ નહિ સમજાવાથી હું કાલ રાત્રે ઉપવાસ કરી પડી રહ્યો હતો* રાત્રિ થોડી રહી એટલે જાણે કોઈ આવીને મને બોલાવી કહેવા લાગ્યું, "આચાર્ય! ઊઠો! તમને જે શ્લોકની સમજણ પડી નથી તેનો અર્થ આ પ્રમાણે છે. હવે તમે કેમ દુઃખ માનો છો? તમારો સંકલ્પ સિદ્ધ થઈ ગયો છે. હું પોતે આવી પહોંચ્યો છું. હવે શ્રી કૃષ્ણ કીર્તનો આરંભ થશે અને જીવમાત્રનો ઉદ્ધાર થશે." પછી તેનો સત્યાર્થ તેમણે મને કહ્યોઅને મને જે સ્પષ્ટીકરણ મળ્યું તે પૂર્ણ સંતોષકારક હતું. તે પુરુષે પછી વિશેષમાં કહ્યુંઃ "હવે વધુ સમય ખેદ કરશો નહિ, તમારી પ્રાર્થના સફલ થઈ છે. હું પોતે મનુષ્યને મુક્તિના માર્ગ શીખવવા આવ્યો છું" મેં આ સાંભળી આંખ ઉઘાડી અને જોયું તો વિશ્વંભર ઊભા છે અને તે પોતેજ એ કહી રહ્યા છે. કહેતાં કહેતાં તે અદૃશ્ય થઈ ગયા. એ સમયથી મારું અંગ આનંદથી પ્રફુલ્લ બની રહ્યું છે. નીલામ્બર ચક્રવર્તીના દૌહિત્ર, જગન્નાથ મિશ્રના પુત્ર વિશ્વરૂપના ભાઈ, જે દિગ્વિજયી શ્રી નિમાઇ પંડિત છે તેમને જે ભક્તિનો ઉદય થયો છે તે અમને પરમ મંગલ સંદેશો છે. એ મનુષ્ય જાતિને ઘણા ઉપયોગી થઈ પડશે અને જો શ્રી નિમાઇ પ્રભુ કોઈ અવતાર વિશેષ હશે તો તેઓ આ દાસને ઘેર અવશ્ય પધારશે.

શ્રી અદ્વૈતાચાર્ય શ્રી કૃષ્ણના એકાન્ત ભક્ત હતા. તેમણે વિચાર્યું કે જો શ્રી કૃષ્ણ ભગવાને અવતાર લીધો હશેજ, તો પ્રથમ તે મારા ઘરમાં અવશ્ય આવવાના. શ્રી અદ્વૈત પ્રભુનું વય આ સમયે પચાસથી વધારે હતું. ત્રિભુવનમાં એમના સમાન અન્ય કોઈ ભક્ત ન હતું. તેમ છતાં તેમને એક દુઃખ હતું. જીવો ભગવાનનાં અભયચરણ મૂકીને સંસારનાં દુઃખ ભોગવતા હતા. એ શ્રી અદ્વૈતાચાર્યના મનમાં ઘણુંજ મોટું દુઃખ હતું. પોતાના સેવકો

---

* જ્યારે જ્યારે કોઇ આધારભૂત ગ્રંથના શ્લોકનો અર્થ બરોબર ન જણાય ત્યારે ત્યારે સામાન્ય નિયમ પ્રમાણે ભક્ત સ્તુતિ કરે છે અને શંકાનું નિવારણ થાય ત્યાં સુધી અન્ન લેતો નથી.

સાથે તે એજ દુઃખની સર્વદા ચર્ચા કર્યા કરતા. તે કહેતા કે જીવો મલિન થઇ ગયા છે, તેથી જો ભગવાન પોતે નહિ આવે તો જીવનો ઉદ્ધાર કરવાની અન્ય કોઇની પણ શક્તિ નથી. કોઇ કોઇ વાર કહેતા કે "તમે લોક ચૂપચાપ રહો, જૂઓ, તે પોતે આવશે, અને સર્વને દૃષ્ટિગોચર થશે." કોઇ કોઇવાર "આવો! આવો!" કહી એવો પોકાર કરતા કે લોકો કંપતા. વળી એકાન્તમાં એજ ઇચ્છાથી ભજન કરતા, અને તેમાં કહેતા; "પ્રભુ! પધારો! પધારીને આપના જીવોનો ઉદ્ધાર કરો." આ પ્રકારે રાત દિવસ તે શ્રી ભગવાનનું આકર્ષણ કર્યા કરતા હતા. શ્રી ભગવાને સ્વપ્નમાં દર્શન આપી કહ્યું હતું કે હું આવીશ. તેમ છતાં શ્રી નિમાઇ પ્રભુને લઇને નાના પ્રકારના તર્ક વિતર્ક ચાલતા "એશું પોતે ભગવાન છે? શું એજ સર્વ પ્રાણીના પ્રાણ, આરાધનનું ધન, ભક્તના ભગવાન છે?"

**ભગવાનને ભૂલોકમાં પધારવા પ્રાર્થના.**

પરમાત્મા અવતાર ધારણ કરવાના છે, એ વાતમાં શ્રી અદ્વૈતાચાર્યને એવી તો પ્રબલ શ્રદ્ધા હતી કે એ વિષયમાં તે વ્યવહારદૃષ્ટિએ જોવા લાગ્યા. ઇશ્વરનાં પ્રાણીઓ દુઃખી થતાં હતાં, અને તેથી તેમનાં દુઃખોનું નિવારણ કરવા સારૂ અવતાર લેવા માટે તે. પ્રભુ પ્રાર્થના કરતા હતા તેમને પોતાના મનમાં ખાત્રી થઇ હતી કે ઇશ્વરે મારી પ્રાર્થના સાંભળી છે અને તે અવતાર લઇ પધારે છે.

**પરમાત્માનો અવતાર થશે એવો શ્રી અદ્વૈતાચાર્યનો નિશ્ચય.**

પોતાને માટે ઇશ્વરને સ્તુતિ કરવાનું કહેવા શ્રી નિમાઇ ભગવાન તે સમયે શ્રી અદ્વૈતાચાર્યને મળવા જવાનો વિચાર કરતા હતા. પરંતુ શ્રી અદ્વૈતાચાર્ય તો એક સાધુ પુરૂષ હતા. સર્વ વૈષ્ણવો તેમને સાધુ ગણી તેમનું સન્માન કરતા હતા. દૈવી શક્તિવાળા પુરૂષ સાથે જે પ્રમાણે વર્તન કરાય.તે પ્રમાણે શ્રી નિમાઇ પ્રભુના પિતા જગન્નાથ તેમની સાથે વર્તતા. નમ્રતાને લીધે પોતાના પગ નીચેના તણખલા કરતાં પણ તુચ્છ ગણનાર શ્રી નિમાઇ તેમની પાસે જવાની હિંમત કેમ ચલાવે? એમ છતાં આખરે તેમણે જવાનો નિશ્ચય કર્યો. પરંતુ સાથી તરીકે પોતાની સાથે ગદાધરને લેતા જવાની સમ પગ ચલકતા તે સરી ગયા નહિ. એક સાધુજન અને વૈષ્ણવોના અગ્રણીને મળવા જાઉં છું એ વિચારે તેમનું હૃદય ઉત્સાહથી ભરાઇ ગયું. ગદાધરને લઈ શ્રી અદ્વૈતાચાર્યના ઘર સમીપ તે જેમ જેમ આવતા ગયા તેમ તેમ તે પોતાનું ભાન ભૂલવા લાગ્યા. ઘર આગળ જઇ જૂએ છે તો આચાર્ય તુલસીસેવા કરતા હતા. ભક્તિપ્રેરક મુખપર પ્રકાશતા દિવ્ય તેજવાળા એ સાધુ પુરુષને ભક્તિપરાયણ જોઇ તેમને ચરણે પડવાની એમને ઇચ્છા થઈ, અને એ ભક્તશિરોમણિ સંતપ્રતિ એક બે પગલાં ભરતા હતા એટલામાં હૃદયમાં તરંગ ઉઠી આવ્યો અને તેજ સમયે એકાએક એક કારમી ચીસ પાડી મૂર્છા પામી તેઓ ભૂમિપર ચત્તાપાટ પડી ગયા!

**શ્રી નિમાઇ પ્રભુ શ્રી અદ્વૈતાચાર્યના દર્શને.**

શ્રી અદ્વૈતાચાર્યના विचारतरंग. अने तेनी असरो.

શ્રી નિમાઈ પ્રભુએ પાડેલી ચીસથી શ્રી અદ્વૈતાચાર્યનું લક્ષ એમના તરફ ગયું. તેમણે જોયું કે શ્રી નિમાઈ પ્રભુ મને મળવા આવ્યા છે અને પોતાની આંતર પ્રેમ વૃત્તિને લીધે મૂર્છા પામી ગયા છે. કેમકે તે ઉત્તમ ભક્ત હોવાથી આવી જાતના અનુભવો તેમને વારંવાર થયા હતા. શ્રી નિમાઈ પ્રભુના ભાવ તથા રૂપ જોઈ તેમનું ચિત્ત અત્યન્ત આકર્ષાવા લાગ્યું. આંખના પલકારા પણ માર્યા વગર જેમ જેમ શ્રી અદ્વૈતાચાર્ય જોતા ગયા તેમ તેમ તે મોહ પામતા ગયા. પોતાના આગળ લાંબી થઈ પડેલી સુવર્ણઆકૃતિપ્રતિ આશ્ચર્ય, વ્યગ્રતા અને આનંદથી તે ટગર ટગર જોઈ રહ્યા અને મનમાં વિચારપ્રવાહો વહેવા લાગ્યા. " આપ કોણ છો ! હજારો વર્ષ તપશ્ચર્યા કરવા છતાં જેને કોઈ ચલાયમાન કરી શકતું નથી તેજ શું તમે આજે પોતાની મેળે અહીં આવી ખડા થયા છો ! આ કેવું આશ્ચર્ય છે ! તમારાં સર્વ કાર્ય એવાંજ છે. અહા ! કેવું સુન્દર મુખ છે; તમારા સિવાય અન્ય કોઈનું પણ આવું સુન્દર મુખ હોઈ શકતું નથી. તમારૂં શું આજ રૂપ છે ! તમે તો કાળા છો ને ? હમણાં તમે આવશો એવું તો શાસ્ત્રમાં કોઈપણ સ્થલે નથી. હાં, તમે અતીત છો, તમે નહિ હોતે તો મારા પ્રાણનું આટલું આકર્ષણ કેમ થાત ! આહા !આજ મારો કેવો શુભ દિવસ છે ! કેવું સુંદર સ્વરૂપ છે ! અને તે કેવી અકળ લાવણ્યતાથી ભરેલું છે ! આ યુવાનના પ્રત્યેક છિદ્રમાંથી દિવ્ય તેજ નિકળતું જણાય છે. મારા પ્રભુ શ્રી કૃષ્ણ ભગવાનને તો કૃષ્ણ વર્ણના વર્ણવામાં આવે છે અને આ યુવાન પુરૂષ તો હેમ વર્ણના છે. પરંતુ પ્રભુની ગતિ ગહન છે!" શ્રી અદ્વૈતાચાર્યના હૃદયમાં આ સમયે અનેક અનુભવમાં આવેલા તરંગો ઉઠતાહતા. એ સર્વ તરંગો એમના હૃદયમાં ખેંચતાણ કરતા હતા, છતાં પ્રતિ ક્ષણે હૃદયમાં અધિક વિશ્વાસ બેસતો હતો.

श्री अद्वैताचार्यनो एका एक निश्चय.

તે જેમ વિશેષ જોતા ગયા તેમ તેમનામાં પરાધીનતા વધવા લાગી ! તેમને પોતાનું સ્વપ્ન સાંભર્યું, અને તેના સ્મરણથી તેમનાપર સબલ અસર થઈ. તે પોતાની વૃત્તિઓને વિશેષ સમય નિયમમાં રાખી શક્યા નહિ અને અંતઃકરણમાં એકાએક નિશ્ચય થઈ ગયો. આટલા દિવસથી જેમને હું આકર્ષણ કરતો હતો તેજ પ્રભુ મારી આગળ મૂર્છા પામેલા છે. તે વિચાર આવતાં તેમણે પોતાના મનનો ઉભરો નીચે પ્રમાણે કહાડયો:—

श्री अद्वैताचार्यनी प्रार्थना.

" મારા વલ્લભ ! તમે પધાર્યા. લોકો ઈશ્વરને દયાવાન્ કહે છે. અમ ક્ષુદ્ર પ્રાણીમાં પધારવાની આપની કૃપા એતો અનહદ દયાની સાક્ષી છે. " શ્રી અદ્વૈતાચાર્ય સઘળા રીતિ રિવાજો ચુસ્તપણે પાળતા અને તેથી હવે તેમને સ્મરણ થયું કે મારા મહાન અતિથીની મેં યોગ્ય રીતે પૂજા કરી નથી. તે વ્યાકુલ બની ઘરમાંથી ગઙ્ગાજલ, તુલસી, ચંદન, પુષ્પ વગેરે વસ્તુઓ લાવ્યા અને શ્રી નિમાઈ પ્રભુના સુન્દર ચરણ યુગલને પ્રથમ ગઙ્ગા-

જળથી ધોઈ, તુલસીદલ ચંદનમાં બોળી નીચેનો શ્લોક બોલતાં બોલતાં અર્પણ કરવા લાગ્યાઃ-

नमो ब्रह्मण्य देवाय गोब्राह्मण हिताय च ।
जगाद्धिताय कृष्णाय गोविन्दाय नमो नमः॥

અર્થઃ--બ્રહ્મ દેવને નમસ્કાર, ગોબ્રાહ્મણનું હિત કરવાવાળા, જગતનું કલ્યાણ કરનાર કૃષ્ણને નમસ્કાર, ગોવિન્દને નમસ્કાર.

श्री निमाई प्रभुनुं पूजन. गदाधरनो भय. समाधान.

આ શ્લોક ભણી ચરણમાં તુલસીદલ અર્પણ કરીને પ્રણામ સમર્પ્યો. ગદાધર ઊભા ઊભા આ સર્વ જોતા હતા. ગદાધર શ્રી નિમાઈ પ્રભુ સાથે હમેશાં ફરતા; તેઓ શ્રી નિમાઈ પ્રભુપર પ્રાણથી અધિક પ્રીતિ અને ગાઢ ભક્તિ રાખતા. તે શ્રી અદ્વૈતાચાર્યને મહાપુરુષ તરીકે ઓળખતા હતા અને શ્રી અદ્વૈતાચાર્ય શ્રી નિમાઈ પ્રભુના ચરણની પૂજા કરે છે એ જોઈ ગદાધર ઘણા વિસ્મય પામ્યા હતા. ગદાધરનો શ્રી નિમાઈ પ્રભુના પ્રતિ જે પ્રેમ છે તેની સીમા ન હતી. જ્યારે શ્રી અદ્વૈતાચાર્યને પોતાના સખા શ્રી નિમાઈપ્રભુની ચરણપૂજા કરતા જોઈ, કદાચિત્ એમાં શ્રી નિમાઈનું કંઈ અમંગલ* થશે એવો વિચાર કરી ભયથી વ્યાકુલ બની શ્રી અદ્વૈતાચાર્યને કહેવા લાગ્યાઃ " ગોસ્વામી ! શું કરો છો ! શ્રી નિમાઈ પંડિત બાલક છે, એમણે આપનો શો અપરાધ કર્યો છે ! આપ એમનું ચરણપૂજન કરો છો તેથી એનું અકલ્યાણ થશે." શ્રી અદ્વૈત પ્રભુએ ગદાધર પ્રતિ તાકીને જોયું, અને તે પણ ત્યાં છે એતો તેમણે ત્યારેજ જાણ્યું. પછી જરા હસીને બોલ્યા " ગદાધર ! શ્રી નિમાઈ પંડિત કેવા બાલક છે એ તમે થોડા દિવસ પછી જાણશો."

गदाधरने संकल्प विकल्प.

આ વાત સાંભળી ગદાધરના હૃદયમાં પ્રથમ એ વિચાર ઉત્પન્ન થયો કે શ્રી નિમાઈ પણ્ડિત શું ખરેખરા ભગવાનજ છે ? આ વિચાર હૃદયમાં થતાંજ ગદાધરના મનમાં આનંદ અને ભય બન્ને સાથે લાગાં ઉદય પામ્યાં. આનંદ કેમ થયો એ કહેવાનું કંઈ પ્રયોજન નથી, પણ ભય કેમ થયો એ સ્પષ્ટ કરવું જોઈએ. આજ સુધી ગદાધર જાણતા હતા કે શ્રી નિમાઈ પણ્ડિત મારા છે, પણ જો એ ભગવાન હોય તો મારા શી રીતે થશે ? આવો મનમાં વિચાર કરી ગદાધર શ્રી નિમાઈ પ્રભુથી બે ચાર પાંચ ડગલાં ખસી ઊભા થઈ રહ્યા.

એટલામાં શ્રી નિમાઈ પ્રભુને ચેતન આવ્યું. શ્રી અદ્વૈતાચાર્યને પોતાના ચરણ પાસે જોઈ બ્હેબાકળા બની તેઓ ઊઠયા અને તેમનાં ચરણોમાં પડી કહેવા લાગ્યાઃ

---

*લોકોક્તિ પ્રમાણે, જ્યારે કોઈ ઉચ્ચ પંક્તિનો મનુષ્ય ક્ષુદ્ર પંક્તિના મનુષ્ય પ્રતિ અણુઘટતો પૂજ્યભાવ બતાવે છે, ત્યારે તે ક્ષુદ્ર મનુષ્ય ઉપર વ્હેલું મોડું દુઃખ આવી પડે છે; અને તેથી પોણોસો વર્ષના વૃદ્ધ સંત શ્રી અદ્વૈતાચાર્ય આ પ્રમાણે પૂજન કરે તે જોઈ ગદાધરખિન્નથયા.

श्री निमाई प्रभुए करेली प्रार्थना.

" ગોસ્વામી ! હું સંસારસાગરમાં ગોથાં ખાઉં છું. તમે દયામય છો; મારો ઉદ્ધાર કરો. આ મારો અપવિત્ર દેહ તમને અર્પણ કરું છું. તમે તમારા પવિત્ર ચરણારવિંદનો મારા મસ્તકને સ્પર્શ કરાવી મને પવિત્ર કરો. તમારું દર્શન કરવા મનમાં ઘણી ચાહના હતી; આજ મારા ભાગ્યનો ઉદય થયો કે તમારા ચરણદર્શન પામ્યો. હે જગપ્રસિદ્ધ ભક્ત ! મને શ્રીકૃષ્ણના પાદારવિંદ પ્રાપ્ત કરવાનો માર્ગ દર્શાવો. "

अद्वैताचार्यना श्री निमाई प्रति शब्दो.

શ્રી અદ્વૈતાચાર્યને પુનઃ સંદેહ થયો. તે વિચારવા લાગ્યા, " જો એ શ્રી ભગવાન હોય તો મારાથી ગુપ્ત શા સારુ રહે ! મારી પાસે આટલું દૈન્ય શા સારુ બતાવે ! જે હશે તે. " શ્રી અદ્વૈતાચાર્યે પોતાનો મનોભાવ પ્રકાશ કર્યો નહિ. શ્રી નિમાઇ પ્રભુની વાતનો સહજ ઉત્તર આપી કહેવા લાગ્યા, " નિમાઇ ! તમે મારા બન્ધુ જગન્નાથના પુત્ર છો, મારા સુહૃદ વિશ્વરૂપના ભાઇ છો, અને વળી મને પરમપ્રિય છો. વૈષ્ણવોના મુખથી તમારે વિષે સાંભળી પ્રસન્ન થયો છું. તમારાપર શ્રીકૃષ્ણની પૂર્ણ કૃપા થઇ છે. હવે આપણે સર્વ આનંદથી પ્રભુ સંકીર્તન કરીશું. "

આટલું બોલી શ્રી અદ્વૈતાચાર્ય ઝટ પાછા હઠયા અને તેથી તેમને પોતાના ચિન્તનમાં એકલા મુકી શ્રી નિમાઇ પ્રભુ અને ગદાધર ઊઠીને ઘેર ગયા.

श्री अद्वैताचार्यनी चिन्ता.

શ્રી નિમાઇપ્રભુનું દૈન્ય જોઇ શ્રી અદ્વૈતાચાર્યને જે સંદેહ થયો હતો તે ધીમે ધીમે વધવા લાગ્યો. " એ પુરુષ શું ખરેખર ભગવાન છે ! " એ ચિન્તામાં તે રાત્રિદિવસ નિમગ્ન રહેવા લાગ્યા. થોડા દિવસ પછી તેમને એવો નિશ્ચય થયો કે એ જો ભગવાન્ હશે તો અવશ્ય મારું અનુસંધાન કરશે. આવો વિચાર કરી શ્રી નિમાઇપ્રભુની પરીક્ષા કરવાને નવદ્વીપ છોડી તે પોતાને ઘેર શાન્તિપુર ચાલ્યા ગયા.

શ્રી નિમાઇપ્રભુ જો ભગવાન્ હશે તો એ શ્રી અદ્વૈતાચાર્યની શોધ કરશે. એ નિશ્ચય કરી શ્રી અદ્વૈતાચાર્ય તેમને છોડી ચાલ્યા ગયા.

---




## પ્રથમ દર્શન.

---

નાચે શ્રીવાસને દ્વારે, ગૌરાઙ્ગ સુખ દાયક;
બાહુદ્વય કરી ઊંચા, બોલતા હરિ બોલને,
જાણે શશાંક તારામાં, નાચે એ સરસાઇથી.

*શ્રીवासनुं निवासस्थान अने प्रभु कीर्तननी व्यवस्था.*

શ્રીવાસને ત્રણ ભાઇઓ હતા. મજબૂત અને ઊંચા કોટવાળા એકજ વંડામાં એ ચારે જણનાં જૂદાં જૂદાં ઘર હતાં. તોપણ તે સર્વ રોજ સાથે બેસી ભોજન કરતા. એ ચાર ઘર ઉપરાંત શ્રીવાસનું એક નાનું ઘર હતું તેમાં એ સેવા પૂજા કરતા. એ ઘરમાં તે પત્થરની બનાવેલી એક ઇશ્વરની પ્રતિમા રાખતા, અને તેની હંમેશ પૂજા કરતા. શ્રીનિમાઇના અંગત મિત્રોને સમાચાર મળ્યા હતા કે શ્રી-વાસને ઘેર જઇ દરરોજ રાત્રિના કેટલોક સમય, ભક્તિનાં કીર્તન ગાવાનું તેમણે સ્વીકાર્યું છે. આ ઉપરથી મુરારિ, ગદાધર, પ્રસિદ્ધ ગાયક મુકુંદ તથા બીજાઓ આ મંડળીમાં ભાગ લેવા ઇચ્છવા લાગ્યા.

*उर्ध्व लोकनां गुप्त रहस्यो जाणवानी इच्छा.*

ગોઠવણ પ્રમાણે રાત્રિ થતાં શ્રીવાસ ઘણા યત્નથી કીર્તન નિમિત્તે શ્રીનિમાઇને પોતાને ઘેર લઇ આવ્યા. ચારે ભાઇઓ કીર્તન કરનારા હતા. અપૂર્વ કીર્તનિયા મુકુન્દદત્ત પણ ત્યાં જઇ મળ્યા. મુરારિ, સદાશિવ, તથા ગદાધર વગેરે સર્વ ભક્તગણ પણ ત્યાં આવી પહોંચ્યા. શ્રીવાસનો હેતુ મૃદુ હૃદયવાળા જણાતા શ્રીનિમાઇ સાથે પ્રયોગ કરી જોવાનો હતો. એ ધાર્મિક વૃદ્ધ વૈષ્ણવ તેમના દ્વારા ઉર્ધ્વ લોકનાં ગુપ્ત રહસ્યો પ્રકટ થાય એવી આશા રાખતા હતા. શ્રીમાન્ પણ ત્યાં આવ્યા હતા. જ્યારે સર્વ શ્રીનિમાઇ પ્રભુને ઘેરીબેઠા ત્યારે શ્રીનિમાઇએ પોતાની ગુપ્ત વાતો તેમની આગળ ખુલ્લી કરવાનો યત્ન કર્યો પણ કહી શક્યા નહિ. કહેતાં કહેતાંમાં બેશુદ્ધ બની મૂર્ચ્છા પામી ગયા !

*श्रीवासना गृहमां श्री निमाईनी स्थिति.*

ત્યાં આગળના ઘણા ખરાને આ બનાવ કાંઇ અસાધારણ લાગ્યો નહિ. કેમકે પહેલાં એવીજ મૂર્ચ્છાના ઝપાટામાં પ્રભુ. નિમાઇને તેમાંના ઘણાઓએ નજરોનજર જોયા હતા. તેઓ તેમને શુદ્ધિમાં આણવા સારુ જેટલા ઉપાયો જાણતા હતા તેટલા અજમાવવા લાગ્યા. શ્રીનિમાઇ શુદ્ધિમાં આવ્યા ખરા પણ બરાબર નહિ. તેઓ પોતાનાં ભાગ્યનો

શોચ કરવા લાગ્યા, " મને મારા કૃષ્ણ મળ્યા, પરંતુ હું તેમને ખોઈ બેઠો છું ! " આ શબ્દો સરલ હતા, પરંતુ ત્યાં બેઠેલા સર્વ ઉપર તેની બહુ સબલ અસર થઈ. શ્રીનિમાઈએ તે શબ્દો અત્યંત ઉદાસીમાં ઉચાર્યા હતા. કોઈ વત્સલ માતાનો એકનો એક પુત્ર મૃત્યુ પામ્યો હોય તે સમયનો દેખાવ તમે કદી જોયો છે ? જો તમે તે જોયો હશે તો શ્રીનિમાઈએ પોતાના સાથીઓ આગળ જે દેખાવ કર્યો તેનો કંઈક આભાસ તમને જણાશે. તેમના મનમાં શ્રીકૃષ્ણ સત્ય હતા; તેમની ખોટ પણ તેમને મન સત્ય હતી. તેમને પોતાના ઈશ્વર ખરેખર મળ્યા હતા, અને તે ખરેખર તેમને ખોઈ બેઠા હતા. તેમને કેવું લાગતું હતું તેનો હવે કંઈક ખ્યાલ તમને આવશે. એ દિવસે કીર્તન થયું નહિ. સર્વ સાથીઓ પ્રેમાનંદમાં મગ્ન થઈ ગયા. આ શું શ્રીનિમાઈ પ્રભુના સંગનો ગુણ હતો ! શ્રીનિમાઈ પ્રભુ રુદન કરતા હતા. તેમના કરુણ સ્વરથી પાષાણ સુદ્ધાં દ્રવ્યા. પછી તે હસવા લાગ્યા; તે હસવું કેમે કર્યું અટક્યું નહિ. હસવાનો ગુણજ એવો છે કે પાસેના બીજાઓને પણ હાસ્યરસમાં ડુબાડી દે. કોઈવાર તે એવા કંપવા લાગતા કે સઘળા મળીને પકડે તોપણ કંપારી મટે નહિ. જે શોક જણાતો તેથી જોનારાનાં હૃદય વિંધાઈ જતાં. તેમના હૃદયપર હદ થઈ પડેલા શોકની અસર તેમનાં શરીર ઉપર સ્પષ્ટ જણાતી. આથી તે કેવી વેદનાથી બળ્યા કરતા હતા તે સમજવામાં આવતું. શ્રીકૃષ્ણ ભગવાનના વિયોગથી હજારો વિંછીઓ કરડ્યા હોય તેવું દુઃખ તેમને થતું.

પાસે આવનારને શ્રીનિમાઈની સ્થિતિ જોતાં જે અસર થતી, તે અસર જોઈ તેમની સંભાળ લેનારા પર થએલી અસરમાં વધારો કરતી. પ્રત્યેક જણ શ્રી નિમાઈ સાથેજ રુદન કરવા લાગ્યા. પોતે શા સારૂ રડે છે તેની તેમને ખબર ન હતી. તેમના પર પ્રબલ અસર થઈ હતી, છતાં સંસારના શાણા ઠરેલા મનુષ્યો જેવું આ વર્તન નથી એટલું સમજવાની બુદ્ધિ તેમનામાં રહેલી હતી. તેઓ અંદર અંદર વાત કરવા લાગ્યા: "આ

શ્રી નિમાઈ પ્રભુના મિત્રોની અવસ્થા.

સર્વનો અર્થ શું ? આપણે મનુષ્ય છીએ કે સ્વર્ગીય વ્યક્તિઓ છીએ ? આપણે પૃથ્વિપર છીએ કે મનોરાજ્યમાં છીએ ? દિવ્ય પુરુષ રૂપે શ્રી નિમાઈ ભગવાન અથવા શ્રી કૃષ્ણ ભગવાન જાતે શું તેમની સાથે આપણને સ્વર્ગમાં લઈ ગયા છે ?" શિયાળાની લાંબી રાત્રિઓ વશીકરણની પરમાનંદકારક જાદુઈ અસર નીચે તેઓ પરસ્પર આ પ્રમાણે બોલતા. તેમને માત્ર એટલુંજ જ્ઞાન રહ્યું હતું કે અકળ આત્મિક મનોવિકારવાળી અવસ્થામાં આપણે પ્રવેશ કરી રહ્યા છીએ.

પ્રાતઃકાળે શ્રી નિમાઈ ઘેર આવતા અને અંધારું થતાંજ પુનઃ પોતાના મિત્રોને સાથે લઈ શ્રીવાસને ઘેર જતા. પુનઃ પોતાની ગુપ્ત વાર્તા પ્રકટ કરવાનો પ્રયત્ન કરતા અને પુનઃ

શ્રી નિમાઈના ત્રુટક શબ્દો.

તે નિષ્ફલ થતા. એમણે અર્ધ–ચેતનવાળી સ્થિતિમાં એક બે શબ્દ ઉચ્ચાર્યા, તે પરથી તેમના મન ઉપર શી રીતનો ભાર છે તેનું સૂચન થતું. કોઈ કોઈવાર પોતાના મિત્રોને કંઠે વળગી તે બોલી ઊઠતા, "ભાઈ ! મારા કૃષ્ણને પાછા આણી મારા પ્રાણ બચાવો." "ભાઈ ! કૃષ્ણ ભજન કરો, ઠાકોરજી જેવા દયાળુ બીજા કોઈ નથી."

**श्री निमाई भगवाने पोतानो गुप्त अनुभव प्रकट कर्या.**

આ સર્વ વ્યાપાર શ્રી નિમાઇ વ્યાકુલ અવસ્થામાં કરતા; તેમ છતાં જે કંઇ તે કરતા તે મનોહર લાગતું. ઘરની અંદર સ્ત્રીઓ તેમજ બહાર ભક્તલોકો સર્વ આનંદથી ઉન્મત્ત બની, આ સર્વ લીલાઓ જોઈ રહેતા. આટલો બધો સમય જે ગુપ્તવાર્તા તેમની આગળ પ્રકટ કરવા તેમણે યત્ન કર્યો હતો અને જેમાં તે નિષ્ફળ થયા કરતા હતા તે સ્પષ્ટ કરવામાં તે આખરે ફલીભૂત થયા. મહાપ્રયત્ને શ્રી નિમાઇ સાવધ બની કહેવા લાગ્યા, "ભાઇઓ, ! મારા શોકની વાર્તા સાંભળો. હમણાંજ મને શ્રીકૃષ્ણ હાથ લાગ્યા હતા અને હાથ લાગી પાછા ખોવાઇ ગયા છે. હું જ્યારે ગયાજીથી આવતો હતો ત્યારે એક દિવસ પ્રાતઃકાલે કન્હાઇ-નાટ્યશાલા ગામમાં ( ગૌડ દેશની નજીક ) એક ત્રિભુવનમોહન–પરમ સુન્દર કૃષ્ણ વર્ણના એક શિશુ નૃત્ય કરતા કરતા મારી પાસે આવ્યા હતા. તેમનું સૌન્દર્ય કલ્પનાની બહાર છે. તેમનાં શ્રીચરણમાં નૂપુર વાગતાં હતાં. તેમણે અતિ ચંચલતાથી હસતાં હસતાં મારી પાસે આવી મને આલિંગન આપ્યું. તેમની વત્સલ અને મનોહર દૃષ્ટિથી મારું હૃદય દાસ બની ગયું. મારે સારુ તેમને હદ ઉપરાંત પ્રેમ હોય એમ લાગતું હતું. તેમની કાન્તિમાં એવું તો તેજ હતું કે આનંદનો તો તે જાણે અવતારજ હોય એમ જણાતું. આવ્યા કે તરતજ તે નૃત્ય કરવા લાગ્યા અને તેમનાં નૂપુરનો ઝણ ઝણાટ દિવ્ય સંગીતના ધ્વનિ જેવો હતો. આલિંગન આપી તરત જ તે અદૃશ્ય થઇ ગયા." મનમાં વિચાર કરી, નિમાઇએ મુરારિ વગેરેને શુક્લામ્બર બ્રહ્મચારીને ઘેર આવવાનું કહ્યું હતું. તે બોલ્યા "ભાઇઓ ! તમો સર્વને પ્રાતઃકાલે હું મારી દુઃખકથા કહીશ." આટલું બોલીને મૂર્છા પામ્યા. શ્રી નિમાઇ વિશેષ વાત કરી શક્યા નહિ. શ્રીકૃષ્ણ ભગવાને મને આલિંગન આપ્યું છે, એના સ્મરણથી તે પૂરેપૂરા મગ્ન થઇ ગયા હતા !

**श्री निमाई प्रभुनी मृत्यु समान अवस्था.**

તેમની સંભાળ લેનાર મિત્રોને તેમનામાં પ્રાણનું કંઇ પણ ચિહ્‌ન જણાયું નહિ, કેમ કે તે શ્વાસોચ્છ્વાસ લેતા બંધ થયા હતા, એટલુંજ નહિ પણ તેમનું હૃદય પણ ધડકતું બંધ પડી ગયું હતું. સર્વ પ્રકારે તે મૃત્યુવશ થયા હોય એમ લાગ્યું. આથી સર્વને ઘણીજ ચિંતા થઇ. આવી ગાઢ અને મરણ સમાન બેશુદ્ધિમાં તેમણે શ્રી નિમાઇને પૂર્વે કદી જોયા ન હતા. તેમને ધાસ્તી પેઠી કે એ હવે હંમેશને સારુ આપણી પાસેથી ગયા. પોતાના ભક્તો આગળ વાર્તા પ્રકટ કરવા સારુજ શ્રીકૃષ્ણ ભગવાને અત્યાર સુધી એમનું જીવન નિભાવી રાખ્યું હતું અને હવે પોતાની પાસેજ તેમણે (શ્રીકૃષ્ણે) તેમને બોલાવી લીધા છે. આ પ્રકારે વિચાર કરતાં કરતાં આખી રાત્રિ વીતી ગઇ. શ્રી નિમાઇના ભાવમાં, સ્પર્શમાં, વાતમાં, રુદનમાં સર્વમાં કોઇ અપૂર્વ શક્તિ જણાતી, તેથી ત્યાં બેઠેલા લોકો તેમને વશ થઇ ગયા. તેઓ સર્વ પણ શ્રી નિમાઇનાં રુદન સાથે રુદન, અને હાસ્ય સાથે હાસ્ય કરતા હતા; તેમજ તેમના આનંદમાં સર્વેજણા આનંદનો ઉપભોગ કરતા હતા.

**मित्रोनी स्थिति**

સર્વે મનમાં વિચાર કરતા કે આ શું થાય છે: અમે જાગૃત છીએ કે સુતેલા છીએ; આ સ્વપ્ન છે કે વૈકુંઠ છે, અમે સર્વ દેવતા છીએ કે મનુષ્ય છીએ; શ્રી નિમાઇ શુકદેવ છે કે શ્રી ભગવાન પોતેજ છે. એ રાત્રે જેણે જેણે શ્રી નિમાઇનો આ ભાવ દીઠો હતો તે સર્વના હૃદયમાં શ્રી નિમાઇ દૃઢ થઇ બેઠા હતા. સર્વની વાર્તાનો વિષય, વિચારનો વિષય શ્રીનિમાઇ હતા. હૃદયમાં કેવલ શ્રી નિમાઇને નિમાઇજ જાગી રહ્યા હતા. પ્રાતઃકાલ થવા આવ્યો એટલે શ્રી નિમાઇને પુનઃ ચેતન આવ્યું અને તે પોતાને ઘેર ગયા.

**श्री गौरांग प्रभु भक्तनां आचरण शा माटे आचरता?**

શ્રી કૃષ્ણલીલાનો હેતુ. મનુષ્ય હૃદયમાં ઇશ્વર પ્રતિ પ્રેમ અને ભક્તિ જાગ્રત કરી મુક્તિનાં સાધન પૂરાં પાડવાં એ હતો. વળી આપણે કહી ગયા છીએ કે શ્રી ગૌરાંગ અવતારનો એક હેતુ એ હતો કે શ્રી કૃષ્ણલીલાનાં રહસ્યને પ્રકટ કરવાં. વળી પ્રેમ અને ભક્તિવડે ઇશ્વરપદ કેવી રીતે પ્રાપ્ત થઈ શકે છે તે આચાર વડે દેખાડવું. તેટલા માટેજ શ્રી ગૌરાંગ પ્રભુ પોતે ભક્તરૂપે વર્તતા હતા. વસ્તુતઃ ઉપદેશ કરતાં આચરણ વધારે અસર કરે છે, તેટલા માટે ઇશ્વરપદ પ્રાપ્ત કરવા સારૂ કેવું આચરણ કરવું તે દર્શાવવાને તેઓ ભક્ત થયા હતા.

**श्री गौराङ्ग प्रभुनो पूर्व राग.**

શ્રી કૃષ્ણલીલામાં આપણા જોવામાં આવ્યું છે કે પવિત્ર થવા સારૂ રાધા પ્રતિદિવસ યમુનાજીમાં સ્નાન કરતાં હતાં અને એક દિવસ તે ઘેર આવતાં હતાં ત્યાં માર્ગમાં પોતાના પ્રતિ પ્રીતિથી નિહાળતા શ્રીકૃષ્ણ ભગવાનને જોયા. આ પ્રકારે રાધાની કૃષ્ણપર પ્રીતિ થઇ. શ્રી નિમાઇ પ્રભુને ઇશ્વરપુરિએ ગયાજીમાં દીક્ષા આપી અને જાણે પોતે યમુનામાં સ્નાન કર્યું હોય તેમ તેથી શુદ્ધ થયા હતા. પછીથી તરતજ કન્હાઇ-નાટ્યશાલા આગળ તેમનો શ્રી કૃષ્ણ ભગવાન સાથે મેળાપ થયો હતો અને શ્રી નિમાઇ પ્રભુ મોહિત બની ગયા હતા. શ્રી નિમાઇ પ્રભુને શ્રી કૃષ્ણ ભગવાન માટે પૂર્વરાગ અથવા પ્રથમ સ્નેહ ઉપર જણાવ્યા પ્રમાણે આરંભાયો હતો.

**श्री कृष्ण प्रेमनां थाय आठ चिह्नो.**

ભાગવતમાં જણાવ્યા પ્રમાણે પોતાના પૂર્વરાગથી રાધા ઉપર કેવા પ્રકારની અસર થઇ હતી તે સંબંધી પ્રથમ આપેલું ટુંક વર્ણન વાચકે વાંચી જોવું. પરંતુ રાધા કરતાં શ્રી નિમાઇ પ્રભુ ઉપર તેની ઘણી સબલ અસર થઇ હતી. ટુંકામાં વૈષ્ણવ તત્વશાસ્ત્રમાં કદી સ્વપ્ને પણ નહિ જાણવામાં આવેલી એવી રીતે શ્રી નિમાઇનો ઇશ્વર પ્રતિ પૂર્વરાગ સંધાયો હતો. શ્રીમદ્ ભાગવતમાં લખે છે કે અષ્ટ આઠ ચિન્હો, રુદન, હાસ્ય, કંપ, પ્રસ્વેદ, પુલક (એટલે રોમાંચ થવો તે) મૂર્ચ્છા ઇત્યાદિથી શ્રી કૃષ્ણ ભગવાનપ્રતિ પ્રેમની ખાત્રી કરાય છે. પણ શ્રી નિમાઇ ભગવાનમાં આ આઠ કરતાં પણ વિશેષ ચિહ્નો સ્પષ્ટ થયાં હતાં. પૂર્વરાગને વશ થઇ શ્રી નિમાઇ પ્રભુ સર્વાંશે કેવલ શ્રીકૃષ્ણ પ્રભુની સત્તાને આધીન થઇ ગયા હતા. તેમના મનોવિકારપરનું સ્વાતંત્ર્ય જતું રહ્યું હતું

અને તે સતત રીતિઉદ્ગાર કહાડતા કે "હું મારાં અશ્રુ ખાળી શકતો નથી." તે તો માત્ર શ્રી હરિને આધીન થઇ ગયા હતા અને તેમની ભક્તિ મનુષ્યોના અનુભવ કરતાં ઘણી આગળ વધી ગઇ હતી. તેમની શોકાન્વિત કાન્તિ અને ખિન્ન મુખમુદ્રાને લીધે જે કોઇ તેમને જોતું તેને સહૃદય વૃત્તિ થઇ આવતી. પછી તે શૂન્ય મનના, સંસારની કોઇ પણ વસ્તુની દરકાર ન કરે અને સતત ભક્તિમાં ડુબેલા હોય તેવા થઇ ગયા હતા. એવી એક પણ ક્ષણ ન હતી કે જ્યારે તેઓ શ્રી કૃષ્ણ ભગવાન સાથે સ્નેહગોષ્ટી કરતા ન હતા. તેમનું આત્મસ્વામિત્વ વારંવાર જતું રહેતું; ખરેખર તે પવિત્ર આત્માની સત્તા નીચે રહેતા. નવાનુરાગનો સમય ઘણોજ સુખમય હોય છે. એ સમયમાં જેમને જેટલો ગંભીર અનુરાગ થાય તેમની અવસ્થા તેટલીજ બદલાઇ જાય છે. આ સમયે શ્રી નિમાઇ પ્રભુને ઘણું ખરું બાહ્ય જ્ઞાન ન હતું. સર્વદા શ્રી કૃષ્ણ ભગવાનના પ્રેમાનંદમાં મત્ત રહેતા. આ સમયે મુરારિ ગુપ્ત એમના નિયમિત પાર્ષદ હતા. મુરારિગુપ્તની જણાવેલી ઇચ્છાનુસાર કવિ કર્ણપૂરે શ્રી ચૈતન્ય ચરિત મહાકાવ્ય લખ્યું છે, તેમાં ગૌરસુંદરની એ સમયની અવસ્થાનું વર્ણન આપ્યું છે.

"પ્રાતઃકાલે મહાપ્રભુ ઊંચે સ્વરે રુદન કરવા લાગ્યા; ઘણા વિનયથી તે રુદન કરતા હતા. આખો દિવસ પૂરો થયો ને રાત્રિ થવા આવી ત્યારે તે વ્યાકુલ બની પૂછવા લાગ્યા, 'આ શું દિવસ થઇ ગયો ?' એટલું કહી તે તર્ક વિતર્ક કરવા લાગ્યા. ફરી સંધ્યાકાલે પૂરે મોએ રુદન કરવા લાગ્યા. રુદન કરતાં કહેવા લાગ્યા, આતો પ્રભાત થઇ ગયું, 'કેમકે પ્રકાશ જણાઇ આવે છે.' આ પ્રકારે ગૌરહરિને કાલજ્ઞાન. રહ્યું ન હતું.

श्री चैतन्य चरित महाकाव्यमां आपेलो श्री निमाई प्रभुनो पूर्वराग.

મહાપ્રભુ એક વાર પણ જો (શ્રી કૃષ્ણ કે શ્રી હરિનું નામ) સાંભળે તો ભૂમિપર ગબડી પડી બળથી આળોટતા, કંપતા, ઘણા વેગથી ઊંડા નિઃશ્વાસ નાંખતા અને નેત્રમાંથી આંસુની ધારા વહેવડાવતા.

શ્રી નિમાઈ પ્રભુનાં નેત્રમાં અશ્રુધારાઓ અટકતી નહિ. બહારનાં મનુષ્યો આગળ તે ઘણા કષ્ટથી અટકાવવા પ્રયત્ન કરતા. મનુષ્યનાં નેત્રમાંથી એટલું બધુ જલ નિકળી શકે છે એ જોઇ સર્વ લોક ઘણા વિસ્મય પામવા લાગ્યા. પોતાને ઘેર પાટ પર બેઠા બેઠા શ્રી નિમાઇ પ્રભુ ડાબા હાથપર મુખ ટેકવી ચુપચાપ રુદન કરતા. કોઇની પણ સાથે વાર્તાલાપ કરતા નહિ. જો કોઇવાર સહેજ ભાન આવતું અને કોઇની સામું જોતા તો તે અત્યન્ત વ્યાકૂલ બની પૂછતા "શ્રી કૃષ્ણ ક્યાં ગયા ?" નિમાઈ પ્રાતઃકાલે નિદ્રામાંથી જાગતા એટલે *પ્રેમાનંદની ધારાઓ વહેવા લાગતી. મુખ પ્રક્ષાલન કરે ત્યાં પણ અશ્રુધારા વ્હેતી.

* રુદન કરવું અને ઈશ્વરપ્રતિ અથવા પ્રેમને લીધે અશ્રુ પાડવાં એમાં મોટો તફાવત છે. જ્યારે કોઇ માણસને દુઃખ થાય છે ત્યારે તે રુદન કરેછે; પણ દૈવી અસરવાળો માણસ "આનંદાશ્રુ પાડે છે." આ દૈવી અસરો અને સાંસારિક વૃત્તિઓથી હૃદય ઉપર જે પ્રકારે અસર થાય છે તે આગળ ઉપર સ્પષ્ટ કરવામાં આવશે. આ સ્થળે એટલું ધ્યાનમાં રાખવું કે શ્રી કૃષ્ણ ભગવાન્ એટલા તો કૃપાળુ છે કે તેમના વિયોગ સારૂ જે ભક્ત અત્યંત રુદન કરે છે તે બધો સમય ઉત્તમ સુખ અનુભવે છે.

ભોજન કરવા બેસે પણ પ્રેમથી ભોજન કરી શકતા નહિ. શચીદેવી પછી યુક્તિ પ્રયુક્તિથી ભોજન કરાવતાં. દિવસના આરામ લેવા સુએ ત્યાં પણ નયનધારાથી શય્યા ભીંજાઇ જતી. શ્રી નિમાઇ પ્રભુ આ અવસ્થામાં શ્રી કૃષ્ણ સંબંધી પ્રશ્નો એવી તો સરલતા અને આતુરતાથી પુછતા કે જે પુરૂષને તે સંબોધતા તે પણ તરત અશ્રુપાત કરવા માંડતા. એથી ચકિત બની શ્રી નિમાઇ તેમને પુછતાઃ "કેમ રુદન કરો છો ! શ્રી કૃષ્ણ ફરી આવશે નહિ એટલા માટે કે" અને પછી પોતે અશ્રુપાત કરવા માંડતા.

શ્રી નિમાઇ પ્રભુના હૃદયમાં શ્રી કૃષ્ણ.

એક દિવસ ગદાધાર હાથમાં પાન લઇ શ્રીનિમાઇ પ્રભુની પાસે આવ્યા. શ્રીનિમાઇએ પુછ્યું કે "ગદાધર ! કૃષ્ણ ક્યાં ગયા ?" ગદાધરે ઉત્તર આપ્યો "શ્રીકૃષ્ણ બીજે ક્યાં છે, તમારા હૃદયમાંજ છે." આ સાંભળી શ્રી નિમાઇએ વિચાર્યું કે "ત્યારે તો શી અડચણ છે, હવે તો મેં શ્રીકૃષ્ણને આટલા દિવસથી મારી પાસેજ પ્રાપ્ત કરેલા છે. કેમ ! હવે જૂઓ ત્યારે, હમણાં એમને પકડું છું." "હાં, હૃદયમાં છે." બંને હાથના બલથી હૃદય ચીરવા લાગ્યા. ગદાધરે બંને હાથ પકડી લીધા. શચી દેવીએ પણ હાથ પકડ્યા અને સૌએ હાથ ઝાલી રાખી ઘણા પ્રકારે સાન્ત્વન કર્યું. શચીદેવીએ કહ્યું, "ગદાધર ! તું દીકરા સમજુ છે, તું નહિ હોત તો શ્રી નિમાઇના પ્રાણ બચત નહિ."

શ્રી નિમાઇ પ્રભુને ત્યાંજ કીર્તન.

સન્ધ્યાકાળ થયો અને ભક્તજનો નિમાઇને ત્યાં આવવા લાગ્યા; શ્રીવાસ પણ્ડિતને ત્યાં કોઇ ગયું નહિ. શ્રીનિમાઇપ્રભુનાજ ઘરમાં આજે પ્રેમાનંદના તરંગ ઊઠવા લાગ્યા. જોકે સર્વ કીર્તન કરવા બેઠા પરંતુ ખરેખરું કીર્તન હજુ આરંભાયું હતું નહિ. ભક્તજનો તો કેવલ શ્રીનિમાઇપ્રભુને જોઇનિજ આનંદમાં જાગરણ કરતા હતા.

શ્રીગૌરાંગ પ્રભુના નવાનુરાગી શ્રી નિમાઇ પ્રભુની સ્થિતિ.

નવાનુરાગનો આ સમય હતો. ભજન કરવાથી જીવની જેવી અવસ્થા થાય છે તેવી અવસ્થા શ્રીનિમાઇ પ્રભુની થવા લાગી. તફાવત માત્ર એટલોજ કે જ્યારે શ્રીનિમાઇ પ્રભુમાં આ સર્વ લક્ષણો પૂર્ણરૂપે જણાતાં ત્યારે બીજાઓમાં તે થોડા થોડા અંશે પ્રતીત થતાં. નવાનુરાગની અવસ્થા કેવી હોય છે તેનું ચંડીદાસે આ પ્રમાણે વર્ણન કર્યું છે. "નવાનુરાગિણી બાલા મનનું શું દુઃખ છે તે કોઇને કહી શકતી નથી. તેનો વ્યાધિ અકથનીય છે, અર્થાત્ તેનો શું વ્યાધિ છે તે પોતે પણ સમજી શકતી નથી. કોઇવાર પોતાની પ્રિય વસ્તુનું નામ સાંભળી આનંદમાં પુલકિત બને છે અને કોઈવાર મૂર્છિત બની ધરણીપર ઢળી પડે છે. વળી બીજું એ થાય છે કે નેત્રોમાંથી આનંદની ધારા વહે છે." નિમાઇની આજ અવસ્થા પ્રથમ ગયા ધામમાં થઇ હતી. કન્હાઇની નાટ્યશાલામાં આવ્યા પછી આ અનુરાગ સ્ફુટ થયો હતો. ત્યાર પછીથી પ્રભુ નિમાઇ શયનમાં, સ્વપ્નમાં, જલમાં, આકાશમાં સમસ્ત સંસારમાં શ્રીકૃષ્ણ જોવા લાગ્યા. ચારે દિશાઓ શ્રીકૃષ્ણમય જણાવા લાગી. કોઇ કોઈવાર શ્રીકૃષ્ણની સાથે તેઓ આનંદમય આલાપ પણ કરતા. તેમનું રૂપ જોઇ નેત્રોમાંથી અશ્રુધારા વહેતી. કોઇ

કોઈ વાર શ્રીકૃષ્ણને નહિ જોવાથી તે અત્યન્ત વ્યાકુળ બની રોતા. બહારના લોકો સાથે એ કોઈ જાતનો સંબંધ રાખતા ન હતા. એ સમયે એ અને એના કૃષ્ણ બે જણ સિવાય ત્રિલોકમાં બીજાઓ છે અથવા બીજા કોઈને રહેવાનું પ્રયોજન છે એવું એમને ભાન રહ્યું ન હતું. તેમને જોઈને બહારના લોક તેમને સમજી શકતા નહિ, તે એટલે સુધી કે કોઈ તો એમને પાખંડી કહેતા. બહારના લોકની વાતો સાંભળવા તે ઇચ્છતા નહિ. કદાચિત્ સાંભળતી પડતી તો તે સમજતા નહિ. જ્યારે શ્રીનિમાઈને ભાન આવતું ત્યારે કોઈ વાતનું એમને કંઈ પણ સ્મરણ રહેતું નહિ. જો કંઈ યાદ રહેતું તો પોતાના સંગીઓને કહેતા, " ભાઈ ! " અથવા માતાને સંબોધી કહેતા, " માજી ! મેં જો કંઈ લવારો કર્યો હોય તો મને ક્ષમા કરજો, હું સ્વાધિન નથી. " ત્યારે સર્વ એમને કહેતાં, " નહિ ! તમે કંઈ લવારો કર્યો નથી. "

**શ્રી નિમાઈ પ્રભુનાં ચમત્કારિક દર્શનો.**

જ્યારે શ્રીવાસે સાયંકાળનો સમય પોતાને ત્યાં ગાળવાને શ્રી નિમાઈ પ્રભુને આમંત્રણ કર્યું, ત્યારે પોતાના પરોણા સાથે કેવી રીતે કાળ નિર્ગમવો તેની તેને બિલકુલ કલ્પના નહતી. પરંતુ મંડળી ભેગી થવા લાગી અને શ્રીવાસ મુરારિ મુકુન્દ વગેરે ભક્તો શ્રી નિમાઈ પ્રભુ આવી અવસ્થામાં હતા, તે સમયે કીર્તન કરવા બેસવા લાગ્યા. તેવામાં જ શ્રીવાસ અને તેના મિત્રોને તેમનામાં વિચિત્રતા જણાઈ આવી. તેમણે દર રાત્રિએ એ પ્રમાણે પ્રયોગો ચાલુ રાખ્યા. શ્રી નિમાઈ પ્રભુનાં દર્શનોમાં ચમત્કાર પ્રતીત થવા લાગ્યા. તેથી અડચણ ન આવે એટલા સારુ તેમના કીર્તનના સમયમાં ચારે બાજૂએ ઊંચી ભીંતો અને મજબૂત દ્વારવાળા શ્રીવાસના ઘરમાં કોઈ પણ બહારનાં માણસને દાખલ કરવામાં આવતાં ન હતાં.

**રંગભૂમિ અને દિવ્ય દર્શનના પ્રયોગો.**

આ કીર્તન વખતે શ્રીવાસ વગેરે મિત્રોને શ્રી નિમાઈ પ્રભુમાં વિલક્ષણતા જોવામાં આવતી. તે ઉપરથી કંઈ ખાસ શીખવાનું અથવા જાણવાનું મળશે એમ તેમને આશા હતી. વળી શ્રી નિમાઈ પ્રભુના સંગમાં તેમને દિવ્ય આનંદનું અલૌકિક ભાન રહેતુ. આવું ભાન શા માટે થતું હતું તે તેઓ જાણતા નહતા. એક વખત જેમણે શ્રી નિમાઈ પ્રભુ સાથે રાત્રિ ગાળી હોય, તેમને પુનઃ ત્યાં જવાની, અને એ રંગ ભૂમિમાં જવાનો પ્રસંગ કદી પણ ન ગુમાવવાની પ્રબલ ઇચ્છા થતી. દરરોજ સાયંકાલે તેઓ ભેગા થતા અને અંદરની બાજૂએથી દ્વારને મજબૂત આગળો મારતા, અને તે પછી તેઓ કીર્તનમાંથી છૂટા થાય ત્યાં સુધી અન્ય કોઈને પણ શ્રીવાસના ઘરમાં પ્રવેશ કરવા દેતા નહિ. દ્વારપાલનું માન ગંગાદાસ ભક્તને મળ્યું હતું.

**શ્રી નિમાઈ પ્રભુ દૈવિ સત્તાને સ્વાધિન.**

આપણે મંડળીને " રંગ ભૂમિ " અને દિવ્ય દર્શનોને " પ્રયોગો " નાં નામ આપ્યાં છે તે યોગ્ય જ છે. કીર્તન સમયે શ્રી નિમાઈ પ્રભુ સંપૂર્ણ રીતે ભક્તિભાવમાં પલળી રહેલા હોય છે. એ સમયે પ્રેમભાવ એમને વશ રહેતો નહિ પણ પોતે જ પ્રેમભાવને વશ થતા. કીર્તન કરવા બેસે કે વિવિધ પ્રકારના ભાવો તેમનામાં ઉદય પામતા. શ્રી

નિમાઈ પ્રભુ પ્રથમ મંડળીમાં આવ્યા ત્યારે એવું જણાઈ આવ્યું કે તેમના ઉપર કોઈ દૈવિ શક્તિ કાર્ય કરે છે, તે બુદ્ધિપૂર્વક સાવધાનતામાં કંઈજ કરતા નહતા. પ્રતિદિવસ આ દૈવિ સત્તાની શક્તિ વધતી ગઈ, તે એટલે સુધી કે તે સત્તાએ તેમના પર સંપૂર્ણ સત્તા સ્થાપી. ખરેખર, આ સત્તાનું સ્વામિત્વ અને તેમનાપર એટલું બધું તો જામ્યું કે કોઈ કોઈવાર તો તે શ્રી નિમાઈ પ્રભુ હોય જ નહિ એમ લાગતું, પણ આગળ જતાં આ સત્તા ઉપર શ્રી નિમાઈ પ્રભુએ જય મેળવ્યો અને તેને વશ કરી દીધી.

જેમ જેમ તે શક્તિ શ્રી નિમાઈ પ્રભુ ઊપર કાર્ય કરવા લાગી તેમ તેમ એમ માલમ પડ્યું કે શ્રી નિમાઈ પ્રભુ પોતાના શરીર ઉપરનો, ઇંદ્રિયો ઉપરનો અને પોતાના આત્મા ઉપરનો પણ અંકુશ ખોતા જાય છે. જ્યારે જ્યારે તેમને કંઈ કહેવું હોય ત્યારે ત્યારે

श्री निमाई प्रभुने अक्रुर हुं एवुं भान.

એ સત્તા તેમને અટકાવતી; અને જ્યારે એ સત્તા એમની પાસે કંઈ કહેવડાવવા, અથવા કરાવવા માગતી ત્યારે અનાયાસેજ તેને તેઓ અટકાવતા. આ પ્રમાણે એ સત્તા અને નિમાઈ વચ્ચે ઝગડો મચતો અને તેના પરિણામમાં શ્રી નિમાઈ પ્રભુની ચમત્કારિક સ્થિતિ જણાતી. શ્રી નિમાઈ પ્રભુના શરીરમાં સખત આંકડીઓ આવતી. શ્રી કૃષ્ણ ભગવાનને વૃંદાવનથી મથુરા લઈ જનાર પુરુષ અક્રૂર તે પોતે છે એમ કહેવડાવવાને આ સત્તા શ્રી નિમાઈ પ્રભુને આગ્રહ કરતી. પરંતુ શ્રી નિમાઈ પ્રભુ તેમ કરવા ના પાડતા. પછી શ્રી નિમાઈ અને તે સત્તા વચ્ચે ખેંચતાણ થતી એ દિવ્ય સત્તા અંતે વિજય મેળવતી અને પોતે અક્રૂર છે એમ પ્રસિદ્ધ કરવાને તે શ્રી નિમાઈને પ્રેરતી.

श्री निमाई प्रभुमां अष्ट सात्विक भावो.

શ્રીમદ્ ભાગવતમાં શ્રીકૃષ્ણ ભગવાના પ્રેમનાં લક્ષણ હાસ્ય, રોદનં ઇત્યાંદિ અષ્ટ સાત્વિક ભાવનું વર્ણન છે, પરંતુ શ્રી નિમાઈ પ્રભુના અંગમાં ઘણા ભાવ ઉદય પામેલા જણાયા. કોઈવાર શ્રી નિમાઈ પ્રભુ ભૂમિપર પડી આળોટતા અને આક્રંદ કરતા. એ આક્રંદ કલાકોના કલાકો ચાલતું. તે શમીજાય તો હાસ્ય ઉદય પામે. જેટલા રડ્યા હોય તેટલાજ હસે. કોઈ કોઈ વાર અંગમાંથી એટલો પરસેવો નિકળે કે,

**"अङ्ग बहत मनु मूरति गङ्गा !"**

પ્રભુ તો જ્યારે જ્યારે રે પ્રસ્વેદનું ચિહ્ન ધરે,
ગંગાજી જાણે પોતે રે નિર્મલ જલ તેનું લહે;

પ્રભુ તો જ્યારે૦

કોઈ કોઈવાર અંગ અગ્નિસમાન બની જાય, પાણી રેડ્યું હોય તો તે સુકાઈ જાય. ચંદન લગાડતાં લગાડતાં પોપડી વળી જાય. કોઈ કોઈવાર એવો કંપ થાય કે દાંતના કકડવાથી અને અથડાવાથી સઘળા દાંત ભાંગી જશે એમ ભય લાગે. કોઈ કોઈવાર સંપૂર્ણ મૂર્છા આવી જાય, ડોળા ફાટી જાય, જીવનનું ચિહ્ન માત્ર રહે નહિ, શ્વાસ બંધ પડી જાય, મુખમાંથી ફીણ નિકળી પડે. મૂર્છિત અવસ્થામાં કોઈવાર શ્વાસ બંધ રહે અને કોઈવાર શ્વાસ એવો ચાલે કે મનની વેદનાનો જાણે પાર ન હોય. એમની સન્મુખ ઊભા રહેવાની કોની શક્તિ હોય? કોઈવાર અંગ એવું

ભારે થઇ જાય કે એમને કોઇ ઉઠાડી શકે નહિ. કોઇવાર એવું હલકું થઇ જાય કે એઓ ભક્ત સ્કંધપર ચઢીને ગનાગાસી આખા આંગણામાં નાચતો ફરે. એટલું જ માત્ર નહિ, પરંતુ પોતે પણ કોઇ કોઇવાર એકાંતમાં થોડો કાળ નૃત્ય કરતા. કોઇ કોઇવાર શ્રી નિમાઇ પ્રભુના બે પગ મસ્તક સાથે એકઠા થઇ જાય, શરીર ચક્રના જેવું બની જઇ આખા ચોગાનમાં ફરે. કોઇ કોઇવાર એટલી ઠંડી આવે કે બેસી શકે નહિ. કોઇ કોઇવાર અઙ્ગનો ગૌરવર્ણ ચાલ્યો જતો, વર્ણ ફીકો થઇ જતો. કોઇ કોઇવાર નેત્રનો રંગ પલટાઇ જતો. કોઇ કોઇવાર બન્ને નેત્રોના જુદા રંગ થઇ જતા. કોઇ કોઇવાર અંગપર કુમકા જેવા રોમાંચ થઇ જતા. કોઇવાર તેમાંથી લોહી વહેતું, કોઇ કોઇવાર અંગ એવું અવશ થઇ જતું કે તેને હલાવવાને કોઇની પણ શક્તિ રહેતી નહિ. કોઇવાર શરીર એવું તો કોમળ થઇ જતું કે જાણે શરીરમાં હાડકાં જ ન હોય.

આ પ્રકારના ભાવમાં તે કોઇવાર બન્ને હાથ અને પગ નીચા મૂકી ચાલતા અને કોઇ કોઇ વાર મધુરું નૃત્ય કરતા.

> बाल भाव छिन होत करत चञ्चलता भारी ।
> कबहुं बजावत बदन आवावा शिशुसम कारी ॥
> चरण नचावत छिनक हंसत खल खल्का खनमें ।
> कबहुंक घुड्अन रिंगिन बालक सम आंगनमें ॥

આ ભાવદર્શનોની વચમાં વચમાં તે કોઇ કોઇવાર શ્રી કૃષ્ણ ભગવાનના સમયમાં જે લોકોએ કીર્તિ મેળવેલી તેવા લોકોનું સ્વરૂપ ધારણ કરતા અને કોઇ કોઇવાર ખાસ શ્રી કૃષ્ણ જેમ વાતો કરતા તેમ તે પણ વાતો કરતા.

**देवो अने इश्वरोंनां कार्य माटे विकास-वाळां विशुद्ध मनुष्यो.**

આવા દેખાવો વિશેષ સંબંધવાળા અને લાવણ્યમય થતા ગયા. પરલોકનાં વાસીઓ પૃથ્વિપરનાં પંચમહાભૂતવાળા પ્રાણીઓ સાથે માત્ર પદાર્થ મારફતેજ વ્યવહાર કરી શકે છે. તેજ પ્રમાણે દેવલોક મનુષ્યોસાથે વ્યવહાર કરે છે. પોતાના કાર્યને માટે યોગ્ય હોય એવાં મનુષ્યના શરીરમાં દેવ પ્રવેશ કરે છે અને પછી મનુષ્યજાતિસાથે વ્યવહાર કરે છે. પોતાના ઉચ્ચ વિચારો દર્શાવવા સારુ ઉચ્ચ દેવોને વિશુદ્ધ શરીર શોધી લેવાં પડે છે. જેંઆમાં ઊંચી માનસિક શક્તિ કોઇને હોય તો એ ઇશ્વર પોતાનેજ છે. કોઇ પણ ન્યાયી રાજા પોતે ઘડેલા કાયદાનો કદી પણ ભંગ કરતો નથી, એમ ઇશ્વર પોતાના કાયદાનો કદીજ ભંગ કરતા નથી. એટલા માટે મનુષ્ય સાથે વ્યવહાર કરવા માટે ઇશ્વરે અન્ય દેવોના જેવાંજ સાધનો સ્વીકાર્યાં છે. પોતાનું કાર્ય પાર પાડવા સારુ ઉચ્ચતર દેવોને અધિક ઉચ્ચ પ્રકારનાં વિશુદ્ધ અને વિકાસવાળાં શરીરો જોઇએ છે. ઇશ્વર પોતે પૂર્ણ હોવાથી જે મનુષ્ય પણ વિકાસની પૂર્ણતાનો નમૂનો હોય તેમાં તે કાર્ય કરી શકે છે. શ્રી પ્રભુ નિમાઇનું શરીર આવું અસામાન્ય હતું, અને મનુષ્ય જાતિ સાથે વાત

મિત કરવાનેજ નહિ, પણ તેમની સાથે કાર્ય કરવાને, તેમની સાથે પરિચય કરવાને સરજા- યું હતું. તેને ઈશ્વરે પોતાના ઉપયોગમાં લીધું અને સ્વીકાર્યું.

मनुष्यशरीरने विशुद्ध करतां थता विचारो.

પોતાના કામ સારું ઈશ્વરે આ શ્રી નિમાઈ પ્રભુનું શરીર પૂર્ણ બનાવેલું હતું. તેમ છતાં અપૂર્ણતા અને અશુદ્ધિવાળા આ સંસારમાં શરીરને ઉછેરવામાં આવ્યું હતું; તેથી કેટલાક દૂષણો શ્રી નિમાઈ પ્રભુના શરીરમાં અવશ્ય રહેલાં હતાં, તેથી તે દોષો દૂર કરી તેમને સુધારી જે કામ માટે તેમને સરજવામાં આવ્યા હતા, તે કામ પાર પાડ- વાને તેમને ધીમે ધીમે પૂર્ણ બનાવવાની ક્રિયા ચાલુ હતી. આ ક્રિયાઓથી શરીરને પ્રથમ આંકડીઓ આવતી. અને તેને અજ્ઞાન લોકો ઉન્માદવાયુ ગણતા. પછી જ્વર લાગુ પડ્યો તેથી તે એટલું તો શુદ્ધ થયું કે તેમાં દિવ્ય સત્તાઓ આકર્ષાઈ. દિવ્ય સત્તાએ પછી શરીરનો વિકાસ અને વિશુદ્ધીકરણની ક્રિયા પૂર્ણ કરી; અને સર્વના આત્માના મહાન્ આત્માને ધારણ કરવા માટે આખા શરીરમાં પૂર્ણતા આણી. પૂર્ણતા આણવાની આ ક્રિયા સમયે શ્રી નિમાઈ પ્રભુમાં બહાર જણાતા વિલક્ષણ તથા ચમત્કારમય ફેરફારો જણાતા હતા.*

શ્રી ગૌરાંગ પ્રભુના શરીરમાં જ્યારે એક ચિહ્ન જણાતું ત્યારે પછી બરોબર એથી ઉલટું ચિહ્ન દેખાતું. આ વાત તેમની મનની સ્થિતિના સંબંધમાં પણ સત્ય નિવડતી.

---

* બુદ્ધિમાન લોકો માસ્ટોડોનનાં અસ્થિની પરીક્ષા કરતા સેબિરિયા સુધી જશે; પરંતુ મરણ પછી આપણે જીવીશું કે નહિ તે વાતનો નિશ્ચય કરવાને એક આંગળ પણ તેઓ ખસશે નહિ. તોપણ આ સર્વોપયોગી વાત એક ઘણી સહેલી રીતે નક્કી કરી શકાય છે. " ભૂત, હનુમાન્, વીર, માતા વગેરે આવવાનું " વારંવાર બને છે, અને દુનિયામાં એવું એકે પણ ગામ નથી કે જેમાં એવું દૃષ્ટાંત ન મળી શકે. પુરુષો જે ડાહ્યા હોવાનો ડોળ કરે છે તે આવા પ્રસંગોપર કંઈ ધ્યાન આપતા નથી. તેઓ એ દર્શનને કાં તો રોગ અથવા ઢુઆઈને લીધે થતું કહે છે. એ કેવળ સત્ય છે કે કેટલીકવાર આંકડીઓને પણ ભૂલમાં ભૂત અથવા માતા આવી છે એમ માનવામાં આવે છે, અને વળી લોકો ઠગવા માટે પોતાને (ભૂત) માતા આવે છે એમ ઢોંગ કરે છે. પ્રમાણિક શોધકને સહેજ ધૈર્ય રાખવાથી પણ સત્ય દાખલો મળી આવશે; આવા દૃષ્ટાંતથી આત્માના અમરપણા સંબંધી તેને સાબિતી મળશે. આવી હકીકત પ્રાપ્ત કર્યા પછી તે આ જગતનાં દુઃખોની સામે થવાને શક્તિમાન્ થશે. આ ઉપરાંત ભલો અને ભક્તિમાન થવાને તે પ્રેરાશે; અને સંસારની લાલચો પગ નીચે કચડી નાખવાને તે સમર્થ થશે. ફૂલાણુને ભૂત, માતા વગેરે આવે છે એ વાત પણ કુદરતના નિયમાનુ- સાર ઈશ્વરનો અવતાર સિદ્ધ કરશે. સંપૂર્ણ વિકાસ પામેલા મનુષ્યશરીરમાં મનુષ્યથી સર્વ શક્તિમાન્ ઈશ્વરને ધારણ કરી શકાય છે; અને ઈશ્વર મનુષ્યને આવશ્યક એટલું પોતાનું દર્શન પણ એ રીતે આપે છે; કારણ કે પોતાના કરતાં ભિન્ન હોય એવી દૈવી વ્યક્તિનો મનુષ્યને ખ્યાલ આવી શકતો નથી. સર્વ શક્તિમાન્ ઈશ્વરને તમે અનંત અને એવા એવા ઉચ્ચ ગુણોનું આરોપણ કરી શકો, પરંતુ મનમાં તેથી કંઈ નિશ્ચિત કલ્પના આવી શકતી નથી.

ફૂલાણુને ભૂત, માતા વગેરે આવે છે એ વાતો સર્વત્ર માનવામાં આવે છે; અને કંઈક ચોક્કસ સત્ય ઉપર એનો પાયો રચાયલો છે તેની પૂરતી સાબિતી છે. યુરોપમાં પણ ભૂત આવે છે એવી માન્યતા મધ્યકાલમાં પ્રબલ હતી હાલ તેટલી નથી. બાઈબલનું પુસ્તક ભૂતયોનિની સાક્ષી પૂરે છે; ખરેખર દુનિયાનું પ્રત્યેક પવિત્ર પુસ્તક આ વાર્તાનું સમર્થન કરે છે. તોપણ ભૂત, પિશાચ વગેરે સાથેનો વ્યવહાર ન કરવો એમ તેમાં જણાવેલું છે.

શોક થયો હોય તો એ પછી અવશ્ય આનંદ થતો. શ્રી નિમાઈ પ્રભુ એ ભિન્ન ભિન્ન સ્થિતિઓને ભાગ્યે જ વશ ન હોય! એક સમયે તેમને લાગ્યું કે શ્રી કૃષ્ણ ભગવાને મારો ત્યાગ કર્યો છે અને તેથી શોકનાં સર્વ ચિહ્નો તે દર્શાવતા. આ શોકની તીવ્રતાથી તે મૂર્છા પામી જતા, આવું વખતોવખત બનતું. તેમને જોઈને તેમના સાથીઓને પણ આવેશ આવતો અને જોકે તેમના જેટલો નહિ તોપણ તેમના જેવી તેમને લાગણી તો થતીજ. ત્યાર પછી જ્યારે શ્રી નિમાઈ પ્રભુને એમ લાગતું કે શ્રી કૃષ્ણ પરમાત્મા મારી પાસે છે, ત્યારે આનંદનાં સર્વ ચિહ્નો તેમનામાં જણાતાં અને જેમ શોકને પ્રસંગે બનતું તેમ આનંદને પ્રસંગે પણ તેમની મનોવૃત્તિ સ્વાધિન રહેતાં મૂર્છાવશ થઈ જતા. તેમના સાથીઓ પણ એ આનંદનો થોડો લાભ લેતા. ખરેખર એ આનંદનું એક બિંદુ પણ તેમને મત્ત કરી દેવાને પૂરતું હતું.

એક સમયે શ્રી ગૌરચંદ્ર પોતાના ભક્તોની વચ્ચે બેઠા હતા. મુકુન્દે મનોહર સ્વરથી શ્રી કૃષ્ણ ભગવાનના ગાનનો આરંભ કર્યો કે શ્રી ગૌરસુન્દરના અંગમાં નાનાવિધ ભાવ પ્રકાશવા લાગ્યા. કીર્તન બંધ રહેતું અને સર્વ શ્રી નિમાઈ પ્રભુના સદ્ગુણથી આનંદમાં નિમગ્ન થઈ જતા.

શ્રી નિમાઈ પ્રભુના સહ્રયથી તેમના મિત્રોમાં અનિવાર્ય ભક્તિપ્રવાહ આવ્યો; તેઓ તેનું પાન કરતા અને તેનો તેમને નીશો ચઢતો. તેઓ પોતાની રાત્રિઓ પવિત્ર આનંદમાં

**श्री निमाई प्रभुना संगीओनी आनंदमय स्थिति.**

ગાળતા અને જ્યારે પ્રભાત થતું, ત્યારે પોતાના સ્વર્ગીય સુખની યાદે આવવા માટે તેઓ સૂર્યનારાયણને ઠપકો આપતા. ધીમે ધીમે શ્રી નિમાઈ પ્રભુનો દેહ નવીન થઈ ગયો. પ્રથમ શરીર આંતર ભાવને આધીન હતું, હવે આંતર ભાવ શરીરને આધીન થવા લાગ્યો.

એક દિવસ શ્રી કૃષ્ણ ભગવાનના ગુણગાનનો આરંભ થયો કે શ્રી નિમાઈ પ્રભુ આનંદમાં નાચવા લાગ્યા. પણ એ નૃત્ય મધુર લાગતું ન હતું. એના વેગથી જાણે પૃથ્વી પણ કંપી ઊઠી. નૃત્ય કરતાં કરતાં તે અચેતન બની ગુલાંટ ખાઈ પૃથ્વીપર ધબ દેતા કે ગબડી પડતા. શચીદેવી રોયાં અને શ્રી નિમાઈને પકડવા ગયાં. "હાય! હાય!! મારા બ્હાલાનાં હાડકાં ચૂરે ચૂરા થઈ ગયાં; હવે તમે સર્વ કીર્તન રહેવા દો," એમ કહી શચીદેવીએ કીર્તન બંધ કરાવ્યું. શ્રી નિમાઈ પ્રભુ પુનઃ ઊઠી બેઠા થયા. તેમનું કોઈ પણ હાડકું ભાગ્યું ન હતું. એ જોઈ શચીદેવી શાન્ત થયાં. અને બોલ્યાં "તમે સર્વ શ્રી નિમાઈને ચારે બાજૂએથી સંભાળજો. જ્યારે એ પડશે એમ લાગે ત્યારે તમે એમને પકડી લેજો."

रहो सङ्ग नरहरि! गौर विधुके यह मो मन आवै।
राधा भावरचित कम्पन धूतन ली गिरनन पावै ॥

શ્રી નિમાઈ પ્રભુ નૃત્ય શા સારુ કરતા હતા? એવા હિંગિજની પંડિત—જે પૃથ્વીને અન્ય રસિક લોકોની પેઠે જાણતા હતા, અને જે નિત્ય બીજાઓના ઠઠ્ઠા કરતા હતા તે—આજ નૃત્ય કરી લોકોને હસાવતાં કેમ ક્ષોભ પામતા નથી? શ્રી નિમાઈ પ્રભુને સ્વાભાવિક સાવધાનતા ન હતી. તે ભક્તિભાવ આનંદમાં નાચતા. તેમના શરીરમાં એટલો આનંદ પ્રકટતો કે તે શરીરમાં સમાતો નહિ, તેથી તે આનંદમાં ને આનંદમાં નાચતા. આપણે શું એવું નથી સાંભળ્યું

કે મનુષ્યને અત્યન્ત આનંદ થાય ત્યારે તે નાચ્યાં કરે છે ! અત્યન્ત આનંદ થાય ત્યારે સ્વાભાવિક રીતે મન અને શરીર નૃત્ય કરેજ છે.

चण्डीदासनुं गान.

શ્રી નિમાઇ પ્રભુને અત્યંત આનંદ શાથી થતો ! શ્રી ભગવાનના નામ કે ગુણનું કીર્તન સાંભળતાં એમને આનંદ પ્રકટતો; આ આનંદ એટલો બધો થતો કે એકવાર જે વિદ્વાન પુરુષ જનસમાજમાં સર્વથી મુખ્ય અને અતિઅભિમાની ગણાતા તેજ શ્રી નિમાઇ પંડિત શરમનો ત્યાગ કરી સર્વની સમક્ષ બાળકની પેઠે નૃત્ય કરતા હતા. શ્રી નિમાઇ પ્રભુ એ આનંદના સમયમાં ભગવાનના સંબંધમાં આવતા. એ સંબંધી ચંડિદાસ ગાય છે કેઃ—

सुनायो श्याम नाम किन आन ।

सुनत श्रवन पथ प्रविस हिये मैं आकुल कीन्हे मान ॥

* * * * *

नाम प्रताप जासु यह गति भई अङ्ग परस किमि तासु ।

શ્રી નિમાઇ પ્રભુ નૃત્ય કરતા ત્યારે તે ભગવાનના સંબંધમાં આવતા. જે ભગવાનના નામ શ્રવણ માત્રથી ભક્તો આનંદમાં લીન થઇ જાય છે તે ભગવાનનો સંબંધ કોણ જાણે કેટલો મધુર હશે !

વાસુદેવ ઘોષના પદનો અર્થ હવે આપણે બરાબર સમજી શકીશું. શ્રી નિમાઇ પ્રભુના ગુણનું વર્ણન કરી વાસુદેવ ઘોષ કહે છેઃ—

તુલના પરસમણિ મારા પ્રભુની ગણી નહિ,
જગજીવ નાચી ગાઇ સઘળા કનક મણિગુણથી થયા.

स्पर्शमणी रूप श्री निमाई भगवान.

સ્પર્શમણિ કોને કહે છે ? તેના સ્પર્શથી લોઢું સોનુ થઇ જાય છે ને એ સ્પર્શમણિ આપણા શ્રી નિમાઇ પ્રભુ હતા. શ્રી નિમાઇ પ્રભુદ્વારા લોઢા સમાન કઠિણ અને મલિન જીવ સુવર્ણ સમાન ઉજ્વલ થતા હતા. સાધુજનો પરંપરાથી એવાજ જીવોનું સોનું ક્યાં કરે છે. પણ એ પુરુષો ભાંગી તોડીને સોનું કરે છે અને પછી તપાવી ઉજ્વલ કરે છે, પણ વાસુદેવ ઘોષ કહે છે કે આપણા સ્પર્શમણિ સ્વરૂપ શ્રી નિમાઇ પ્રભુ "જીવ" ને દુઃખ દીધા વિના, અર્થાત્ ઉપવાસ, કઠોર સાધન, અને તપ વગેરે કરાવ્યા વિના નચાવી ગવાડીને અર્થાત્ આનંદમાં મગ્ન કરીને સોનું કરતા હતા. શ્રી ભગવાન્ આનંદમય છે, તેથી તે જ્યારે આવિર્ભાવ કરે છે ત્યારે આનંદમય નૃત્ય સહસા થઇ જાય છે. તે જેવા આનંદમય છે તેવીજ તેમની સેવા પણ સુખમય છે, એ વાર્તા જીવોને પ્રથમ શ્રી નિમાઇ પ્રભુ પાસેથી મળી છે.

सार्वभौम वासुदेव पंडितनी स्तुति.

વાસુદેવ સાર્વભૌમની વાત તો આપણે જાણીએ છીએ. એ શુષ્ક મહાજ્ઞાની પંડિત હતા; એમણે ગમે તેમ કરી શ્રી નિમાઇની કૃપાને પ્રાપ્ત કરવા સારુ તેમની સ્તુતિ કરતાં કહ્યું હતું કે "સ્પર્શમણિ જ્યાં સુધી લોહનું સોનું નથી કરતો ત્યાં સુધી માત્ર તેને જોઇને કોઇ પણ જાણી શકતું નથી, તેજ પ્રકારે આપને પ્રથમ જોઇને મેં પણ આપને

પિછાણ્યા ન હતા, પરન્તુ જ્યારે લોક જેવું મારું કઠિણ હૃદય પિગાળી આપે પ્રેમધન આપ્યું, ત્યારેજ મેં જાણ્યું કે આપ મારા હૃદયના ધન-રત્નમણિ શ્રી ભગવાન્ છો."

श्री निमाई प्रभुनुं नृत्य अने अन्य नृत्यमां भेद.

આ પ્રકારે શ્રી નિમાઈ પંડિતે જે મધુર નૃત્યો કર્યાં છે, તે ઉપરથી શીખીને વૈષ્ણવો તેમ અન્ય લોકો પણ કીર્તનમાં નૃત્ય કરે છે. એમાં ભેદ એટલો છે કે શ્રી નિમાઈ પ્રભુ આનંદના પરિણામમાં નૃત્ય કરતા હતા અને આજ કાલ અનેક લોકો નૃત્ય કરી પરિણામે આનંદ ભોગવે છે. શ્રી નિમાઈ પ્રભુને પ્રથમ આનંદ થતો હતો અને આનંદના તરંગમાં તે નૃત્ય કરતા હતા. આજ કાલના અનેક લોકોને નૃત્ય કરવાથી આનંદ મળે છે. શ્રી નિમાઈ જ્યારથી મધુર નૃત્ય કરવા લાગ્યા ત્યારથીજ વાસ્તવિક રીતે કીર્તનનો આરંભ થયો હતો.

આજકાલ જેવું સંકીર્તન થાય છે તેવું એ સમયે થતું ન હતું. આજકાલ વૈષ્ણવો શ્રી નિમાઈપ્રભુ અથવા શ્રી નિતાઈના ગુણનું ગાન કરી કીર્તન કરે છે, " હરિ બોલો, બોલો ભારા ગૌરાંગ નામે, " અથવા " सुरधुनी तीर कौन हरि बोले, बूझी नित्यानंद प्रेमके, दाता आयत सूर सकलो लै. તે સમયનું સંકીર્તન કેવલ નામમાત્રના ઉચ્ચારણમાં સમાતું હતું; "हरि हरये नमः कृष्णाय यादवाय नमः" એ પ્રકારે ગાન થતું હતું અને

श्री निमाइ प्रभुना समयमास कीर्तन.

સાથે સાથે મૃદંગ વાગતી, કરતાલ અને મંજીરાથી તાલ દેવાતી, પછી આનંદમાં આવી જઈ શ્રી નિમાઈપ્રભુ નૃત્ય કરવા લાગતા. અને હાથ ઉંચા કરી નૃત્ય કરતા. મુખથી કેવલ " હરિ બોલ " અથવા કેવલ " બોલ બોલ " ઉચ્ચારતા સાથે સાથે સર્વ ભક્તો પણ આનંદમાં લીન થઈ જઈ નૃત્ય કરવા લાગતા. પછી ગાન બંધ થઈ જતું. સર્વ લોક વાદિત્રો સાથે હરિ બોલ કહેતા અને નૃત્ય કરવા લાગતા. સર્વે ચરણમાં નૂપુર પહેરતા; તેથી ઝમર ઝમર શબ્દ થતો કોઈ કોઈ તો આનંદમાં મૂર્છિત થતા. કોઈ કોઈને અથડાઈ પડતા. કોઈ ધૂળમાં ગબડતા અને આળોટતા.

આજકાલ નાનાપ્રકારનાં સાધનો રાખી ઉત્તમોત્તમ સંગીત અને વિવિધ વાદ્યાદિક વગાડવા છતાં પણ ભક્તોને એટલો આનંદ થતો નથી કે તેઓ નૃત્ય કરવા માંડે. પણ એ સમયે શ્રી નિમાઈપ્રભુ અને તેમના પાર્ષદો કેવલ હરિ નામ ઉચ્ચારતાંજ આનંદનું ભાન કરતા હતા. તેનું શું કારણ ! શ્રી નિમાઈપ્રભુની કૃપા ! શ્રી નિમાઈપ્રભુના સંગીઓ શ્રી નિમાઈનો આનંદ ભોગવતા હતા.

श्रीवासना आंगणामा आनंदना अनुभवो.

શ્રીવાસના આંગણામાં સો સો મનુષ્યો નૃત્ય કરતા. મૃદંગ કરતાલ વગાડતાં, કોઈ 'હરિ બોલ ! હરિબોલ !" બોલતા, કોઈ રોદન કરતા, કોઈ ગોલાંઠીઆં ખાતા, કોઈ મૂર્છિત થઈ પડતા, કોણ કોણની ખબર લે, સર્વે આનંદમાં ગરકાવ થઈ જતા. તે ઘરની અંદરનો શ્રીવર્ગ હુલુધ્વનિ અને શંખધ્વનિ કરતો. તે પણ કોઈ કોઈવાર ઉન્માદ દશામાં આવી જવાથી " હરિ હરિ " કહી નૃત્ય કરતો. બહાર ભક્તોનો જેવો ભાર થતો તેવી અંદર

તેઓ દશા અનુભવતાં. પ્રાતઃકાળ થઇ જતો. " સુખની રાત્રિ વીતી જતી. " સંકીર્તન બંધ થતું. સર્વ ભેગા મળી ગંગાસ્નાન કરવા જતા. આ પ્રકારે પ્રતિદિન રાત્રિ વ્યતીત થવા લાગી. *



* બહારનાં લોકોને સંકીર્તન એ એક પ્રકારની ધાંધળ અને કૃત્રિમ ક્રિયા લાગશે. હૃદયમાં જ્યારે બિલકુલ ભક્તિ ન હોય ત્યારે એ એવુંજ છે. પરંતુ જ્યારે તેમાં ભક્તિ હોય છે ત્યારે કીર્તન એ એક શુદ્ધિકરણની સત્તાવાળો સજીવ ઉપયોગ છે. પ્રભુ જે આટલો બધો ભલો, માયાળુ, અને નિઃસ્વાર્થ પ્રેમી છે તેની સ્તુતિ ગાવાને માટે જ્યારે માણસો વાદ્યંત્રો સાથે એકઠા બેસે છે; ત્યારે આરંભમાં સંગીત આત્માને શાન્ત કરે છે; અને ગાનમાં જે ભક્તિયુક્ત ભાવના રહેલી હોય છે તેનો સ્વીકાર કરવાને તેને યોગ્ય બનાવે છે એટલુંજ નહિ, પણ હૃદયમાં એવી ભાવનાઓ પ્રકટાવવાની પણ તેમાં સત્તા રહેલી હોય છે. ગાનનાં સંગીત અને ભાવો હૃદયને પિગાળે છે. જ્યારે મંડળીના એક માણસપર અસર થાય છે ત્યારે બીજાઓને પણ લાગણીના નિયમાનુસાર તેવીજ અસર થાય છે. આખી મંડળી ત્યારે ભક્તિયુક્ત વૃત્તિથી બંધાઇ જાય છે અને તેમની વચ્ચે કોઇ લાગણી વગરનો નાસ્તિક હોય તો ભક્તોના મનઉપર થતા એની વૃત્તિના પ્રતિકર્ષને લીધે આખા કીર્તનનો ઘાટ બગડે છે. નહિતો ભક્તિયુક્ત વૃત્તિ થઇ કે એની પાછળ હૃદયમાં આનંદનો ઝરો ફૂટે છે. આ આનંદ પરસ્પરમાં જણાય છે અને તેમની વૃત્તિની સ્થિતિ કેવી છે તે કાંતો નૃત્ય, પુલક, રુદન, અથવા અમાનથી જણાય છે.

## પ્રકરણ ૧૦ મું.

### ભક્તિ એ કોઇ કલ્પિત વસ્તુ નથી.

गौर न होते कैसी होती, देह धरत किमि मौन।
राधा महिम, प्रेमरस सीमा जगत जनावत कौन ॥
वृन्दावनकी मधुर माधुरी, की प्रविसत रससार ।
व्रज युवतीगण, रस आरत कौ क्यों होतो अधिकार ॥
गाउ गाउ गुन, गौर हरिके, सरक करो मन औंर ।
या भवसिन्धु कृपाळ न ऐसो, दीखत हैं कोउ और ॥
गौर गौर कह द्रवित भयोना वृथा जोग तप ध्यान ।
वासुदेवकौ हियो कौन विधि मेल गढ़ा पाखान ॥

श्री गौराग प्रभु इच्छता तेंने श्री कृष्ण प्रेम अर्पता.

ભક્તો ને એ સમયે એક અદ્ભુત જ્ઞાન થયું હતું. કે "કૃષ્ણપ્રેમ કોઈ કલ્પિત વસ્તુ નથી; તે એક અતિ પ્રકાશ આપનાર વસ્તુ છે. શ્રી ગૌરચન્દ્રની ઇચ્છા થતી તો તે બીજાં જડ દ્રવ્યોની પેઠે સર્વને પ્રેમભક્તિ આપી શકતા. તેમને એમ પણ લાગતું કે જેમને તે પ્રેમ પ્રાપ્ત થતો, તેઓ નવો જન્મ પામ્યા હોય તેવા સર્વ પ્રકારે વધારે સારા અને પૂર્વે હતા તે કરતાં વિશેષ સુખી થઈ જતા." * તેમને આ પૃથ્વિપરની સર્વ વસ્તુઓ કરતાં ભક્તિ ઘણીજ મૂલ્યવાન જણાવા લાગતી. આથી ભક્તો શ્રી નિમાઈ પ્રભુ પાસે પ્રેમભિક્ષા માગતાં. એક દિવસ શચીદેવી પણ શ્રી નિમાઈને કહેવા લાગ્યાં, "બાપુ! તમને જે કંઈ મળે તે લાવીને તમે મને આપો છો. અને બેટા! મેં સાંભળ્યું છે કે તમે ગયાજીથી શ્રી કૃષ્ણપ્રેમ લાવ્યા છો, તો તે ક્યાં છે, એતો તમે મને નહિ આપ્યો!" શ્રી નિમાઈ પ્રભુ બોલ્યા, 'મા! તમને વૈષ્ણવોની કૃપાથી શ્રી કૃષ્ણપ્રેમ પ્રાપ્ત થશે."

* પ્રત્યેક માણસના હ્રદયમાં ભક્તિ હોય છે; કોઇમાં વિશેષ અંશે તો કોઇમાં ઓછે અંશે. પરંતુ બાષ્પ ઉત્પન્ન કરવાને તાપનું પૂરતું પ્રમાણ આવશ્યક છે. તેમ- મનુષ્યને નવીન બનાવવાને ભક્તિનું પૂરતું પ્રમાણ આવશ્યક છે. તમે પાણીને થોડું તાપ લગાડયા કરો, પરંતુ જ્યાં સુધી તે ૨૧૨ અંશ ફા૦ કરતાં ઓછી હશે ત્યાં સુધી બિલકુલ વરાળ થશે નહિ—તેવીજ રીતે જો કોઈ મનુષ્યની ભક્તિ તેને નવિન સારો મનુષ્ય કરવાને જોઇતી બળવાન ન હોય તો તે તેને થોડીજ ઉપયોગી છે.

ગદાધર શ્રી નિમાઈ પ્રભુના રાત્રિ દિવસના સંગી હતા. રાત્રિ દિવસ શ્રી નિમાઈની તેઓ સેવા કરતા, તેમનું બિછાનું બિછાવી આપતા, પંખો નાંખતા, પાદતલની પાસે શયન કરતા. ગદાધર આથી વિષ્ણુપ્રિયાના પરમ શત્રુ થઈ પડ્યા હતા. ગદાધર કેવલ શ્રી નિમાઈ પ્રભુની આજ્ઞા પાળતા. તેમનામાં શ્રી નિમાઈ પ્રભુ આગળ મોં ઉઘાડી કંઈ પણ કહેવાની કે માંગવાની હિંમત ન હતી. શ્રી નિમાઈ પ્રભુ પાસેથી શ્રી કૃષ્ણપ્રેમરૂપી ધન માગવાની ગદાધરના મનમાં મોટી ઇચ્છા હતી, પરંતુ કહેવાનું સાહસ થઈ શક્યું ન હતું.

गदाधरनी इच्छा.

એક દિવસ પાછલી રાત્રે બંને શયન કરતા હતા, તે સમયે ગદાધરે સાહસ કરી શ્રી નિમાઈ પ્રભુના બંને ચરણ પકડી રાખ્યા અને રોવા લાગ્યા.

" ગદાધર ! કેમ રડે છે " કહેતા કહેતા શ્રી નિમાઈ ઊઠી બેઠા થઈ ગયા. ગદાધર રડતાં રડતાં કહેવા લાગ્યા, " બધો જગતનો ઉદ્ધાર થઈ ગયો, શું એકલો હું જ કૃષ્ણપ્રેમ વિનાનો રહીશ ! " ત્યારે શ્રી નિમાઈ પ્રભુએ હસીને કહ્યું, " ઠીક ! તું પણ કાલ પ્રાતઃકાળે આવજે. જ્યારે તું ગંગાસ્નાન કરશે તેજ સમયે તને શ્રીકૃષ્ણપ્રેમ પ્રાપ્ત થશે. " આ આનંદમાં ફરી ગદાધરને નિદ્રા આવી નહિ, સવારે ગંગાસ્નાન કર્યું.

श्री गदाधरने श्रीकृष्ण प्रेम प्रकटयो.

સ્નાન કર્યું એણે કે મહાનંદ આપ્યો,
હૃદય જોઈ પોતાને કૃષ્ણનો પ્રેમ જામ્યો.

શ્રીનિમાઈ પ્રભુના દ્વાર આગળના ઓટલાપર બેઠેલા ભક્તગણો જૂએ છે તો ગદાધર હાલતા હાલતા, ઝુલતા ઝુલતા ચાલ્યા આવતા હતા. બે આંખોમાંથી આંસુની પ્રેમધારા મુખ પરથી વહીને છાતીપર પડતી હતી. ગદાધર શ્રીગૌરાંગ પ્રભુના ચરણમાં પ્રણામ કરવા લાગ્યા, ત્યારે શ્રીગૌરાંગ પ્રભુ હસીને બોલ્યા, " ગદાધર ! પ્રેમ પ્રાપ્ત થયો. " ગદાધર મુખથી કંઈ કહી શક્યા નહિ, પણ કેવલ નયનજલથી ચરણયુગલ ધોયાં. એજ પ્રભુપ્રતિના પ્રેમના પ્રકટીકરણની નિશાની હતી.

गदाधरे प्रेमाश्रु वडे प्रभुनां चरण धोयां.

આ પ્રકારે ગદાધરને પ્રેમ મળ્યો. જ્યારે નિમાઈ પ્રભુ નૃત્ય કરવાનો આરંભ કરતા ત્યારે તે ગદાધરનો હસ્ત પકડી લેતા. ગદાધર પણ એ આનંદમાં મત્ત થઈ જતા.

શ્રીનિમાઈ પ્રભુના ઘરની પાસે ગંગાતટ ઉપર શુક્લામ્બર બ્રહ્મચારીનું સ્થાન હતું. ત્યાં નાનપણથી શ્રીનિમાઈ પ્રભુ આવતા જતા. શુક્લામ્બર મહા તપસ્વી હતા. શ્રીનિમાઈ પ્રભુ ઉપર તેમને પુત્રવત્ સ્નેહ હતો. તે શ્રીનિમાઈ પ્રભુનાં આંસુ લોહી નાંખતા. નાસિકાની બીજી બાજુએ થઈ પડતી આંસુની ધારાને પોતાને હાથે સાફ કરતા અને શ્રીનિમાઈના અંગપરની ધૂળ ઝાપટી કહાડતા. કેટલાક સમય પછી શુક્લામ્બર બ્રહ્મચારીને પણ સમજાયું કે આજ સુધી આ જન્મ વૃથા ગયો હતો. પ્રેમ એજ પરમ પુરુષાર્થ છે, અને શ્રીનિમાઈ પ્રભુ

शुक्लाम्बर ब्रह्मचारीनी प्रेम माटे याचना.

તે પ્રેમ આપી શકતા હતા, તેથી એક દિવસ એમણે શ્રીગૌરાંગ પાસે પ્રેમભિક્ષા માંગી કહેવા લાગ્યા( ચૈતન્યમંગલ ).

અમિત ધર્મો આચર્યો છું, સર્વ તીર્થસ્થલ ફરી વળ્યો,
કષ્ટ સર્વપર લક્ષ ન રાખી, દ્વારકાથી મધુપુરી ગયો;
પ્રેમ કંઈ પણ થયું ન મુજને, એ સારૂ વિનતિ તુજને,
ભક્તિ કૃષ્ણની એ પ્રભુ મારા, આપી કર સુખીઓ દીનને.

શુક્લામ્બર મોટા તપસ્વી હતા અને તેમણે અનેક તીર્થાટન કરેલાં હતા. એ ધારતા હતા કે પ્રેમ પ્રાપ્ત કરવાને હું યોગ્ય છું. આ ભાવથી જ્યારે એમણે ભિક્ષા માંગી ત્યારે પ્રભુએ ઉત્તર આપ્યો કે " દ્વારિકા અને મથુરામાં શું કૂતરાં અને શૃગાલ નથી ! " ચૈતન્યચરિત કાવ્યમાં લખે છે:—

' किं तत्र सन्ति न श्रृगालचयास्ततः किं ।
तेषां भवेत् किमथ ते न पुनः श्रृगाल्याः ॥
इत्युक्तवत्यथ विभौ द्विजपुङ्गवोऽय ।
मुर्च्छः पपात भुवि दण्डवदुत्सुकात्मा ॥ ( ચૈતન્ય ચરિત્ર. )

આ વાત સાંભળી શુક્લામ્બર પોતાનો દોષ સમજી પૃથ્વીપર પડી રુદન કરવા લાગ્યા. આ જોઈ શ્રી નિમાઈ પ્રભુએ તેમનાપર કૃપા કરી.

अनुगत आंरति सह न सकत प्रभु यह जानें सब ।
गौर अङ्गमें भयो कृपा रविअरुण उदय तब ॥
प्रेम दियो ! दियो प्रेम ! कहत बारंबारी ।
पायो प्रेमप्रसाद शुक्ल अम्बर ब्रह्मचारी ॥
भयो ततच्छन प्रेम उदय सब अङ्ग अङ्ग कांपे ।
स्वेद पुलक वैराग्य अश्रुजल लोचन झांपे ॥ ( ચૈતન્ય મંગલ )

આ સમયે શુક્લામ્બરની ખાંધ ઉપર ઝોળી હતી તે ત્યાંજ રહેવા દઈ આનંદમાં નાચવા લાગ્યા.

આ પ્રકારે સર્વ પ્રેમધન પ્રાપ્ત કરવા લાગ્યા અને સંકીર્તન વધવા લાગ્યું.

ईश्वर कोना प्रति आकर्षाय छे ?

શ્રી ગૌરાંગ પ્રભુ જે ધર્મ શીખવતા હતા તે આ હતો. **ઈશ્વર પ્રાપ્તિ સારૂ ભક્તિ એ સૌથી સુગમ અને નિશ્ચિત માર્ગ છે; ઈશ્વરને** કોઈ કુટુંબી નથી. જો કુટુંબી હોય તો તે તેના ભક્તો છે. સર્વ શક્તિમાન ઈશ્વર સર્વ સત્તાધીશ છે, તોપણ પોતાના ભક્તોના તે નમ્ર મિત્ર છે. પોતાની ઇચ્છામાં આવે તેને આ અમૂલ્ય વરદાન,

ભક્તિનું દાન, આપવાની શ્રી નિમાઈમાં શક્તિ છે એ લોકો હવે જોવા લાગ્યા. પાતકીને શુદ્ધ કરવાની, એટલું જ નહિ, પણ તેને એક ભક્ત અથવા ઈશ્વરનો ઉત્સુક પૂજક બનાવવાની શ્રી નિમાઈ પ્રભુમાં શક્તિ છે એ લોકો દિનપ્રતિદિન જોવા લાગ્યા. કોઈ શાન્ત સાધુ પુરુષ શુદ્ધ હોય પણ તેનામાં ઈશ્વરની ભક્તિ નહિ હોય, તો તે ઈશ્વરને આકર્ષી શકતો નથી અને તેનું ઈશ્વરના પ્રતિ આકર્ષણ થતું નથી ભક્તિ વિનાનો તે ઈશ્વરરહિત સાધુજન છે. ભક્તિદાન આપવાની શ્રી નિમાઈ પ્રભુની આ શક્તિથી એટલીનો છાપ પડી કે એ કંઈ નહિ તો મનુષ્ય કરતાં ઊંચી પંક્તિના પુરુષ છે. શ્રી નિમાઈ પ્રભુ જ્યારે કોઈ પાપીને ભક્તિદાન આપતા ત્યારે તે વ્યવહારિક રીતે સર્વશક્તિમાન્ ઈશ્વરને ( એ મનુષ્યે જો કે પાપ કર્યાં હોય તોપણ ) તેનું કાર્ય કરવાને આજ્ઞા કરતા હોય એમ બનતું. તેમના સાથીઓ વિચારતા કે “ સર્વશક્તિમાન્ ઈશ્વરને આ પ્રમાણે આજ્ઞા કરી શકે છે એવા આ શ્રી નિમાઈ પ્રભુ કોણ હશે ! તેમનામાં ઈશ્વરનો આવિષ્કાર થાય છે કે તે પોતે ઈશ્વરજ છે !”

મનુષ્ય રૂપમાં ઈશ્વર દર્શન આપે છે એ કલ્પના સામાન્ય હિંદુ વર્ગના મનમાં બિલકુલ આવી નહિ. હજારો વર્ષપર શ્રીકૃષ્ણ ભગવાને તેમના પૂર્વજોને દર્શન આપેલાં હતાં; પણ આ સમયે ઘણા વિદ્વાનો પોતાના હૃદયમાં શ્રીકૃષ્ણને કલ્પિત પુરુષ માને છે. કૃષ્ણાવતાર થયો હતો એવું માનનારા પુરુષોમાં એવો વિચાર ઘર કરી બેઠો છે કે ગયા સુવર્ણ યુગોમાં ઈશ્વર વખતો વખત મનુષ્ય સાથે પ્રત્યક્ષ પરિચયમાં આવતા, ત્યારેજ માત્ર શ્રીકૃષ્ણ ભગવાન દર્શન આપતા. તે સમયના કોઈપણ સામાન્ય હિંદુના મનમાં એવો વિચાર આવ્યો ન હતો કે આ કલિયુગનાં પાતકી મનુષ્યોને દર્શન આપવાની ઈશ્વર કૃપા કરશે. હિંદુશાસ્ત્રમાં આવા કોઈ અવતારનું ભવિષ્ય ભાખેલું ન હતું. ધર્મપુસ્તકો પ્રમાણે, હાથમાં તલવાર લઈ વીર પુરુષરૂપે દર્શન આપનાર એક અવતાર સિવાય સર્વ અવતારો થઈ ગયા હતા; અને આ વીર પુરુષનું વર્ણન શ્રી ગૌરાઙ્ગપ્રભુને બિલકુલ લાગુ પડતું ન હતું; તેથી કરીને સ્વાભાવિક રીતેજ એ અવતારી પુરુષ છે એવો ખ્યાલ શ્રી નિમાઈપ્રભુના મિત્રોને આવ્યો નહિ. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી સર્વશક્તિમાન્ ઈશ્વરને આજ્ઞા આપી શકે એવા શ્રી નિમાઈપંડિત કોણ હશે ! તેની તેઓ ઉત્કંઠાથી પરસ્પર પૃચ્છા કરતા. ઈશ્વર પધારે છે એવું શ્રી અદ્વૈતાચાર્યે ભવિષ્ય વર્તું હતું; તે એટલે સુધી કહેવાની હામ ભીડતા કે ઈશ્વર પધાર્યા છે ! એમ છતાં થોડાજ લોકો તેને સત્ય માનતા. તેમનું વચન સત્ય છે એમ માનનારાની ધારણામાં પણ આવ્યું ન હતું કે જે પધારે છે અથવા પધાર્યા છે તે આપણી પૈકીજ સૃષ્ટિના નિયમોને આધીન, અને થોડા સમય ઉપરજ એક ધાંધળીઆ, નહિ હઠનારા અને અભિમાની વિદ્વાન્ તરીકે વર્તનારા જગન્નાથમિશ્રના પુત્ર શ્રી નિમાઈપંડિતજ હશે.

श्री निमाई प्रभु कोण हता.

જ્યારે શ્રી અદ્વૈતાચાર્ય અને તેમના અનુયાયીઓએ ઈશ્વરાવતારનું ભવિષ્ય ભાખ્યું હતું ત્યારે, આપણી વચ્ચે તે કેવી રીતે દર્શન આપશે, તેનો તેમને કંઈપણ નિશ્ચિત ખ્યાલ ન હતો. તે સર્વ સ્વાભાવિક રીતે પોતાનાં હૃદયમાં એવું ધારતા કે જો સર્વશક્તિમાન ઈશ્વર પધારશે તો તે પોતાની ઉચ્ચ પદ્વીને યોગ્ય ભભકાથીજ પધારશે પરંતુ

श्री अद्वैताचार्ये भाखेलुं भविष्य

શ્રી નિમાઈપ્રભુતો માત્ર એક મનુષ્ય જેવાજ હતા. તે બીજા માણસો પેઠે ખાતા પીતા, પોતાના જીવનના પ્રત્યેક પળે પોતે સર્વજ્ઞ નથી એમ દર્શાવતા.

श्रीकृष्णनो निमाई प्रभुमां आविर्भाव

“શ્રી કૃષ્ણ આ રહ્યા,” “શ્રીકૃષ્ણ પેલા રહ્યા,” “શ્રીકૃષ્ણ પધાર્યા,” આવા ઉદ્ગારો શ્રી નિમાઈપ્રભુ કહાડતા ત્યારે તે કાલ્પનિક ધારણા બહાર કહાડતા નહતા પરંતુ પોતાને જે બરોબર લાગતું અથવા પોતે જે જોતા તેજ જણાવતા, એમ તેમના મિત્રો માનતા. તેઓ પોતે શ્રીકૃષ્ણ ભગવાનને જોતા ન હતા; પરંતુ તેઓ જોઈ શકતા કે શ્રીકૃષ્ણ ભગવાન નિમાઈપ્રભુથી બહુ દૂર નથી અને તેમને શ્રી નિમાઈપ્રભુ સાથે પ્રત્યક્ષ વ્યવહાર છે. શ્રી નિમાઈપ્રભુ જ્યાં હોય ત્યાં તેમનામાં પવિત્ર વૃત્તિઓ પ્રવેશ કરતી અને તેથી ઈશ્વરની સમીપતા તેમને આલિંગન લાગતી. ઈશ્વર પધારે છે એ આસ્થા, આગળ હમણાજ કહી ગયા તેમ, તેમના સર્વ સાથીઓના મનમાં ઘણીજ દૃઢ થઈ બેઠી હતી. આ વાતો સત્ય શી રીતે છે તેનો તેમને ખ્યાલ ન હતો, તોપણ પ્રતિ દિવસ કંઈક પણ ચમત્કારીક બનવાની તેઓ રાહ જોતા હતા. શ્રી નિમાઈપ્રભુ અને તેમના સાથીઓ જે સતત સ્વપ્નાવસ્થા જેવું અને અલૌકિક જીવન ગાળનારા પુરુષો થઈ ગયા હોય એવા જણાતા તેમને શું થયું છે તે જાણવાને બહારનાં લોકોને સ્વાભાવિક રીતે જ કુતૂહલ થતું અને તેમના દેખાવ અને વર્તનથી જણાતું કે એ લોકોનાં મન સાવધ સ્થિતિમાં નહતાં.

श्री वासना घरमां संकीर्तन

આ પ્રમાણે હોવાથી શ્રી નવદ્વીપમાં એક ભારે ધાંધલ ચાલી રહી. શ્રીવાસના ઘરમાં ગીતવાદ્યનો અવાજ થતો સાંભળી સર્વ લોક ત્યાં જોવા આવતા પણ બહારનું દ્વાર બંધ રાખવામાં આવતું અને શ્રી નિમાઈ પ્રભુના એક ભક્ત ગંગાદાસ દ્વાર આગળ બેસી રહેતા. સંકીર્તનના આરંભ પૂર્વે દ્વાર મજબુત બંધ કરવામાં આવતું. જે લોકો વહેલેથી આવે તેઓજ દાખલ થઈ જતા. જે પાછળથી આવતા તે ગમે તો ભક્ત હોય કે ગમે તો શ્રી નિમાઈ પ્રભુનો ખાસ પોતાનો માણસ હોય, તોપણ તે અંદર પ્રવેશ કરી શકતા નહિ. ભક્ત લોકો તો પ્રથમથીજ આવી જતા, પણ જો કાર્યવશાત્ મોડું થતું તો પછી આવતાજ નહિ.

लोकोना हास्यजनक विचारो.

લોકોનાં ટોળાં બહાર ઊભા રહી અંદરનાં સંકીર્તન સાંભળતાં. નિત્ય આજ ધંધો ચાલતો: જ્યારે બહારનાં લોક અંદર જઈ શકતાં નહિ ત્યારે એમને અત્યન્ત ક્રોધ આવતો. કેટલાક નાના પ્રકારની નિન્દા પણ કરવા લાગ્યા. કેટલાક કહેતા, “વાહ! આ કઈ જાતનું ભજન છે! નાચી ગાઈને તો ભજન કરવાનું કદી પણ સાંભળ્યું નથી!” કોઈ કોઈ કહેતા ‘શ્રી ભગવાન તો હૃદયમાંજ છે; લોકને દેખાડવાનો આટલો હલ્લો ન કરતાં મનમાં ને મનમાં તેનું રટણ કરવાથી પણ તેની ભક્તિ થઈ શકે!” કોઈ કોઈ કહેવા લાગ્યા. “ભગવાન હૃદયમાં શયન કરી રહ્યા છે તેને આવો હલ્લો કરી જગાડવાથી તે ક્રોધ કરશે; ભગવાનનો ક્રોધ થવાથી અન્ન પાકવાનું નથી અને સર્વ લોક ભૂખે મરી જશે.”

કોઈ કોઈ કહેવા લાગ્યા, "પહેલાં તો શ્રી નિમાઈ પણ્ડિત સારા હતા, હવે એ શું નવો મત ચલાવવા ઇચ્છે છે!" કોઇ કહેવા લાગ્યા, "નવદ્વીપમાં બીજો મત ચલાવી શકાય એમ નથી, અહીં મુસલમાનનું રાજ્ય છે તેથી એ લોકો જો આ સર્વ વાતો સાંભળશે તો ગામ લુંટી લેશે." આ સાંભળી કોઈ કોઇ સાહસિકો કહેવા લાગ્યા, "આ ગડમથલ કરવાનું શું પ્રયોજન છે! આપણુ સૌની ફરજ છે કે સર્વે મળીને એ મતવાળાનાં ઘરબાર ભાંગી તોડી આપણે ગઙ્ગામાં ફેંકી દેવાં જોઇએ." વળી એક બોલ્યો, "ચાલો, કાલે કાજીની પાસે જઇને એ સર્વને એક વખત જપ્ત કરાવીએ." એક જણ મોટો પણ્ડિત અને જ્ઞાની હતો તે બોલ્યો, "જે કામ ગુપ્ત રાખી કરવામાં આવે છે એમાં નક્કી જાણવું કે કંઇ અપરાધ હોવો જોઇએ, એ લોક દ્વાર બંધ કરીને છાનામાના આ બધું કામ કરે છે તેથી નિશ્ચય થાય છે કે એ લોકો કંઇ નઠારૂં કાર્ય કરે છે. જો એ લોકોનો ઉત્તમ મત અને ઉત્તમ કાર્ય હોય તો ગુપ્ત રાખવાનું પ્રયોજન શું!" કોઇ કહેવા લાગ્યા, "એ મદ્ય પીનારા તાંત્રિક લોકો છે. રાત્રિના મદ્ય, માંસ અને સ્ત્રીઓને લઇ નાના પ્રકારના કુછંદ કરે છે. નાતબહાર થવાના ભયથી કમાડ બંધ કરી એકાન્તમાં સઘળું કામ કરે છે."

अन्ते घणा લોકોના શરીરમાં ક્રોધથી એટલી જ્વાલા ઊઠી કે એ કષ્ટ તેઓ સહન કરી શક્યા નહિ અને કાજીની પાસે જઇ શ્રીનિમાઇ પ્રભુ વગેરેની નાલેશી કરી. એ લોકોએ કરેલી નાલેશીનો ભાવાર્થ એવો હતો કે, શ્રીનિમાઇ પણ્ડિત કેટલાક લોકોને સાથે લઇ હિન્દુ ધર્મ નષ્ટ કરે છે. એ લોકો પ્રથમ મોટા ઊંચે સ્વરે હરિ! હરિ! કહી બુમ પાડે છે, તેથી એવું થશે કે હૃદયમાં જે ભગવાન સુતા છે તે જાગી ઊઠશે; જાગતાની સાથે તેને ક્રોધ થશે અને તેના ક્રોધથી દેશનો સમુળો નાશ થશે!!! લોકો અન્ન! અન્ન! કરતાં મરણ પામશે." આનો કાજીએ એવો ઉત્તર આપ્યો કે "કીર્ત્તન બંધ કરાવી દઇશું.

काजीने लोकनी फ़रियाद.

માઘ માસમાં કીર્ત્તનનો આરંભ થયો, ફાલ્ગુન માસમાં ઉપર કહ્યા મુજબ કીર્ત્તન થવા લાગ્યું, ચૈત્ર માસની આખરે તો સમસ્ત ગૌડદેશના લોકોમાં આ કીર્ત્તન સંબંધી ભારે ચર્ચા ઉઠી. શ્રીનિમાઇ પણ્ડિતની ભક્તમંડળી ઘણી વધી. મોટા મોટા લોકો આ મંડળમાં દાખલ થવા લાગ્યા. કીર્ત્તનના દૈવી બળથી પાપી અંતઃકરણમાં પણજ વ્યાકુલતા વધી પડી તેમણે ગપ ઉડાડી કે ગૌડ દેશના પાદશાહ હુસેનખાંએ શ્રીનિમાઇ પણ્ડિત અને એના પાર્ષદોને પકડી લઇ જવાને સારુ નૌકારસ્તે એક સેનાપતિને સેના સાથે મોકલ્યો છે. આ વાત ઘણા લોકોએ સાચી પણ માની અને એ લોકવાયકા ધીમે ધીમે વધારે ફેલાઇ. લોકો કહેવા લાગ્યા કે યવનસેના ગંગામાં થઇને શ્રીનિમાઈ પણ્ડિત અને એના અનુચર લોકોને પકડવાને આવે છે. આખા નવદ્વીપમાં આ વાતથી ગભરામણ થઈ રહી. શ્રીનિમાઇ પ્રભુના સંગીઓએ પણ આ ગુમાટ સાંભળ્યો. કોઇ કોઇને ભય પણ લાગ્યો, કોઇ કોઈ કહેવા લાગ્યા, "ઘરમાં બેઠા બેઠા છાનામાના એકલા સંકીર્ત્તન કરવું એ વધારે ઠીક છે, સો સો માણસ ભેગા થઇ લોકોના અપ્રિય બની સંકીર્ત્તન કરવામાં શું લાભ છે!"

આ લોકવાયકા શ્રી નિમાઇ પ્રભુએ પણ સાંભળી. શ્રી નિમાઇ પ્રભુ એક વખતે સ્વસ્થ ચિત્તવાળા હતા અને પોતાના શિષ્યોને સાથે લઇ સન્ધ્યા સમયે નગરચર્યા કરવા જતા હતા; કોઇ કોઇવાર ગંગાતટપર જઇ બિરાજતા હતા. એ સમયે તેમનું વય ૨૩ વર્ષનું હતું. રૂપ પણ ખિલતું હતું, રેશમી ઉપરણો અને સુતરનું અતિ સૂક્ષ્મ વસ્ત્ર ધારણ કરતા હતા. સર્વાંગે ચંદન અને મુખમાં તામ્બુલ રાખતા. મુખમુદ્રા નિર્મલ આનંદમય હતી અને પ્રેમને લીધે વિશેષ પ્રકાશતી હતી. સુપાત્ર માણસો મળે તો વાર્તાલાપ કરતા. મન્દ લોકોને જૂએ તો તેનાથી દૂર રહેતા; તોપણ કોઇ કોઇ નીચ માણસ પોતાની મેળે તેમની પાસે જઇ તેમને કંટાળો આપતા. એક પંડિતે શ્રી નિમાઇ પ્રભુને કહ્યું:— "પંડિતજી! તમે સ્વચ્છંદે ફરી રહ્યા છો શું તમે સાંભળ્યું નથી? આંખોએ જેમણે જોયું છે તેમને મોઢેથી સાંભળેલી વાત કહું છું કે યવનસેના આવી પહોંચી સમજજો. તે તમને પ્રથમ પકડશે; તમે બુદ્ધિમાન્ છો, તમારું કર્તવ્ય છે કે તમે ગામ છોડી પોતાનો પરિવાર લઇ કંઇ દૂર ભાગી જાઓ." જે અધ્યાપક પંડિતે પ્રભુને સંબોધી આ કહ્યું હતું તેનો હેતુ પ્રભુને ભય દેખાડવો એ હતો. પણ શ્રીનિમાઇ પ્રભુ ભયની વાત સાંભળવા છતાં નિર્ભય ઘૂમતા હતા.

श्री निमाई प्रभुने नासी जवानी सलाह.

પેલા પંડિતને પ્રભુએ ગંભીર ભાવથી કહ્યું "હા મહાશય! મને પકડવા આવે છે એ વાત મેં પણ સાંભળી છે, પણ ભાગીને ક્યાં જાઉં, આખો દેશ તો પાદશાહનોજ છે તો ક્યાં ભાગી જાઉં? જૂઓ મહાશય! મેં ઘણીજ નાની ઉમરમાં શીખવવાનું સમાપ્ત કરી દીધું છે; આ નવદ્વીપમાં મને કંઇ ઓળખતાજ નથી. જો પાદશાહ મને લઇ જશે તો મારું નામ જગતમાં પસરી જશે અને મેં જે જે ભણ્યું લખ્યું છે તે પાદશાહને જણાવીશ. પાદશાહ જો મારું સન્માન કરશે તો પછી તમે લોકો પણ મારું સન્માન કરશો."

श्री प्रभुनुं प्रत्युत्तर.

અધ્યાપક કહેવા લાગ્યો, "તમે શું કહો છો? પાદશાહ યવન છે તે તમારાં શાસ્ત્ર-ની કંઇ વાત સાંભળવાનો નથી. ત્યાં તમારી ચાલાકી ચાલવાની નથી. હું ભલું જાણી તમારા હિતનો માર્ગ બતાવું છું કે તમે નાસી જાઓ."

શ્રીનિમાઇએ કહ્યું, "પાદશાહ ઘોડેસ્વારથી સેના મોકલી મને લઇ જાય એવું ભાગ્ય હું શું કરવા છોડું." અધ્યાપક જ્યારે શ્રી નિમાઇ પ્રભુને ભય દેખાડી શક્યો નહિ ત્યારે! "ઠીક, જોઇએ છીએ, સેનાને તો આવવા દો! ત્યારે માલમ પડશે કે કેટલો અહંકાર છે." એટલું કહી તે ચાલ્યો ગયો.

प्रभुनी निडरता.

*જ્યારે કોઇ સારો માણસ શ્રીનિમાઇપ્રભુ સન્મુખ આ ભયની વાત કરતો ત્યારે તે સહજ હસતા અને કંઇ ઉત્તર આપતા નહિ. શ્રી નિમાઇ પ્રભુનું તેજ એવું હતું કે ભલા કે ભુંડા કોઇમાં પણ તેમની વાતનો રદીઓ આપવાની હિંમત નહતી. આ ચર્ચાથી શ્રીવાસ જે શ્રીનિમાઇ પ્રભુના માણસ હતા તે પણ કંઇક ભય પામતા લાગ્યા.

ભક્તોનો ઉત્સાહ એક ઉતરી ગયા જેવો થઇ ગયો, ત્યારે એક ચમત્કારનું દર્શન કરાવ્યું.

ग्रसी जगत, कलि घोर तिमिरने, धर्मकर्म गये खीस ।
बिन साधन, बिन आन मिळाये, गौर दयामय ईश ॥

**श्रीवासने उपास्य देवनां दर्शन.**

વૈશાખ ઊતરી જ્યેષ્ઠનો આરંભ થયો હતો. એક દિવસ મધ્યાહ્ન પહેલાં શ્રીવાસ પંડિત પોતાના દેવગૃહમાં બેસી દ્વાર બંધ કરી પોતાના પ્રભુ શ્રીનૃસિંહ દેવનું ધ્યાન કરતા હતા. એવામાં કોઇએ આવી મન્દિરની બહારના ચોતરા પર ચઢી મન્દિરના દ્વારને મોટા જોરથી હડસેલો મારી દંગો મચાવ્યો " શ્રીવાસ કમાડ ખોલો ! શ્રીવાસ ! કમાડ ખોલો " શ્રીવાસે પૂછ્યું, " તમે કોણ છો. " બહારથી ઉત્તર મળ્યો, " જેનું તમે ધ્યાન કરો છો તે. " આ સાંભળી કંઇક કંટાળી, કંઇક કુતૂહલ લાગવાથી શ્રીવાસ દ્વાર ખોલી જૂએ છે તો શ્રી નિમાઇ પણ્ડિત દીઠા. શ્રી નિમાઇ પણ્ડિત દેવગૃહમાં પ્રવેશ કરી સિંહાસનપર જે શાલિગ્રામ હતા તેમને ખસેડી તે પર જઇ બેઠા. શ્રીવાસ શ્રી નિમાઇ પણ્ડિતને જોઇ એકવાર તો સ્તબ્ધ થઇ ગયા. તેમણે જોયું કે શ્રીનિમાઇ પણ્ડિત સર્વ અઙ્ગે અને અવયવોમાં તો બરોબર નિમાઇ જેવાજ હતા, પરંતુ એમનાં સર્વ અઙ્ગમાંથી એટલું તો તેજ નિકળતું હતું કે તેના આગળ સૂર્યનું તેજ પણ ઝાંખુ પડી ગયું. શ્રીવાસ આ જોઇને ચકિત બની ગયા ને કંઇ બોલી શક્યા નહિ. ત્યારે શ્રી નિમાઇ પણ્ડિત બોલ્યા, " શ્રીવાસ ! હું અવતાર લઇ ચૂક્યો છું, મને અભિષેક કરો. " શ્રી નિમાઇને જોઇને અને " હું અવતાર લઇ ચૂક્યો છું " એ સાંભળીને શ્રીવાસ સમજ્યા કે "આ શબ્દનો અર્થ ભગવાન પધાર્યો એવો છે" આ સમયની શ્રીવાસની અવસ્થાનો વિચાર કરો. તે જૂએ છે કે મારી સન્મુખ શ્રી ભગવાન બેઠેલા છે, એટલે પોતાના સર્વ અર્થની સિદ્ધિ થઇ ચૂકી છે.

જ્યારે શ્રીવાસે જોયું અને સમજ્યા કે શ્રીભગવાન મારી સન્મુખ વિરાજમાન થયા છે ત્યારે ભારે આનંદને લીધે તેમના વ્યક્તિત્વનો ઘણે અંશે લોપ થઇ ગયો. પાછી ફરી વિદ્યુત પેઠે તેમના હૃદયમાં નાના પ્રકારના ભિન્ન ભિન્ન તરઙ્ગ ઊઠવા લાગ્યા. " શ્રીભગવાન ! એ શું સંભવિત છે ! કદી નહિ. આ શું હું સ્વપ્ન જોઇ રહ્યો છું ! " " આ જે મારી સન્મુખ છે તે કોણ છે ! અને હું કોણ છું ! હું શું શ્રીવાસ છું ! આહા ! એ - શું ઇંદ્રિય અને મનથી અગોચર તેજ આ પરમ ધન છે ! "આવો સંદેહ જીવમાત્રને સ્વાભાવિક રીતે થાય છે. એથીજ જીવ શ્રીભગવાનની કૃપાનું આસ્વાદન લેવાનો અવકાશ પ્રાપ્ત કરે છે. જેમ લીલા કાચથી સૂર્યનું દર્શન થઇ શકે છે, તેવીજ રીતે અવિશ્વાસદ્વારા શ્રીભગવાનનું તેજ લઘુ થવાથી જીવને ભગવદ્દર્શનનો સંભવ આવે છે. જેનામાં અવિશ્વાસ છે તે મન્દભાગીજ છે એમ સમજવું નહિ. જીવના મંગલને સારૂ શ્રીભગવાને જીવોને અવિશ્વાસ આપેલો છે. જેમ નરમ જમીનમાં ખૂંટો ખૂબ ઠોકવો સહજ છે અને કઢાડી લેવો પણ એટલોજ સરલ છે, તે પ્રકારે જેનો વિશ્વાસ જેટલો વહેલો બેસે તેટલો વહેલો તે નષ્ટ પામે છે.

**શ્રી નિમાઈ પ્રભુનો અભિષેક.**

શ્રીવાસ આ પ્રકારે આનંદના સમુદ્રમાં ઝોલા ખાવા લાગ્યા. પરંતુ તે આ અવસ્થામાં વધારે વખત રહ્યા નહિ, કેમકે અભિષેક કરવાની તેને આજ્ઞા થઈ હતી. શ્રીવાસે બૂમ પાડી પોતાના ભાઈઓ અને ઘરની સ્ત્રીઓ અને દાસ દાસી વગેરેને બોલાવ્યાં, અને તે સર્વ ત્યાં આવ્યાં એટલે કહ્યું, " ભગવાન પધાર્યા છે, તેમનો અભિષેક કરવો જોઈએ. તમે સર્વ જલદીથી એક સો નવા ઘડા ગંગાજલ લાવો. " એ સાંભળી ઘરનાં સર્વ માણસ ઉન્મત્તની પેઠે ગંગામાંથી જલ આણવાને દોડ્યાં; ઠાકોરજી સિંહાસનપર વિરાજમાન થયેલા હતા અને શ્રીવાસ હાથ જોડી તેમની સન્મુખ ઊભા હતા.

ગદાધર આદિ બે ચાર ભક્તજન પણ આ વાત સાંભળી દોડી આવ્યા. અહીં ગંગાજલથી ભરેલા સો ઘડા શ્રીવાસના આંગણામાં હારદોર ગોઠવાઈ ગયા. શ્રીવાસના ઘરની પતિવ્રતાઓ કેવે પ્રકારે ગંગાજલ લાવતી હતી તે વિષે ચૈતન્યચંદ્રોદય નાટકમાં આ પ્રમાણે લખ્યું છે:—

ગૌરકથા કહી કહી પંથ ચાલે,
આનંદધાર નયન યુગ ઢાળે;
વિલુલિત કેશ ન વસ્ત્ર સમારે,
પુલકિત વદન તનુ કંપ ધારે.

શ્રીવાસ પંડિતના બન્ધુઓ અને કુટુંબમાં આ અવસ્થા કંઈ આજેજ જોવામાં નથી આવી છે એવું નહતું. એ સર્વને ખબર હતી કે કંઈક અપૂર્વ બનશે, સર્વે શ્રી નિમાઈ પ્રભુના સહગુણથી રાત દહાડો પ્રેમતરંગમાં તરતા હતા. એ સમયે સર્વના મનમાં એવા અપૂર્વ ભાવનો ઉદય થયો હતો કે શ્રીભગવાન અતિ પ્રિયજન છે અને તે પણજ પાસે છે. પોતાને પધારવાની તૈયારી છે. વચ્ચે વચ્ચે સર્વના મનમાં એવો પણ તર્ક થયો હતો કે શું નિમાઈ પ્રભુ ખરાજ શ્રીભગવાન છે? એટલામાં તો સર્વેએ સાંભળ્યું કે શ્રી ભગવાન પધાર્યા છે. એ ભગવાન બીજા કોઈ નથી; શ્રીનિમાઈ પંડિત એજ ભગવાન છે.

જ્યેષ્ટ માસના આરંભમાં મધ્યાહ્નને સમયે આંગણાની વચ્ચે એક મોટા બાજઠ ઉપર શ્રી પ્રભુ વિરાજમાન થયા હતા. તેમના મસ્તકપર સોસો ઘડાથી જલનો અભિષેક થયો હતો. જે કોઈ ત્યાં હાજર હતા તે સર્વ એકચિત્ત બની રહ્યા હતા. કોઈને જગતનું ભાન રહ્યું ન હતું. પ્રત્યેક માણસ કલશ લઈ શ્રી મહાપ્રભુજીના મસ્તકપર રેડતો. શ્રી નિમાઈના અંગપર થઈ જે જલ વહેતું તેમાં તેમના અંગનું દિવ્ય તેજ મળી જતું. એ જલથી આખું આંગણું ભરાયું; તેથી તે સોનાના જલની પેઠે ઝલક ઝલક થઈ રહ્યું હતું. જે વસ્ત્રથી પ્રભુનું અંગ લ્હોઈ નાખવામાં આવ્યું તે વસ્ત્ર પર સુવર્ણના રજકણો લાગ્યા અને તે કીનખાબના જેવું ચળક ચળક થવા લાગ્યું. પછી પ્રભુને વસ્ત્ર ધારણ કરાવી તેમને દેવમંદિરમાં પધરાવ્યા.

श्री गौराङ्ग प्रभु सिंहासनपर बिराज्या.

દેવગૃહમાં આવી હરિરજીના સિંહાસનપર બિરાજ્યા. આ દેવગૃહ ચારે બાજૂએ વાંસની જાળીઓથી શણગારેલું હતું. પ્રભુ દ્વાર બંધ કરાવી સિંહાસનપર બેઠા હતા-અને સર્વ ભક્ત કોઇ મન્દિરની ઓસરીપર અને કોઇ આંગણામાં ઊભા રહેલા હતા. આખું દેવગૃહ તેજોમય થઇ રહેલું હતું અને તે તેજ કાણુંઓમાંથી બહાર પણ નીકળતું હતું.

भमाप्यावसरममुष्य वेश्ममध्ये
तेजोभिर्बहिरपि सन्धिभिर्व्यभेदि । (ચૈતન્ય ચરિત.)

એ તેજની કેટલી શક્તિ છે તે આટલાપરથીજ જણાય છે કે જ્યેષ્ઠમાસના બપોરના તાપના પ્રકાશને પણ એ તેજે ઝાંખો પાડી દીધો હતો. થોડોક સમય ગયો એટલે બહારનાં સર્વ માણસો ગૃહમાંથી નિકળતો ધીમો ધીમો મુરલીનો ધ્વનિ સાંભળવા લાગ્યા; અને બહારથીજ એ નાદામૃતનું પાન કરતાં કરતાં સર્વ આનંદમાં જડવત બની ગયાં. એવા સમયમાં ગૃહની અંદરથી પ્રભુએ સાદ કર્યો, "શ્રીવાસ" શ્રી નિમાઇ પ્રભુએ આજસુધી કોઇપણ

श्रीवासना ओरडामां जवानी प्रभुनी इच्छा.

દિવસ આ પ્રકારે નામ લઇને અને આવે સ્વરે શ્રીવાસને બોલાવ્યા ન હતા. પ્રભુનો શબ્દ સાંભળતાંજ શ્રીવાસ ગૃહની અંદર ગયા; શ્રી નિમાઇએ કહ્યું, "શ્રીવાસ! તમારા ઘરમાં મને લઇ જાઓ, મારે તમારા ઘરમાં આવવું છે." શ્રીવાસે કહ્યું, ગદાધર! તમે સિંહાસન મારા ઘરમાં લઇ આવો." પ્રભુ બીજા આસનપર બિરાજ્યા. સિંહાસન શ્રીવાસના ઘરમાં પહોંચી ગયું. તેમના ભાઇઓએ એ ઘરમાં ચન્દનીઓ બાંધી દીધી અને આસનપર દૂધના ફીણ જેવી ઉજ્વલ અને સુંવાળી ચાદર બિછાવી દીધી. ઘરમાં સૂર્યનું તેજ ન આવે એ હેતુથી દ્વારમાં પડદો બાંધી દીધો. પછી શ્રી નિમાઇ પ્રભુ દેવગૃહમાંથી ઊઠી શ્રીવાસના શયનગૃહમાં પધાર્યા. ભક્તોએ જોયું કે એ સમયે પ્રભુનું શ્રીઅંગ શતકોટિ વિદ્યુત્થી વેષ્ટિત હતું. ચૈતન્યચરિત કાવ્યમાં લખ્યું છેઃ-

गौराङ्गस्तदय गृहं व्रजन विरेजे,
तेजोभिर्लघु तिरयन् विवस्वदोजः ।
शंपानां शतशत कोटि कोटि वत्स,
प्रोन्मील्य क्षितिमिव संवृतश्चकास्ति ॥

શ્રીવાસના શયનગૃહમાં પ્રભુ જેવા સિંહાસનપર બીરાજ્યા કે તરત આખું ઘર ચકચકાટ થઇ ગયું. શ્રી નિમાઇ પ્રભુનું અંગ રક્તમાંસનું બનેલું નહિ પણ કેવલ સુવર્ણમય

प्रभुनुं तेज.

તેજથીજ બંધાયલું હોય એવું જણાતું હતું. એ તેજ સૂર્યના તેજથી કરોડોગણું વધારે હતું, તોપણ શીતલ અને નયનોને આનંદ આપનાર હતું. એ તેજને જોવાથી આંખો ઝંખવાઇ જતી ન હતી પણ તેના રંગથી આનંદનાં આંસુ આવતાં નેત્ર શીતલ થઇ જતાં.

**प्रभुने पुष्पोथी शणगार्या.**

ત્યાં એકાએક ફૂલની માળા બનાવવા લાગ્યા. શ્રી નિમાઈ પ્રભુનું સમસ્ત અંગ ફૂલોથી સજાવવામાં આવ્યું. ફૂલોની વીંટીઓ બનાવી. તે આંગળીઓમાં પહેરાવી દીધી. ફૂલોનાં કુંડળ, ફૂલોનાં કંઠાં, ફૂલોના બાજુબંધ તથા ફૂલના હારથી પ્રભુને શણગાર્યા. મસ્તકપર ચોટલી બાંધી, તેમાં પુષ્પમાળા લપેટી દીધી. પછી સર્વાંગે ચંદન, અગર, કપુર, અને કેસરનો લેપ કર્યો કોઈ ચમર કરવા લાગ્યા, કોઈ પંખો નાખવા લાગ્યા, કોઈ હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યા, કોઈ આનંદમાં મસ્ત થઈ જઈ શ્રીચરણમાં લોટવા લાગ્યા અને કોઈ અનિમિષ નેત્રોથી શ્રી નિમાઈના મુખચંદ્રનું દર્શન કરવા લાગ્યા. શ્રી ગીતામાં કહ્યું છે કે **ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्** । ભક્ત જે જે પ્રકારે ભગવાનનું ભજન કરે છે તેનું તેજ પ્રકારે ભગવાન પણ ભજન કરે છે. આપણે તેનું શક્તિસંપન્ન દાતારૂપે ધ્યાન કરી ભજન કરીએ તો તે શંખચક્ર વગેરે હાથમાં લઈ આપણને વરદાન* દેવા આવશે. આપણે તેનું આપણા સ્વજન જાણી ભજન કરીએ તો તે સમસ્ત વિભૂતિ છોડી આપણી સમાન થઈ આપણી પાસે આવશે.

**तेओ प्रभुनी सेवा शा माटे करता हता.**

લાંબો વિરહ ભોગવેલી સતી સ્ત્રીના પાસે તેનો પ્રિય પતિ આવ્યો હોય, એ સમયે શું તે પોતાના પતિને એમ કહેશે કે "પ્રિયતમ ! રૂપિયા ક્યાં છે ! ઘરેણાં ક્યાં છે ! વસ્ત્ર ક્યાં છે !" નહિ, કદી નહિ. ત્યારે એ શું કરશે ! જો ગ્રીષ્મ હશે તો સુન્દર રીતે પંખો નાખશે અને પછી તાજ-બીજથી પ્રાણનાથને શયન કરાવી તેનાં ચરણ ચાંપશે. તેમ ગદાધર આદિ ભક્તો પણ માત્ર પ્રેમની ખાતરજ આ પ્રકારે શ્રી ભગવાનની સેવા કરવા લાગ્યા.

**कुतर्कोनुं निवारण.**

જો ભગવાન કોઈ પક્ષીને દર્શન આપે અને તે પક્ષીની ઇચ્છા હોય કે હું ભગવાનની કંઈ સેવા કરું તો તે પક્ષી પોતાની ચાંચથી કીડા લાવી શ્રી ભગવાનને અર્પણ કરશે. મનુષ્ય તાંબુલ અને ફૂલની માળાથી ભિન્ન બીજું શું આપે ! જો કોઈ કહે કે શ્રી ભગવાનની સેવા કેમ કરો છો ! તેને શી ખામી છે ! આ પ્રશ્નનો ઉત્તર એજ છે કે જો કોઈને અનેક દાસદાસીઓ હોય તો શું એની સ્ત્રીએ એની સેવા નહિ કરવી ! જે પોતાનો પ્રિયજન હોય તેની સેવા કરવાથી હૃદયમાં મોટો આનંદ થતો હોય તો તે શા માટે ન કરવી ! આથીજ ભગવાન સર્વશક્તિ સંપન્ન છે તોપણ ભક્તો તેમની સેવા કરે છે.

---

*જો કોઈ ભક્તને સર્વ શક્તિમાન પરમાત્મા દર્શન આપે છે તો તેની પાસે તે જે કૃપા ઇચ્છે છે તેને વરદાન કહે છે. "સર્વ શક્તિમાન પરમાત્મા તમને વરદાન આપવા માટે તો તમે શું માગશો;" "ઇશ્વરની કૃપા" પણ આ ઉત્તર પ્રશ્નને ઉડાવવા જેવો છે. જે મનુષ્યને ઇશ્વરનો સાક્ષાત્કાર થાય તેના ઉપર ઈશ્વરની કૃપા તો હોયજ. તોપણ મનુષ્યની સ્થિતિ એવી છે કે જગતનું ચક્રવર્તિ રાજ્ય મળે તો પણ તેને સંતોષ થતો નથી.

दुःख निवारण करवा हुं आव्यो छुं.

ગદાધર વગેરે સર્વ ભક્તો આવા ભાવથી શ્રી ભગવાનની સેવા કરતા હતા, એટલામાં શ્રી નિમાઇ પ્રભુ બોલ્યા, "હું કોણ છું તે તમે જાણ્યું ? તમારાં હૃદયમાં જે વાસ કરી રહ્યા છે તેજ હું છું. હું જીવોનું દુઃખ નિવારણ કરવા આવ્યો છું. હું કોઇને દંડ દેવા આવ્યો નથી. માત્ર ભક્તિ અને પ્રેમદાન આપી, હું સર્વનાં દુઃખ દૂર કરીશ; તમે કોઇ ભય રાખશો નહિ.

શ્રીવાસ જે અત્યાર સુધી જડવત્ દેખાતા હતા, તે હવે મહા પ્રયત્ને ગદ્ગદ સ્વરે બોલ્યા, "આપ જ્યારે મારા ઘરમાં છો ત્યારે હવે મને ભય શેનો છે. મેં સાધુ પુરુષોને મુખેથી સાંભળ્યું હતું કે "આપ દયામય છો; પણ આપ આટલા બધા દયાળુ છો એ હું પ્રથમ જાણતો ન હતો." શ્રી નિમાઇ પ્રભુ બોલ્યા, 'હું જેની પાસે જઇશ તેનું હૃદય પિગાળી તેને શુદ્ધ કરીશ. કેવે પ્રકારે કરીશ તે તમને દેખાડું છું." આ-

नारायणीमां श्री कृष्ण प्रेम प्रकटाव्यो.

વહું કહી પ્રભુએ નારાયણીને બૂમ પાડી. નારાયણી શ્રીવાસની ભત્રીજી હતી અને તેની ઉમર આ સમયે ચાર વર્ષની હતી. તે નાચતી કૂદતી ઘરની અંદર આવી પહોંચી, ત્યારે પ્રભુએ કહ્યું, "નારાયણી ! હું વર આપું છું કે તને પ્રેમ હો." આ સાંભળતાંની સાથેજ એ ચાર વ-ર્ષની કન્યા "હા કૃષ્ણ !" કહી પ્રેમમાં આવી જમીન પર ગબડી પડી અને "કૃષ્ણ ! કૃષ્ણ !" કહી રુદન કરવા લાગી. પછી શ્રી નિમાઇ પ્રભુ સ્હેજ હસીને બોલ્યા, "હું જેની પાસે જઇશ તેની આવીજ દશા થશે;"

આ જોઇ સર્વ દિગ્મૂઢ થઇ ગયા. એ લોકને ભાન થયું હતું કે આપણે કોણ છીએ, ક્યાં છીએ અને શું કરીએ છીએ. કોઇ કોઇવાર વિચાર કરતા કે આ શું સ્વપ્ન છે ? તેમ નહિ તો શું સત્ય છે ! શ્રી નિમાઇ પ્રભુનો એ દિવસનો પ્રકાશ થોડો વખત સુધી રહ્યો હતો. એ પ્રકાશનો ઉદ્દેશ માત્ર શ્રીવાસ જેવા કેટલાક મર્મને સમજનાર ભક્તોને અભયદાન આપવું એ હતો.

श्री अद्वैताचार्यना शब्दो याद आव्या.

શ્રી નિમાઇ પ્રભુ શ્રીવાસ સાથે વાત કરતા હતા, તે વખતે ગદાધર વારે વારે પ્રભુ શ્રીના અઙ્ગપર ચંદન લગાડતા હતા. શ્રી અદ્વૈતાચાર્યે કહ્યું હતું કે શ્રી નિમાઇ કેવા બાલક છે તે થોડા દિવસમાં જણાશે," એ વાત આ સમયે ગદાધરને સ્મરણમાં આવી, પણ તે કંઇ પણ બોલ્યા વગર શ્રી નિમાઇ પ્રભુની સેવામાંજ તત્પર રહ્યા. આ સમયે શ્રીવાસની સ્ત્રી માલિની અને તેની ત્રણે દેરાણીઓ દ્વાર આગળ આવી ઊભાં રહ્યાં હતાં. શ્રી નિમાઇ પ્રભુ ઘરના અંદરના ભાગમાં આસનપર બિરાજ્યા હતા અને આખું ઘર તેજોમય થઇ રહ્યું હતું.

दर्शन करवा तेओ भले आवे !

એ ચારે સ્ત્રીઓ શ્રીવાસના નાનાભાઇને વિનંતી કરતી હતી કે "શું અમને દર્શનનો લાભ નહિ મળે ?" તેઓ સ્ત્રી હોવાથી ઓરડાથી અંદર જવાને શરમાતી હતી. વળી ઘરની અંદર શ્રી ભગવાન પોતે બેઠા હતા તેથી દર્શન કર્યા સિવાય પણ ચાલે એમ ન હતું તેમણે પ્રાર્થના કરી કે "તમે એકવાર અમારા થઇ પ્રભુને નિવેદન

કરે કે 'અમે શ્રી જન* છીએ તેથી શું દર્શનની અનધિકારિણીઓ છીએ! અમને એકવાર પણ શું ચરણસ્પર્શ ન થશે!' શ્રીકાન્ત (શ્રીવાસનો કનિષ્ઠ ભાઈ) એનો કંઈ પણ ઉત્તર આપે એટલામાં ઓસરીમાંનો અવાજ સાંભળી ઓરડામાં પ્રભુએ આજ્ઞા કરી "બહાર ઓસરીમાં જે મારાં દર્શન કરવાને આતુર છે તેઓ અહીં આવે, અને દર્શન કરે" આજ્ઞા મળતાંજ એ કુલ વધુઓએ મહા આકુલ વ્યાકુલપણે ઓરડામાં પ્રવેશ કર્યો. હર્ષ, લજ્જા, ભય વગેરે નાના પ્રકારના ભાવોથી તેઓ જડવત બની, પરાજય પામી. એ ભિખારીઓએ મસ્તક ઊંચાં કરી અર્ધો અર્ધો ઘૂમટાથી શ્રી નિમાઈ પ્રભુના ચન્દ્રવદનનું દર્શન કર્યું. દર્શન કરતાં વારજ ભક્તિથી ગદ્‌ગદ્‌ બની લાંબી થઈ તેઓ શ્રીચરણમાં પૃથ્વી પર ઢળી પડી, એટલે શ્રી નિમાઈ પ્રભુએ કૃપાર્દ્ર થઈ તેમનાં વેણી અને સુગન્ધિ કેશથી ભૂષિત મસ્તકોપર પોતાનાં શ્રી પાદપદ્મનો સ્પર્શ કર્યો અને આશિર્વાદ આપ્યો કે "તમારાં ચિત્ત મારામાં અનુરક્ત રહો!" ચૈતન્ય ચરિત કાવ્યમાં એ સંબંધી નીચે પ્રમાણે શ્લોકો છે:—

आविश्य प्रकटित सत्प्रकाशरम्यं,
तं दृष्ट्वा मुदमतुलामभूत पूर्वाम् ।
सम्प्रापुर्सुधियच निपेतुरास तोषा,
स्तत्पादाम्बुजमपि निर्भरं प्रपन्नाः ॥
मैत्रिता भवतः सदेत्वभीक्ष्णमुक्त्वा,
सर्वासां शिरसि पदारविन्दयुग्मं ।
कारुण्यामृतरस सेचनाति सार्द्रः,
श्रीगौरः परमगुणाम्बुधिर्व्यधत्त ॥

ભાવાર્થ—તદનંતર તે સર્વેએ ઓરડામાં દાખલ થઈ, પ્રકટિત સત્પ્રકાશરમ્યમૂર્તિ શ્રી ગૌરચન્દ્રનું દર્શન કરી, અતુલ અને અભૂતપૂર્વ આનંદને પ્રાપ્ત કર્યો અને પૂર્ણ સંતોષ પામી પ્રભુના ચરણારવિન્દમાં સતત થઈ પૃથ્વિપર પડી પ્રણામ કરવા લાગી.

પછી "તમે સર્વ મત્પરાયણ હો," એમ કહી મહા ગુણનિધિ શ્રી ગૌરાંગે એ સર્વ સ્ત્રીઓપર કરુણામૃતરસનું સિંચન કરી આર્દ્રચિત્ત બની તેમનાં મસ્તકપર પોતાનાં પાદપદ્મ મૂક્યાં.

. આ સમયે શ્રી ગૌરચન્દ્ર પરમ સુન્દર અને યુવાન પુરુષ હતા; એમણે કુલવાન સતી સ્ત્રીઓને કહ્યું કે "તમારાં ચિત્ત મારામાં અનુરક્ત થાઓ," એ કહેવામાં એ કિંચિત પણ સંકોચ પામ્યા નહિ, તેમજ એ અબલા સતીઓ પણ એ સાંભળી કંઈ પણ સંકોચ પામી નહિ. તથા તેમના સ્વામીઓને પણ એ સાંભળી કંઈ ક્રોધ આવ્યો નહિ. એનું કારણ શું? એનું કારણ એ કે સંસારમાં કોઈની સાથે

जीव अने भगवाननो संबंध सौथी अधिक निकट छे.

* બંગાળમાં એવો રિવાજ છે કે ઘરની યુવતીઓ કોઈ અપરિચિત પુરુષ આગળ બોલી શકતી નથી, તેમજ મોંપર ઘુંઘટો નાંખ્યા સિવાય ત્યાં પણ જઈશકતી નથી.

મને એટલો નિકટ સંબંધ હોય તોપણ શ્રી ભગવાનની સાથે જીવનો જેટલો નિકટ સંબંધ છે તેટલો બીજા કોઇ સાથે નથી.

થોડી વાર પછી શ્રી નિમાઇચન્દ્ર સિંહાસનપરથી " હવે હું જાઉં છું, ફરી કોઇ યોગ્ય સમયે આવીશ " એમ કહેતા કહેતા ઊઠયા, અને હુંકાર કરી મુર્છિત થઇ પૃથ્વિપર ગબડી પડયા. સૌ સૌકે " આ શું ! આ શું ! ! કહેતાં કહેતાં તેમને ઉઠાવી લીધા અને જૂએ છે તો જીવનનું કંઇ પણ ચિહ્ન દેખાયું નહિ. કેટલાક ઉપાયો કર્યાં પછી શ્રી નિમાઇ પ્રભુની મૂર્છા વળી. હવે તે શ્રી નિમાઇ પણ્ડિત હતા; તેમનાં અવયવો સાધારણ મનુષ્યના સરખાંજ હતાં; તે તેજ પણ હવે દેખાતું નહતું. પૂરેપૂરું ભાન આવ્યું ત્યારે શ્રી નિમાઇ પણ્ડિત શ્રીવાસને સંબોધી કહેવા લાગ્યા, " પણ્ડિત ! હું અહિં શી રીતે આવ્યો ! હું શું નિદ્રામાં હતો ! મેં જાણે કંઇ સ્વપ્ન જોયું છે. પણ્ડિત કૃપા કરી કહો, મેં કંઇ ચંચળતા તો વાપરી નથી ? "

શ્રી નિમાઈ પ્રભુ से नरेश्वरा निमाइ यया.

શ્રીવાસ, શ્રીરામૂ અને ગદાધર વગેરે એકેકના મોં સ્હામું જોઈ હસવા લાગ્યા; પછી સૌએ કહ્યું, " નહિ, કંઇ ચંચળતા વાપરી નથી. " પછી શ્રી નિમાઇ પ્રભુ ધીરે ધીરે પોતાને ઘેર ગયા.

પહેલાં યજ્ઞોપવીત સમયે એક વાર શ્રી નિમાઇએ પોતાની માતાને કહ્યું હતું કે, " હું હમણા જાઉં છું, ફરી આવીશ. " આજે પાછું શ્રીવાસને કહ્યું, " હું જાઉં છું, પાછળથી ફરી આવીશ; " " હું જાઉં છું, " એ કોણ કહે છે ! આ સંબંધમાં આગળ ઉપર વિચાર કરવામાં આવશે.

બીજે દિવસે પ્રાતઃકાળે શ્રી નિમાઇ પ્રભુને ફરી સર્વે જોયા, પણ એ સમયે શ્રી નિમાઇમાં સાધારણ મનુષ્ય કરતાં કંઇ વિશેષ નહતું. તે પરમભક્ત અને લાવણ્યમય લાગતા હતા. જે શ્રી નિમાઇએ કાલે બીજજનોનાં મસ્તકપર પોતાનો પગ મૂકી કહ્યું હતું કે " તમારું ચિત મારામાં અનુરક્ત થાઓ, " તેજ નિમાઇ આજે દાંતમાં તૃણ લઇ " હે કૃષ્ણ ! હે કરુણામય ! મારો વિષયવાસનામાંથી ઉદ્ધાર કરો, " કહી રુદન કરતા હતા; છતાં શ્રી નિમાઇનો આ ભાવ જોઇ શ્રીવાસ અને તેના અન્ય ભક્તો ભૂલમાં પડયા નહિ. શ્રી ભગવાન આવી ગયા છે એ જાણી સૌ આખા જગતને સુખમય જોવા લાગ્યા.

મુરારી ગુપ્તની સાથે શ્રી નિમાઇ પ્રભુ બાલપણથી નાના પ્રકારની ચેષ્ટા કરતા હતા. મુરારી ઘણાજ પ્રેમાળ અને પરહિતૈષી હતા તે સૌને પ્રિય હતા અને સારા વિદ્વાન હતા. તે પણ શ્રી નિમાઇ પ્રભુના એકાન્તિક ભક્ત થઇ ગયા હતા. મુરારીગુપ્ત સાથે શ્રી નિમાઇની આદિ લીલા જાણવામાં આવી હતી.

मुरारी गुप्त श्री निमाई प्रभु ना भक्त.

મુરારીએ પણ સાંભળ્યું હતું કે મુસલમાનોની સેના આવે છે. તેથી શ્રી ભગવાનની ઇચ્છા થઇ કે મુરારીનું પણ આશ્વાસન કરવું જોઇએ. શ્રી નિમાઇનો દેહ એ સમયે કાચના પાત્ર સમાન થઇ ગયો. કાચના પાત્રમાં જે રંગનો પદાર્થ મૂકીએ તેજ રંગ તેમાં દેખાય છે;

श्री निमाई प्रभुनी नूतन अवस्था.

એજ પ્રમાણે શ્રી નિમાઈનું રૂપ પણ નાના પ્રકારને ધારણ કરતું હતું. એ ગૌરવર્ણ મૂર્તિમાં શ્રી ભગવાનની મૂર્તિમાં ત્રિલોકની સર્વ વસ્તુઓનો પ્રકાશ થઈ શકે છે; પૂર્ણ અથવા અંશાવતારના સ્વરૂપમાંથી કોનો પ્રકાશ થાય એમાં કંઈ પણ આશ્ચર્ય નથી. શ્રી નિમાઈએ જ્યારે બ્રહ્માની સ્તુતિ સાંભળી ત્યારે તેમને બ્રહ્માનો ભાવ થઈ ગયો. તે બ્રહ્મા બની ભૂમિ ઉપર શ્રી કૃષ્ણને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા. શિવની કથા સાંભળી શિવભાવ પ્રકટ્યો.

श्री निमाई प्रभुमां श्री वराहनो प्रवेश.

એક દિવસ વારાહ અવતારનો એક શ્લોક સાંભળતાં શ્રી નિમાઈ હુંકાર કરતા કરતા મોટાવેગથી મુરારી ગુપ્તને ઘેર આવ્યા. મુરારી પોતાના ઘરમાં હતા, પરંતુ પ્રભુ તેમનાપર લક્ષ ન આપી દેવમંદિરમાં ગયા. મુરારી પણ પાછળ પાછળ પાછળ ગયા અને દેવમંદિરનાં દ્વાર આગળ ઊભા રહી શ્રી નિમાઈ શું કરે છે તે જોવા લાગ્યા. શ્રી નિમાઈ મંદીરની અંદરથી કહેવા લાગ્યા '' આ શું ! આતો એક વિકાલ પર્વતાકાર શુકર છે, ઓહો ! એતો ઘણો બલવાન દેખાય છેને ! આ દન્તના અગ્રભાગ ઉપર તો એમણે પૃથ્વિ ધરી રાખી છે ! એ એમના વિશાળ દન્તથી મારા હૃદયને સ્પર્શી જાય કરે છે. " એટલું કહી જાણે એ વિકરાલ વારાહથી બચવાને સારુ શ્રી નિમાઈ પાછળ હઠવા લાગ્યા, પરંતુ જેએક વાર પાછળ જતાંજ જાણે એ વરાહે શ્રી નિમાઈના હૃદયમાં પ્રવેશ કર્યો હોય તેમ અચેતન બની પૃથ્વિપર હાથ પગ મૂકી વારાહની સમાન ચાલવા લાગ્યા. ત્યાં એક મોટો ભારે પિત્તલનો દેગડો હતો તે ચાલતાં ચાલતાં એજ દંતે તેમણે ઉઠાવી લીધો અને આમતેમ ફેરવી તેને દૂર ફેંકી દીધો.

मुरारि गुप्तनी श्रीनर-वाराहनां दर्शनथी थयेली स्थिति.

મુરારી ગુપ્તે જોયું તો શ્રી નિમાઈ થોડાક મનુષ્યાકાર અને થોડાક વારાહાકાર દેખાતા હતા. મુરારી ગુપ્ત એ સમયે ચિતરેલા પૂતળા પેઠે ઊભા રહ્યા. વારાહ મૂર્તિ એ સમયે ભયાનક હુંકાર કરી ગર્જના કરવા લાગી. પછી નરવારાહ મુરારીને કહેવા લાગ્યા, " હું જીવોને ભક્તિ અને ધર્મની શિક્ષા આપવા આવ્યો છું. તમે કંઈ ભય ન રાખો. તમે મારા સ્વાભાવિક રૂપનું વર્ણન કરો. " મુરારી એ વખતે કંઈ બોલી શકયા નહિ. પણ એમને પહેલાની એક વાત સ્મરણમાં આવી "ઓહો આજ શ્રી નિમાઈપ્રભુએ મને પાંચ વર્ષની વયે કેવો ઉપદેશ આપ્યો હતો ! ! " મુરારી સમજ્યા કે આ જે મારી સન્મુખ છે તે શ્રી નિમાઈ નથી, એ તો સ્વયંભગવાન છે. પણ તેમની ભયંકર મૂર્તિ જોઈ અને ગંભીર હુંકાર સાંભળી ચિત્ત સ્થિર રહ્યું નહિ, અને તેથી તે કંઈ બોલી શક્યા પણ નહિ. શું કહેવું તેનો પણ કંઈ નિશ્ચય કરી શક્યા નહિ; માત્ર ગળે વસ્ત્ર બાંધી વારંવાર પ્રણામ કરવા લાગ્યા.

મુરારીની આવી અવસ્થા જોઈ તેને નિશ્ચિન્ત કરવા સારું નરવારાહ કહેવા લાગ્યા,

श्री नरवाराहनां वचनो.

" મુરારિ ! તમે નિશ્ચિન્ત રહો ! તમે મને ઘણા પ્રિય છો. તમે વેદને બહુ જ માનો છો. પરન્તુ વેદ અન્ધ છે. વેદ મારા તત્વને શું જાણે ! " વળી થોડો ક્રોધ લાવી બોલ્યા. " કાશીમાં પ્રકાશાનંદ સરસ્વતી વેદના આચાર્ય છે. એ વેદનું અધ્યયન કરાવી કરાવીને અનર્થનો પ્રચાર કરે છે.'મુરારી તમે એ સર્વ ચર્ચા છોડી દો. "

હવે મુરારીના મુખમાંથી શબ્દ નિકળ્યા. તે કહેવા લાગ્યા, " પ્રભો ! અનન્તકોટિ બ્રહ્માણ્ડ આપના રોમકૂપમાં છે; વેદ આપને શી રીતે જાણે ! આટલું કહી મુરારી શ્રીમ પ્રભુનાં ચરણમાં નમી રુદન કરવા લાગ્યા.

નરવાગરે કહ્યું, " હું જાઉં છું: " એમ કહેતાંજ શ્રી નિમાઇ મૂર્છિત થઇ ગબડી પડ્યા. મુરારીએ અનેક ઉપાયોથી તેમને ચેતન કર્યાં એટલે નિદ્રામાંથી ઉઠેલા હોય તેની પેઠે કહેવા લાગ્યા. " મુરારી, શું હું અચેતન થઇ ગયો હતો ? નહિ તો અહીં શી રીતે આવ્યો! હું શ્રીવાસના ઘરમાં શ્રીવારાહાવતારની કથા સાંભળતો હતો. મેં કંઇ ચંચલપણું તો નથી જણાવ્યું ? " મુરારી મસ્તક નીચું ઘાલી ઉભાજ રહ્યા.

આ પ્રકારે શ્રી નિમાઇ પ્રભુના સર્વે ભક્તો તેમને નાના સ્વરૂપે જોવા લાગ્યા.

श्री निमाईना भक्तो पोताना व्यवहार भूली गया.

કોઇ ચતુર્ભુજરૂપે, કોઈ શ્રી કૃષ્ણના જેવા, કોઇ મહાદેવના જેવા તેમને જોતા હતા. આ પ્રમાણે જોવાથી એમના ભક્તોનો ભય નિવૃત્ત થયો, એટલુંજ નહિ પણ તેઓ આનંદ ને લીધે રાત દહાડો ભૂલી ગયા. સર્વ ભક્તોએ નિર્મલ આનંદનો ભોગ કરવાના લોભથી પોતાનું ઘર, કુટુંબ, અને પરિવાર સઘળું છોડી દઇ શ્રી નિમાઇ પ્રભુને ત્યાંજ રહેતા હતા. તેઓ પ્રયોજન વિના નૃત્ય કરતા, એટલા આનંદમાં ઉન્મત્ત જેવા બની જતા. નવદ્વીપમાં શચીને ઘેર શ્રીકૃષ્ણ ભગવાને જન્મ લીધો છે, એ વાત વધારે દિવસ છાની રહી શકી નહિ.

શ્રી નિમાઈ પ્રભુને બે ભાવ થતા હતા. એક ભક્તભાવ, અને બીજો ઈશ્વરભાવ. ગયા

श्री निमाई प्रभुमां भक्तभाव—ईश्वर-भाव.

ધામથી જ્યારના આવ્યા ત્યારથી ભક્તભાવ હતો. શ્રીવાસના ઘરમાં જે દિવસે અભિષેકવાળી ક્રિયા કરવામાં આવી તે "દિવસથી ઈશ્વરભાવ થવા લાગ્યો. એ દિવસથી તે ઘણો વખત ઇશ્વરભાવથી રહેવા લાગ્યા. પ્રથમ રાત્રિએજ સંકીર્તન થતું, હવે તો દિવસના પણ કીર્તન થવા લાગ્યું. શ્રી નિમાઇ પ્રભુ અને એમના ભક્તો રાત્રિ દિવસ પ્રેમમાં મગ્ન રહેવા લાગ્યા. શ્રી નિમાઇની જ્યારે ચેતન અવસ્થા અર્થાત્ ભક્તભાવ રહેતો ત્યારે કોઈ પણ તેમને ભગવાન કહેવાનું સાહસ કરતું નહિ. તે એટલે સુધી કે પ્રભુ ઈશ્વરભાવને સમયે જે કંઇ કરતા અથવા કહેતા તે પણ તેમની આગળ કહેવાનું ભક્તો સાહસ કરતા નહિ. સાધ્ય અવસ્થામાં શ્રી નિમાઇ પ્રભુ પોતાને દાસ્યભાવમાં દીનથી પણ દીન અને પૃથ્વિમાં સૌથી અધમ માની પ્રત્યેક જણાની પાસે અત્યન્ત કરુણ સ્વરથી રુદન કરી શ્રીકૃષ્ણ પ્રેમની ભિક્ષા માગ્યા કરતા અને કહેતા કે, " તમે સર્વ કૃષ્ણના દાસ છો; મારી મતિ શ્રી કૃષ્ણમાં કેવી રીતે થશે તે ઉપાય જણાવી મારા પ્રાણ બચાવો. " હવે એટલું થયું

હતું કે શ્રીનિમાઈ પ્રભુ પોતાના સ્ત્રી ભક્તોના પાદસ્પર્શ કરતા નહિ, કેમકે તેમના પાદસ્પર્શ કરવાથી એમના સ્ત્રી મહા દુઃખ પામતા; તે જોઈને તેઓ માત્ર હાથ જોડી એ સર્વને વિનતિ કરતા.

**શ્રી નિમાઈ પ્રભુની ભિન્ન ભિન્ન અવસ્થાઓ.**

આ પ્રમાણે શ્રી નિમાઈ મનુષ્ય જાતિને શિક્ષણ આપતા હતા. બાલ્યાવસ્થામાં તે રમતીઆળ ચંચલ બાળક હતા; યુવાવસ્થામાં તે વિદ્યાવિલાસી વિદ્વાન હતા અને પોતાનો શારીરિક તથા માનસિકભાવ તેમણે સુધાર્યો હતો. તૃતિયાવસ્થામાં શ્રીકૃષ્ણ ભગવાનની સેવા કેવી રીતે કરવી જોઈએ તે મનુષ્યોને દર્શાવવા સારૂં તેઓ ભક્તિ કેળવતા આપણે તેમને જોઈએ છીએ. છેવટે તેમણે આ ભક્તિનું ફળ ઈશ્વરપ્રાપ્તિ કેવી રીતે છે તે જણાવ્યું હતું.

દૈવીદર્શન થઈ રહ્યા પછી શ્રી નિમાઈ જે કહેતા તે ઉપરથી કોઈ કોઈવાર એવું જણાતું કે એ સત્તાને વશ હોય તે સમયમાં જે કંઈ તેમણે કર્યું હોય અથવા બોલ્યા હોય તેનું તેમને છેકજ થોડું સ્મરણ રહેતું હતું.





# પ્રકરણ ૧૧ મું.

## નિત્યાનંદ.

વિવિધ વરણનાં વસન, પાધ, તુલસી કંઠ સોહે,
નાકે વાળી, જોડ કાન કર્ણપુરથી મન મોહે;
હસી હસી મારગ પળે, પગે ઘુઘરનાં વાજાં,
કહે કોણ છો આપ ! નવિન મતવાળા રાજા.
મોહે ન જાણો તમો, હાલ નદિયા ઘરદારે,
નાચે ગાય ને ફરે, પગે નૂપુર રાજ ધારે;
ગૌરહરિ અવતાર સુણો છે જગસુખદાઈ,
તેને છે વડ ભાત, કહાવતો નામ નિનાઈ.

શ્રી નિમાઈ પાસે નિત્યાનંદ.

એજ જ્યેષ્ટ માસમાં શ્રી નિત્યાનંદ નવ દ્વીપમાં પધાર્યા. વર્ધમાન જિલ્લાના "એક-ચાકા" ગામમાં અવતરી શ્રી નિત્યાનંદે ઘણીજ નાની અવસ્થામાં ઘરનો ત્યાગ કર્યો હતો. એક સન્યાસી એને ત્યાં આવી અતિથી થયો. તેણે ભિક્ષામાં નાના નિત્યાનંદને એના પિતા પાસેથી માગી લીધો ભિક્ષામાં પુત્ર માગવાથી માતાપિતા આપી દેતા એ વાત આ કાલના જીવોની સમજમાં આવવી કઠિણ છે. એક લોકવાયકા છે કે જે સન્યાસી નિત્યાનંદને ભિક્ષામાં માગી પોતાની સાથે લઇ ગયા હતા તે અન્ય કોઈ નહિ પણ શ્રી નિમાઇ પ્રભુના મોટા ભાઇ વિશ્વ-રૂપ હતા. પરંતુ એ વાતનો કંઇ પુરાવો મળતો નથી. નિત્યાનંદ વિશ વર્ષ સુધી પૃથ્વિપરનાં જુદાં જુદાં સ્થાનોમાં પર્યટન કરતા કરતા શ્રી વૃન્દાવનમાં આવ્યા. ત્યાં એમને શ્રી ઇશ્વરપુ-રીનો મેલાપ થયો. એ સમયે આખું વૃન્દાવન જંગલમય હતું અને ત્યાં શ્રી કૃષ્ણને ખોળતા શ્રી નિત્યાનંદ ભટકતા હતા. ઈશ્વરપુરી તેમને જોઇ તેમના મનનો ભાવ પામી ગયા અને કહ્યું. "શ્રીપાદ ! આપ કોને ખોળો છો ? શ્રી કૃષ્ણ અહીં નથી. એમણે તો નવદ્વીપમાં શચીના ગર્ભથી જન્મ ગ્રહણ કર્યો છે અને તેમનું હાલ નામ શ્રી નિમાઇ પણ્ડિત છે. તેમનાં દર્શનની ઇચ્છા હોય તો તમે ત્યાં જાઓ." આ સાંભળ્યું કે નિત્યાનંદ આતુરતાથી નવદ્વીપ તરફ ચાલ્યા. નવદ્વીપમાં શ્રી નિમાઇ પણ્ડિતનું ઘર

ફરતા ફરતા આવ્યા. શ્રી નિત્યાનંદનું પૂર્વાશ્રમમાં નામ "કુબેર" હતું; તે નિત્ય આનંદમાં રહેતા. એ જોઈ ગુરુએ તેમનું નામ "નિત્યાનંદ" પાડ્યું હતું. નિત્યાનંદ આ અવતારના બલરામ હતા. માર્ગમાં ચાલતાં ચાલતાં બલરામ ભાવથી તેઓ વિહ્વળ થઈ ગયા. "મારા પરમપ્રિય કનિષ્ઠ બંધુ શ્રી કૃષ્ણ ભગવાનને બહુ દિવસથી મેં જોયા નથી. આહા ! એમને ક્યારે મળીશ." આ પ્રમાણે વિચાર કરતા અને આનંદનાં તરંગ અનુભવતા માર્ગમાં નૃત્ય કરતા તેઓ આવતા હતા. કોઈવાર બને પગ ભેગા કરી કુદતા. કોઈવાર આનંદમાં આવી જઈ પૃથ્વીપર લોટતા. જે લોક તેમને માર્ગમાં જોતા તે કહેતા કે આ સન્યાસી ઘેલો થઈ ગયો છે. નિત્યાનંદને કોઈની પરવા ન હતી. તેમણે નવદ્વીપમાં પૂછ્યું:—

निमाई पण्डितको कहां वास ( बताओ ! पण्डितको कहां वास ) ।
छिन छिनमें जगचरण मेलकर उछल कूदकर करत विलास ॥
पूछ न पावत बचन कोउ कछु चाहत कहन कहत कछु और ।
प्रेम तरङ्ग बाहु ऊरध कर नगर मचावत दौरा दौर ॥

કોઈક કારણથી નિત્યાનંદ શ્રી નિમાઈ પંડિતને ઘેર ન જતાં શ્રી નન્દનાચાર્યને ઘેર અતિથિરૂપ જઈ ઊભા રહ્યા. એક તેજસ્વી સન્યાસીને જોઈ નન્દનાચાર્યે એમનું સન્માન કર્યું.

**श्री नित्यानंद श्री नन्दनाचार्यने घेर.**

નિત્યાનંદ નવદ્વીપમાં પધાર્યા તે પૂર્વે ચાર પાંચ દિવસપર પ્રભુએ પોતાના ભક્તજનોને કહ્યું હતું કે "એક મહા પુરુષ નદિયામાં આવે છે;" અને જે દિવસે નિત્યાનંદ નવદ્વીપમાં આવ્યા તેજ દિવસે પ્રાતઃકાલે શ્રી નિમાઈ પ્રભુ પોતાના પાર્ષદોને કહેવા લાગ્યા, "મેં કાલ રાત્રિએ સ્વપ્ન દીઠું છે કે તે મહાત્મા નવદ્વીપમાં આવી પહોંચેલા છે. તમે તેમને શોધી કહાડી અહીં લઈ આવો. એ સાક્ષાત બલરામ જેવા છે." આટલું કહેતાંજ તત્કાલ શ્રી નિમાઈ પ્રભુમાં બલરામનો આવેશ આવી ગયો. તે વખતે તે હુંકાર કરી બોલ્યા "મધુ*લાવો. મધુ લાવો." આંખો લાલ થઈ ગઈ, બલરામની પેઠે વાત કરવા લાગ્યા. "મધુલાવો," એ આજ્ઞા શી રીતે પાળવી, તેનો સર્વે જણ વ્યાકુલ બની વિચાર કરવા લાગ્યા. શ્રીવાસે કહ્યું, "મધ તો આપની પાસેજ છે, આપને જે મધની ઇચ્છા છે તે મધનો અમલોકોને ક્યાં મળવાનું છે !" એવામાં શ્રી નિમાઈની પાછી સ્વાભાવિક અવસ્થા થઈ ગઈ, એટલે કહેવા લાગ્યા, "તમે સૌ જઈ એમને ખોળી કહાડી અહીં લઈ આવો. હું એમનું દર્શન કરવાને ઘણો આતુર છું." આ સાંભળી મુરારી, શ્રીવાસ, મુકુન્દ અને નારાયણ એ ચારે જણ એ મહાપુરુષને ખોળવા સારુ ચારે દિશામાં ગયા. મધ્યાહ્ન પછી ચારેએ આવીને કહ્યું, "પ્રભો ! અમે

* એમ કહેવાય છે કે બલરામ દારૂ પીતા હતા, પરંતુ આ મત જેઓ રહસ્ય જાણતા નથી તેમનો છે. ભક્તિમાન મનુષ્યો જાણે છે કે બલરામ માત્ર કૃષ્ણ ભગવાનનો પ્રેમરૂપી શરાબ પીતા હતા. આ અવતારના બલરામરૂપે નિત્યાનંદે સુરાનો કદી સ્પર્શ કર્યો નથી, તેમજ તેની વાસ પણ લીધી નથી.



श्रीनिमाई महाप्रभु.                    श्रीनिताई.

The "Lakshmi Art." Bombay.

આખું નગર જોઈ કહાડ્યું પરંતુ કોઈ જગાએ એ મહાપુરુષ ન મળ્યા. ત્યારે નિમાઈએ કહ્યું, " ચાલો આપણે સર્વ જઈએ અને તેમને શોધી કહાડી અહિં લઈ આવીએ. " એ સાંભળી સર્વ ચાલ્યા. વચમાં શ્રી નિમાઈ પ્રભુ અને ચારે બાજુએ ભક્તજન ચાલતા હતા. પ્રભુ પાધરાજ શ્રી નન્દનાચાર્યને ઘેર જઈ પહોંચ્યા. સર્વ જૂએ છે તો બહારના ઓટલાપર એક સન્યાસી બેઠેલા છે; તેમનો રંગ ઘઉંવર્ણો છે; કમલદલ જેવાં લોચન છે અને વય ૩૦—૩૨ વર્ષની છે. ગોઠા ગોઠા પોતાની મેળેજ હા ! હા ! કરી હાસ્ય કરી રહ્યા છે. એજ શ્રી નિત્યાનંદ છે.

વિશ્વંભર પોતાના માણસો સાથે તેમને પ્રણામ કરી સન્મુખ ઉભા રહ્યા. આ સમયે વિશ્વંભર કેવા શોભતા હતા તેનું ચૈતન્ય ભાગવતમાં આ પ્રમાણે વર્ણન છે;—

ગૌર હરિ રૂપ છે મદન સમાન;
ચંદન દિવ્ય, દિવ્યમાલા કંઠ, દિવ્ય વસન પરિધાન.
દિવ્ય ગૌર અંગની દ્યુતિ આગળ, કયાં છે કનકની શોભા;
અનુપમ શ્રીમુખ જોતાં જાણે પૂર્ણ શશીસું મન મોહ્યા.
લાંબાં ને રક્ત નયનયુગ શોભે, જાણે કમલદલસાર;
આજાનુલંબી ભુજ સુકંઠ છે, વિસ્તૃત હૃદય નિધાર.
યજ્ઞસૂત્ર ત્યાં શ્રીઅંગ સોહે, શુભ સુરધુની થાય;
મધુસૂદન એ છબીને નિરખી, તનમન વારી જાય.

**શ્રી નિમાઈ અને નિતાઈ.**

શ્રી નિમાઈ પ્રભુનો પરમ સુન્દર નાગર વેશ છે. નિત્યાનંદ શ્રી નિમાઈનું ચન્દ્રવદન જોતાંની સાથેજ ચકિત બની ગયા, આંખની પાંપણ પણ હાલી નહિ. જાણે નેત્રોવડે તે શ્રી નિમાઈ પ્રભુના રૂપનું પાન કરતા ન હોય !! તેમ આનંદમાં જડવત્ બની ગયા. શ્રી નિમાઈનાં નેત્રમાંથી આનંદજલ વહેવા લાગ્યું. એમનો મનોભાવ એવો જણાતો હતો કે જાણે નિમાઈને ઉપાડી લઈ મારા હૃદયમાં મૂકી દઉં. પરંતુ સર્વ આકું અવશ થઈ રહ્યાં હતાં, તેથી તેમને ઉપાડી શકે એમ ન હતું. શ્રી નિમાઈનો નાગરવેશ હતો, કંઈ એવો વેશ ન હતો કે તે જોઈ ભક્તિનો ઉદય થાય ! તેમણે કંઈ કોપીન પહેર્યું ન હતું, તેમજ હાથમાં દંડકમણ્ડલુ ન હતાં; ત્યારે શ્રી નિમાઈને જોઈ નિતાઈને એવો ભાવ કેમ થયો ? એનું કારણ એ કે શ્રી નિતાઈને ભક્તિનો ઉદય થયો ન હતો, પણ પ્રેમનો ઉદય થયો હતો; ભક્તિ અને પ્રેમ એકજ નથી; ભક્તિ નહાની છે, અને પ્રેમ મોટો છે. વૈષ્ણવ ધર્મમાં અને અન્ય ધર્મોમાં આ એક મોટો તફાવત છે. વૈષ્ણવોના ઠાકુરજીના હાથમાં અસ્ત્ર નથી હોતાં, મોહન મુરલી હોય છે. ભયનું કોઈપણ ચિહ્ન નથી હોતું, સર્વ સુન્દર અને સુન્દરજ હોય છે. એ ઠાકુરજીનું સ્થાન યમુનાના કિનારાપર પત્ર, પુષ્પ, મયૂર, કોકિલા વગેરેથી શોભતા શ્રી વૃન્દાવનમાં છે. ઠાકુરજીનું ભજન પૂર્ણિમાની મનોહર ચાંદની રાતે નૃત્ય અને ગાયન, વાદ્ય વગેરેથી કરવામાં આવે છે અને કેવલ પ્રેમ પ્રીતથીજ ભક્ત શ્રી ઠાકોરજીને વશ પણ કરે છે.

થોડી વાર સુધી બન્નેએ પરસ્પર જોયા કીધું; પછી શ્રી નિમાઈએ નિતાઈનાં હૃદય-

દ્વાર ઉઘાડવાં સારુ શ્રી કૃષ્ણના રૂપ વર્ણનનો એક શ્લોક બોલવાને શ્રીવાસને કહ્યું. શ્રીવાસ એક શ્લોક બોલ્યા. એ શ્લોક તેજ હતો કે જે સાંભળી રત્નગર્ભને ઘેર શ્રી નિમાઈપ્રભુને મૂર્છા આવી ગઈ હતી.

श्री निताईमां प्रेमावेश.

જેમ ભરેલા જળાશયની પાળમાં એક નાનો સરખો ચીરો પાડવાથી મોટા વેગથી જળ નિકળે છે, તેમ આ શ્લોક સાંભળતાંની સાથે નિત્યાનંદનાં હૃદ-યદ્વારો મ્હોટા વેગથી ખુલી ગયાં. નિત્યાનંદના પ્રેમતરંગ અને ભાવ એટલા બધા વિસ્મય થઈ ગયા. એ સૌ અનેક ચેષ્ટાઓથી પણ નિતાઈને સ્થિર કરી ન શક્યા, ત્યારે નિમાઈએ તેમને સ્પર્શ કર્યો.

श्री निमाई प्रभुनी श्री निताईने स्तुति.

નિત્યાનંદ નિશ્ચેષ્ટ અને સ્થિર બની ગયા; શ્રી નિમાઈ તેને ખોળામાં લઈ બેઠા. ખોળામાં નિતાઈ સ્થિર થઈ બેસી ગયા અને બંને આંસુ ટપકાવવા લાગ્યા. કેટલોક સમય વીત્યા પછી બંનેજણ સ્થિર થઈ બેઠા, ત્યારે શ્રી નિમાઈએ કહ્યું, " મેં આટલા દિવસોમાં આજેજ જાણ્યું કે શ્રી કૃષ્ણ મારો ઉદ્ધાર કરશે; નહિ તો આપના જેવા ભક્તનો મને મેળાપ કેમ થાય ! આજે મારો મોટો શુભ દિવસ છે કે આપના શ્રીચરણનું દર્શન થયું. આપનામાં શ્રી કૃષ્ણની પૂર્ણ શક્તિ છે; ચતુર્દશ ભુવનનો આપ ઉદ્ધાર કરી શકો છો; આપનો આશ્રય અમૂલ્ય છે; આપનો જે આશ્રય કરે છે તેને કોઈકાળે વિપત્તિ હોતી નથી. હું આપની કૃપાની પ્રાર્થના કરું છું. મારાપર કૃપા કરી આપની દયાળુતાનો પરિચય કરાવશો. "

श्री निताईना उद्गारो.

સ્તુતિ સાંભળતાંજ બધાજ ભક્તો લજ્જા પામ્યા. વિશેષમાં શ્રી નિમાઈના મુખથી આવી સ્તુતિ સાંભળી નિત્યાનંદને પણ ઘણીજ લજ્જા આવી અને તેમણે પોતાનું મસ્તક નીચું ઘાલ્યું. પછી ઘણા નમ્ર બની કહેવા લાગ્યા, " હું શ્રી કૃષ્ણનાં સર્વ સ્થાનોનાં દર્શન કરી આવ્યો છું; ત્યાં સિંહાસન છે પણ શ્રીકૃષ્ણ નથી. પછી કોઈ ઉત્તમ પુરૂષના મુખથી સાંભળ્યું કે હમણા શ્રીકૃષ્ણ નવદ્વીપ ધામમાં રહે છે, તેથી મોટી આશાએ હું અહીં આવ્યો છું અને એમ પણ સાંભળ્યું છે કે નવદ્વીપમાં હરિસંકીર્તનની ભારે જમાવટ થાય છે; કોઈ કોઈ એમ પણ કહે છે કે શ્રી ભગવાન પોતે પણ એ હરિસંકીર્તનમાં ભળી ત્રિભુવનમોહન નૃત્ય કરે છે; આજકાલ નવદ્વીપના જેવું પાતકીઓના ઉદ્ધારનું સ્થાન બીજું એકે નથી. એ સર્વ સાંભળી મોટી આશાથી હું અહીં આવ્યો છું, હવે મારા ભાગ્યની પરીક્ષા કરીશ." એ પછી સાંકેતિક ભાષામાં બંનેનો કંઈ આલાપ થયો, એ સંબંધી ચૈતન્યમંગલમાં આ પ્રમાણે લખ્યું છે:—શ્રી નિમાઈ ઊભા થયા. નિમાઈ અને નિતાઈનાં નેત્ર પરસ્પર મળ્યાં. બંનેનું જોવું એવું હતું કે જાણે ચિરકાળના સખાઓ અનેક દિવસ પછી પરસ્પર મળ્યા હોય!! બંને એકેકનાં મો જોઈ ઝુરવા લાગ્યા!!!

नित्यानंदनी अक-ळामण

આરે મહુમ્માને મિલાપ થતાંજ નિત્યાનંદ અનિમેષ નેત્રથી ઘણી સ્થિરતા રાખી શ્રી નિમાઈનું મુખ જોવા લાગ્યા. એ બન્નેની અદ્ભુત શોભા જોઈ ભક્તજનો ઘણોજ આનંદ પામ્યા. એમને એમ લાગ્યું કે બન્ને પરસ્પર કંઈ ગુપ્ત વાત કરવા ઇચ્છે છે, પણ બધા ત્યાં હાજર હોવાથી વાત કરી શકતા નથી, એટલા માટે સર્વ લોકો થોડાક પાછા હઠીને ઊભા રહ્યા, તોપણ એ બન્નેની જે કંઈ સંવાદ થયો તે સર્વએ સાંભળ્યો.

નિતાઈ જૂએ છે કે શ્રી નિમાઈના અંગનો વર્ણ મારા કૃષ્ણના વર્ણ પેઠે શ્યામ નથી માથે કેશ બાંધેલા નથી, મુખમાં મુરલી નથી, પરંતુ નયનયુગલનો બરોબર તેજ છે. એથી સંદિગ્ધ બની નિત્યાનંદ કહેવા લાગ્યા:—

> ક–ક–ક–ક " કહાન " તમે છો ક્યારે ( ધ્રુવપદ. )
> ક્યાં છે મુકુટ પીળો પટ તારો બંસી કેમ તું તો વિસારે.

એના ઉત્તરમાં શ્રી નિમાઈએ કહ્યું:—

> ભાઈ મોઢે પૂછે કેમ આમ ! ( ધ્રુવપદ. )
> રોકારોક ખેલ છે વ્રજનો, નદિયા ખેલ ધરણી પલટાણ !
> વ્રજના ખેલમાં વાજે છે વાંસી, નદિયા ખેલ હરિગુણગાન;
> વ્રજનો વેશ મુકુટ પીળોપટ, અહીં દંડ કૌપીન વિધાન.

આ સંકેતમય વાર્તાચિત્ત પછી શ્રી નિમાઈએ કહ્યું, " શ્રીપાદ ! અમલોકોનું મોટું ભાગ્ય છે કે નવદ્વીપ પ્રતિ આપની કૃપા થઈ. હવે ચાલો, ઊઠો. " એ સાંભળતાંજ નિતાઈ શ્રી નિમાઈની પાછળ ચાલવા લાગ્યા; કેમકે હવે નિતાઈના દેહ સિવાય શ્રી નિતાઈનું બીજું કંઈ ન હતું; પોતાનાં મન અને પ્રાણ સર્વ પ્રથમથીજ શ્રી નિમાઈના હાથમાં આપી ચૂક્યા હતા.

श्री निमाई अने निताई श्रीपादने घेर.

શ્રી નિમાઈએ કહ્યું, " શ્રીપાદ ! કાલ પૂર્ણિમા છે, વ્યાસપૂજાનો દિવસ છે, આપની વ્યાસપૂજા ક્યાં થશે ? " નિત્યાનંદ શ્રી નિમાઈનું સૂચન સમજી શ્રીવાસને બતાવી કહેવા લાગ્યા, " મારી વ્યાસપૂજા કાલે આ બ્રાહ્મણને ઘેર થશે, " ત્યારે શ્રી નિમાઈએ હસી શ્રીવાસને કહ્યું, " પણ્ડિત ! તમારે ઘેર વ્યાસપૂજા થવાનો, એ એક તમારે માથે મોટો બોજો પડ્યો. " શ્રીવાસે કહ્યું, " આપની કૃપાથી મને એમાં કંઈ અડચણ પડવાની નથી. ઘી, મગ, ચોખા, ખાંડ, સર્વ મારા ઘરમાં છે. પૂજાવિધિનું પુસ્તક નથી તે કોઈ સ્થળેથી માગી લાવીશ. " આ પ્રમાણે વાર્તાચિત્ત કરતા કરતા સર્વ શ્રીવાસ પણ્ડિતને ઘેર આવી પહોંચ્યા. શ્રીવાસના ઘરમાં સર્વ ભક્તો દાખલ થયા અને દ્વારનાં કમાડ બંધ કરી દીધાં. સર્વ આનંદમાં મગ્ન બની ગયા. સંકીર્તનનો આરંભ થયો, નિતાઈ અને શ્રી નિમાઈ બન્ને હાથ ઝાલી નૃત્ય કરવા લાગ્યા; નૃત્ય કરતાં કરતાં શ્રી ગૌરાંગને બલરામ ભાવ થઈ ગયો અને નૃત્ય છોડી વિદ્યુતના જેવા વેગથી સિંહાસનપર જઈ બેઠા. ત્યાં બેસી " મદ

લાવો" "મદ્ય લાવો" કહી આજ્ઞા કરવા લાગ્યા. આ આજ્ઞા કેવી રીતે પળાશે એ બાબત પર સર્વ તર્કવિતર્ક કરવા લાગ્યા; એવામાં નિવાસપંડિતને એક વિચાર સૂઝ્યો. એક પાત્રમાં ગંગાજળ ભરી શ્રી નિમાઇના હાથમાં આપ્યું; નિમાઇ તેને મદ્ય માની પાન કરવા લાગ્યા. એવામાં શ્રી નિમાઇમાં ફરી શ્રી ભગવાનનો ભાવ થયો. એટલે ઈશ્વરના આવેશમાં કહેવા લાગ્યા, "આજ મને પૂર્ણ આનંદ થયો કે મારા નિત્યાનંદ આવી પહોંચ્યા, પણ નાડા મને કેમ છોડી ગયા! 'નાડા' (હુંકાર કરી કરી) મને લઇ આવ્યા, અને હવે હું આવ્યો ત્યારે નિશ્ચિન્ત થઇ બેઠા છે એ વાત કંઇ 'નાડા'ને ઉચિત નથી."

**श्रीवासे पूछ्युं नाडा कोण छे?**

આ સાંભળી સર્વ વિચાર કરવા લાગ્યા કે આ "નાડા" કોણ છે! ત્યારે શ્રીવાસે સાહસ કરીને પૂછ્યું કે "પ્રભો! આપ "નાડા" કોને કહો છો તે અમે કંઇ સમજતા નથી." ત્યારે શ્રી નિમાઇપ્રભુએ કહ્યું, "હું આપણા શ્રી અદ્વૈતાચાર્યને નાડા કહું છું તેમને સારુ આ મારો અવતાર છે. હું હવે આ અવતારમાં બ્રહ્માદિ દેવને દુર્લભ એવી શ્રી ભગવદ્ભક્તિ શુદ્ર અને અધમ જીવોને દાન કરીશ." થોડાક સમય પછી શ્રી ગૌરાંગ બાહ્યદશા પ્રાપ્ત કરીને શ્રીવાસને કહેવા લાગ્યા, "પંડિત! મેં કંઇ લવારો કર્યો હતો શું?" નિવાસે કહ્યું, "નહિ, એવું કંઇ નહિ. આપ તો જેવાને તેવાજ છો." ત્યારે શ્રી નિમાઇએ કહ્યું, "હું અજ્ઞાન બાળક છું, જો કંઇ અપરાધ મારાથી થાય તો તમે સૌ કૃપા કરી મને ક્ષમા કરજો.

નિત્યાનંદમાં જે કંઇ જ્ઞાન હતું તે શ્રી નિમાઇનાં દર્શન થતાંજ ભૂલી ગયા હતા; જે કંઇ થોડું પણ રહ્યું હતું તે પણ હરિસંકીર્તન અને પ્રભુનો ભગવાનભાવ જોઇ નષ્ટ પામ્યું. રાત્રે તો આનંદમાં મગ્ન બની પોતાના દંડકમંડલુના તેમણે ભાંગીને ચૂરેચૂરા કરી નાખ્યા.

**निताईए बार वर्ष श्री कृष्णने शोध्या.**

બાર વર્ષની વયથી શ્રી નિતાઇ ઘર છોડી દંડકમંડલુ લઇ વિશવર્ષ સુધી પૃથ્વિપર પર્યટન કરતા શ્રીકૃષ્ણને ખોળતા ફરતા હતા. શ્રી વૃન્દાવનમાં પણ ઘણા દિવસ તપાસ કરી પણ શ્રી કૃષ્ણ ભગવાન ન મળ્યા; હવે નવદ્વિપમાં આવી પોતાની એક સરખી રીતે "ગતિ" અને "અર્થ" પ્રાપ્ત કરી લીધાં. હવે દંડકમણ્ડલુનું શું પ્રયોજન રહ્યું જાણી ભાંગીને ફેંકી દીધાં.

**नित्यानंदने लइ गंगास्नान.**

પ્રાતઃકાળે શ્રીવાસે જોયું તો નિતાઇને કંઇપણ બાહ્યજ્ઞાન ન હતું, દંડકમણ્ડલુ ભાંગ્યાની વાત્ત સાંભળી પ્રભુ પણ ત્યાં દોડી આવ્યા. જૂએ છે તો નિત્યાનંદને કંઇ પણ બાહ્યજ્ઞાન ન હતું નિત્યાનંદ પોતાના મેળેજ વાતચિત્ત કરે છે, અને "હા" "હા" "હા" કરી હસે છે. પ્રભુને જોઇ નિતાઇ કંઇ કહેવા લાગ્યા, પણ શું કહ્યું તે કોઇને સમજાયું નહિ; પછી સર્વ નિત્યાનંદને લઇ ગંગાસ્નાન કરવા ચાલ્યા. નિત્યાનંદના ભાંગેલા દંડકમડલુને પ્રભુએ પોતાને હાથે ગંગાજીમાં પધરાવી દીધાં.

*व्यासपूजननो आरंभ.*

સ્નાન કરી આવ્યા પછી શ્રીવાસના ચોકમાં વ્યાસપૂજાનો આરંભ થયો. શ્રીવાસ પોતે પૂજા કરતા હતા, ત્યારે સર્વ પૂજા કરતા હતા અને ગીત ગાતા હતા. જ્યારે સર્વની પૂજા સમાપ્ત થઇ ત્યારે શ્રીવાસે ફૂલની માલા લઇ નિત્યાનંદના હાથમાં આપી, અને કહ્યું, "આ માલા લઇ મંત્ર ભણો અને મંત્ર ભણી વ્યાસદેવને અર્પણ કરો." નિત્યાનંદે હાથમાં માલા લીધી નહિ. ત્યારે શ્રીવાસે કહ્યું. "શાસ્ત્રનો એવો વિધિ છે કે પોતાના હાથે માલા અર્પણ કરવી જોઇએ, ત્યારે વ્યાસદેવ સંતુષ્ટ થાય છે અને શ્રીકૃષ્ણ પ્રેમધન આપે છે. હું માલા અર્પણ કરીશ તો તેમ થવાનું નથી, માટે માલા હાથમાં લો," નિતાઇએ વિવશની પેઠે માલા હાથમાં લઇ લીધી. શ્રીવાસે કહ્યું, "બોલો **नमो व्यासाय:**" નિતાઇ બોલ્યા "હાં." શ્રીવાસે કહ્યું "હાં" શું ! કહો **नमो व्यासाय.**" નિમાઇ કહે "હાં" અને ચકિત થયેલાની પેઠે ચોમેર જોવા લાગ્યા.

*नितांईनी गाय जेवी स्थिति.*

આનું કારણ એ હતું કે શ્રી નિમાઇ પ્રભુ એ સમયે ચોકની બીજી બાજૂએ નૃત્ય કરી રહ્યા હતા. નિત્યાનંદે શ્રી નિમાઇને ત્યાં નહિ દીઠા તેથી હરિતવત્સા ગાયની પેઠે ચારે બાજૂએ જોવા લાગ્યા. શ્રીવાસ કહેવા લાગ્યા, "શ્રીપાદ! આમ તેમ શું જૂઓ છો ! મનોયોગ કરો. મંત્ર ભણો." નિતાઇ આમ તેમ જૂએ છે અને જોતાં જોતાં બોલ્યા, "હાં." વિશેષ આગ્રહ કરવાથી ગડબડ ગડબડ કરી એણે શું કહ્યું તે એજ જાણે, બીજું કોઇ કંઇ સમજી શક્યું નહિ. ત્યારે શ્રીવાસ બૂમ પાડી પાડીને શ્રીનિમાઇ પ્રભુને કહેવા લાગ્યા, "પ્રભો ! એક વાર અહીં પધારો." હવે સર્વ ભક્તજનોએ શ્રી નિમાઇને પ્રભુ કહી બોલાવવાનો આરંભ કરી દીધો હતો. "પ્રભો ! એક વાર અહીં પધારો ! શ્રીપાદ વ્યાસપૂજા કરતા નથી, વાત સાંભળતા નથી. અને શું કહે છે તે અમે લોકો સમજતા નથી" એ સાંભળી શ્રીનિમાઇપ્રભુ દોડીને ત્યાં આવ્યા અને નિત્યાનંદને કહ્યું, "શ્રીપાદ! શ્રી વ્યાસપૂજા કરો. વ્યાસપૂજા થાય છે કે શું થાય છે તેનું નિતાઇને કંઇ ગ્નાન નહતું. જે તેની સન્મુખ ઉભા રહ્યા હતા તેમની સાથે નિત્યાનંદને કંઇજ પ્રયોજન ન હતું. નિત્યાનંદ કેવલ શ્રી નિમાઇપ્રભુનું ધ્યાન કરી રહ્યા હતા. મનમાં બીજી કોઇ પણ ચિન્તા ન હતી. નિતાઇએ જોયું તો શ્રી નિમાઇ પ્રભુ સન્મુખ આવી ઊભા હતા, એથી નિતાઇના આનંદની સીમા રહી નહિ. હાથમાં વ્યાસપૂજા સારુ જે માલા હતી તે ઝટ દઇને તેમણે શ્રી નિમાઇપ્રભુના કંઠમાં આરોપી દીધી.

*व्यासने बदले नितांइए श्री निमाईने माळा आरोपी.*

*षड्भुज रूपे श्री निमाई प्रभु.*

એ સમયે મહા અદ્‌ભૂત વાર્તા બની. શ્રી નિમાઇ પ્રભુ એ સમયે "ષડ્‌ભૂજ" બની ગયા. સન્યાસ ગ્રહણ પછી શ્રી નિમાઇ પ્રભુનીજ મૂર્તિ વાસુદેવ સાર્વભૌમે પણ જોઇ હતી. તે મૂર્તિ જોઇને શ્રી જગન્નાથજીના મન્દિરની એક ભીંતમાં ચિતરી કહાડી હતી તે ષડ્‌ભુજમૂર્તિ શ્રી જગન્નાથના મન્દિરમાં અદ્યાપિ પર્યંત અંકિત થઇ રહેલી છે.

**श्री राम कृष्ण अने गौराङ्ग.**

પેગંબરો અને અવતારો કદી પણ નાશ કરવાને નહિ. પરંતુ ધર્મની વૃદ્ધિ કરી જગતને સુધારાપર આણવાને સારુ થયેલા હોય છે. અત્યાર સુધી આર્યાવર્તમાં રામ અને કૃષ્ણ ઈશ્વરના બે અવતારરૂપે પૂજાતા હતા. ક્ષત્રિય રાજા તરીકે રામે અવતાર ધારણ કર્યો અને એ અવતાર ગ્રહણનો હેતુ પોતાના મનુષ્યબંધુઓને પીડા કરનાર દુષ્ટોને સંહારવાનો હતો. પોતે કેવા પ્રેમી છે તે મનુષ્યોને દૃષ્ટાંતથી બતાવવા સારુ શ્રી કૃષ્ણે જગતમાં અવતાર લીધો હતો. અને અંતે પોતાના પ્રતિ મનુષ્યોનાં હૃદય મૃદુ કરી શ્રી કૃષ્ણ પ્રાપ્તિ કેવી રીતે કરી શકાય છે તે ઉપદેશ અને દૃષ્ટાંતથી દર્શાવવાને શ્રી ગૌરાઙ્ગાવતાર થયો હતો. આથી રામના હાથમાં શર અને ચાપ, શ્રી કૃષ્ણ પોતાની વીણા અને દંડ અને કમંડળુથી શ્રી ગૌરાઙ્ગ પ્રભુને ઓળખવામાં આવે છે. જાણવું જોઈએ કે નિતાઈ સાથેના મેળાપ પછી થોડેક માસે શ્રી ગૌરાઙ્ગપ્રભુ સંસારત્યાગ કરી સન્યાસી થઈ ગયા હતા. એમના દેહદમનથી મનુષ્યજાતિ વિસ્મય પામી ગઈ હતી અને વજ્ર હૃદયનાં મનુષ્યો પણ નરમ બની ગયાં હતાં.

**श्री निताईनी एकाग्रावस्था.**

નિતાઈએ જોયું કે શ્રી ગૌરાઙ્ગ પ્રભુને ૭ હાથો છે. પહેલા બેમાં શર અને ચાપ હતાં બીજા બેમાં વીણા લઈ વગાડતા હતા; અને છેલ્લા બેમાં દંડ અને કમંડળુ હતાં. આ દર્શનથી તેણે નિતાઈને એવું જણાવ્યું કે હું રામ છું. હું કૃષ્ણ છું; અને હું સર્વ શક્તિમાન્ ઈશ્વર છું. નિતાઈએ જેવા ષડ્ભુજ દેવતાને જોયા કે તરતજ તે બેશુદ્ધ થઈ પડ્યા. પશ્ચાત્ દિવસ સુધી એકાગ્રાવસ્થાની અસર તેમનામાં રહી. નિતાઈ પડ્યા એટલે શ્રી નિમાઈ પ્રભુ તેમની પાસે બેસી તેમના અંગપર પોતાને હાથે માર્જન કરવા લાગ્યા. શ્રી હસ્તના સ્પર્શથી નિત્યાનંદને કંઈક સ્હેજસાજ ચૈતન્ય આવ્યું પણ તે એમના એમ પડી રહ્યા, ત્યારે શ્રી નિમાઈપ્રભુ નિતાઈના અંગપર હાથ ફેરવતાં ફેરવતાં કહેવા લાગ્યા, નિત્યાનંદ! ઉઠો, સંકીર્તન કરો, જીવોને પ્રેમદાન આપી ઉધ્ધાર કરો, તમારી ઈચ્છામાં આવે તેને પ્રેમદાન આપો. હવે તો તમારી સર્વ વાસના પૂરી થઈ, હવે બીજી શાની ઈચ્છા છે!"

વાચક! આપ જાણો છો કે નિતાઈની શું વાસના છે? એમની વાસના એ છે કે જીવોનો ઉદ્ધાર કરવો.

પછી સંકીર્તન અને મહાઆનંદમાં પ્રસાદ લઈ એ દિવસની લીલા પૂરી કરી હતી.

બીજે દિવસે નિમાઈ પ્રભુ નિતાઈને પોતાને ઘેર લઈ ગયા. તે "મા! મા!" કહી શચીદેવીને બૂમ પાડવા લાગ્યા. શચીદેવી આવ્યાં એટલે શ્રી નિમાઈ પ્રભુએ કહ્યું, "મા! તમારા એક બીજા પુત્ર મારા મોટા ભાઈને હું લાવ્યો છું. મા, તમે જાણો છો, એ તમારા વિશ્વરૂપ છે."

શચીદેવી નિત્યાનંદનું મુખ જોવા લાગ્યાં. જણાય છે તો બરોબર વિશ્વરૂપજ કેમકે વાસ્તવિક રીતે તો વિશ્વરૂપેજ નિત્યાનંદના શરીરમાં પ્રવેશ કર્યો હતો. શચી માતા નિતાઈને

જોઇ વિચારવા લાગ્યાં, "આહા ! આ શું વિશ્વરૂપ છે ! એ શું મારું લાંબા સમયથી ખોવાયલું ધન છે !" શચીદેવી આંખમાં આંસુ ભરી નિતાઇને પૂછવા લાગ્યાં; "વત્સ ! નિમાઇ કહે છે તેમ, તું મારો પુત્ર છે ! એ સત્ય છે !" નિતાતાઇએ કહ્યું, "હા મા, તમારો વિશ્વરૂપ છું." ત્યારે શચીદેવીને એ ખરૂં લાગ્યું કે આ મારો વિશ્વરૂપજ છે. પછી "આવ બેટા !" કહી શચીદેવીએ તેને છાતી સરસો દાબ્યો અને તેના મસ્તકપર હાથ ફેરવવા લાગ્યા અને રુદન કરી કહેવા લાગ્યાં, "અરે સારું થયું; મારો ગડિા નિમાઇ આટલા દિવસથી સહાય વગરનો હતો, હવે તું તારા નાના ભાઇને જતનથી રાખજે, જોતો રહેજે નિમાઇની મને મોટી ચિંતા રહેતી હતી બેટા ! તારા આપવાથી આજે હું નિશ્ચિન્ત થઇ." આ સંબંધી ચૈતન્યમઙ્ગલમાંનું એક પદ ટાંકીએ છીએઃ-

માતૃપ્રેમ, થયો અને બહુ, દેખતાં રે નિતાઇ,
રુંધાઇને, દ્રવી હૃદય તે, ઉષ્ણતા પૂર્ણ પામી;
જોઇ પુત્રો, ગૃહ નિવસતા, કૃષ્ણ ને રામ જેવા,
રહ્યું કાંઇ, નહિ વિલપવું, દુઃખ કે શોક એવું.

## પ્રકરણ ૧૨ મું.

### સ્વામીના દૂતરૂપે રામાઇ.

सांच सखी यमुनाके तटपर, देखे सुंदर नीरद श्याम ।
चाहि चाहि मो और सखीरी, बेनु बजावत कै ले नाम ॥
तिन्हें प्रेम पाती लिख पठई, जाने जर, पहुंची कै नांय ।
सांच सखी, सो दिनका है है, मैं मिली हौं तिन उरसो धाय ॥
सोवत जागत सुपन रैन दिन, इनही सोचन जात मरीरी ।
मधुसूदन मरवे विरियांका मिलि है वो पद युगल तरीरी ॥

**શ્રીવાસના ઘરમાં રામને શાન્તિપુર જવાની આજ્ઞા.**

જ્યારથી "પ્રકટ" થયા ત્યારથી વારે વારે શ્રી નિમાઇમાં શ્રી ભગવાનનો આવિર્ભાવ થતો. પાછલા પ્રકરણમાં જણાવેલા પ્રસંગ પછી એક બે દિવસે, શ્રી નિમાઇએ ઇશ્વરભાવમાં શ્રીવાસના નાના ભાઇ શ્રીરામને શાન્તિપુર જવાની આજ્ઞા કરી. "શ્રીરામ! તમે શાન્તિપુર જઇ અદ્વૈતાચાર્યને કહો કે જેમના સારુ તમે મોટા મોટા કઠોર ઉપવાસ, તપશ્ચર્યા અને રુદન કર્યું હતું તથા જેમને પૃથ્વિપર આણવા સારુ તમે ભક્તિભાવથી પૂજા કરતા હતા તે હું તમારા આકર્ષણથી આવ્યો છું; વળી કહેજો કે તમારાં પત્નીસહિત આવી મારા આનંદમાં વૃદ્ધિ કરો."

**શ્રી અદ્વૈતાચાર્યને આમંત્રણ.**

શ્રી અદ્વૈતાચાર્યે નદિયા ક્રોધાવેશમાં છોડયું હતું. તેમને એવી શંકા થઇ હતી કે શ્રી નિમાઇએ મને મૂર્ખ બનાવ્યો છે. એક જણના દેખતાં જગન્નાથમિશ્રના યુવાન પુત્રનો તેમણે દુર્ભાગ્યે દૈવી સત્કાર કર્યો હતો અને એ ક્ષોભમાંથી મુક્ત થવા તે શાન્તિપુર નાસી ગયા હતા. સર્વશક્તિમાન્ ઇશ્વર તરીકે શ્રી નિમાઇને સ્વીકારવાની તેમની લેશ પણ ઇચ્છા ન હતી. વળી તે એક વખતે શ્રમ કરનાર અભ્યાસી, ગૂઢ વિચારશીલ, અને દૃઢ ભક્ત હતા; અને કહેવાતા ચમત્કારથી તેમના ઉપર સહેલથી અસર થાય એમ ન હતું. તેમના દેહદમન અને ભક્તિને લીધે આખા બંગાળામાં તેમનું નામ પ્રસિદ્ધ હતું. બંગાળાના પૂર્વ પ્રદેશોના એક રાજકુમારે તેમની આજ્ઞાથી સંસાર ત્યાગ કીધો હતો, અને તે વખતે એક શિષ્યરૂપે તેમને ઘેર રહેતો હતો. આ પ્રમાણે તેમને પોતાનું ભૂષણ જાળવવાનું

અને પોતાનાં સર્વ કાર્યોમાં પણ અનુયાયીઓની સંમતિ લેવાનું હતું. આ પુરુષ તે સમય-માં વૈષ્ણવોના અગ્રણી હતા, અને તે એક દેવ તરીકે, અથવા કંઇ નહિ તો એક ઉચ્ચત-મપ્રતિના સંત તરીકે પૂજાતા હતા. તેમને 'જલ્દી સદ્વર્તમાન આવે' એવી વિજ્ઞપ્તિવાળો આદેશ રામાઇદ્વારા શ્રી નિમાઇએ સર્વશક્તિમાન ઇશ્વર તરીકે મોકલ્યો હતો.

श्री अद्वैताचार्यनी कल्पना.

રામાઇ આ આજ્ઞા માથે ચઢાવી શાન્તિપુર દોડ્યા. શ્રી ભગવાનની આજ્ઞા લઇ જાઉં છું, એ વાતના આનંદમાં તેનું બાહ્યજ્ઞાન લગભગ લોપ પામી ગયું. શ્રી અદ્વૈતાચાર્યની પાસે ગયા એટલે તે આનંદમાં ગરકાવ બની ગયા અને કંઇ પણ કહી શક્યા નહિ. અદ્વૈતાચાર્યના સામું જોઇ ખુબ હસ્યા કરે પણ કંઇ કહી શકે નહિ. શ્રી ભગવાન પધાર્યા છે એ આનંદમાં શ્રી નિમાઇના સર્વ સંગીઓ અહોરાત્ર આનંદમસ્ત રહેતા હતા; નવદ્વીપમાં આ સર્વ પ્રકાર બનતો તે શ્રી અદ્વૈતાચાર્યે પણ સાંભળ્યો હતો. શ્રીવાસ અને શ્રીરામ વગેરે સર્વ શ્રી નિમાઇને લીધે સાથે લાગા આનંદમાં મગ્ન થઇ ગયા છે એ પણ એ જાણતા હતા. આ સમયે શ્રીરામ આવ્યા છે તેનો ભાવ જોઇ શ્રી અદ્વૈતાચાર્ય સમજી ગયા કે એ મને બોલાવવાને આવ્યા છે. પછી અદ્વૈતાચાર્ય બોલ્યા, " કેમ ભાઇ? શું મને બોલાવવાને આવ્યા છો ? હું શું આવીશ ! હું શી વસ્તુ છું તે તમારા મોટાભાઇ શ્રીવાસ સારી પેઠે જાણે છે. તમે સર્વ લોકો એક છોકરાને લીધે મત્ત બની રહ્યા છો, હું તમારા જેવો અજ્ઞાન નથી કે હું પણ મત્ત થઇ જાઉં. નદિયામાં અવતાર ! અરે નદિયાનો અવતાર ક્યા શાસ્ત્રમાં લખ્યો છે * ! "

रामाईए प्रभुनो संदेशो कह्यो.

શ્રીરામનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું; અદ્વૈતાચાર્યનાં આ સર્વ વાક્યોને ત્યાં કિંચિત્ પણ સ્થાન ન મળ્યું. ઉલટું, આ સર્વ સાંભળી શ્રીરામ હા હા હા હા કરી હસવા લાગ્યા, અને કહેવા લાગ્યા, " શાસ્ત્ર તો આપ જાણો છો, મને શાસ્ત્રની શી ખબર ? હાં, શ્રી ભગવાને જે કંઇ કહ્યું છે તે સાંભળો. તેમણે કહ્યું છે કે તમે જે નિમિત્તે આટલો પરિશ્રમ વેઠ્યો છે તે તમારા પરિશ્રમના આકર્ષણથી ગોલોક ધામ છોડી જીવોની મલિનદશા જોઇ કૃપાર્ત બની જીવોનો ઉદ્ધાર કરવા સારુ આવ્યો છું." આટલું કહેતાં કહેતાં શ્રીરામનાં બન્ને નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં. બન્ને આંખોમાંથી જલ વહે-વા માંડ્યું અને બોલ્યા. " આપ સ્ત્રીસહિત ત્યાં ચાલો, તેમણે આપને બોલાવ્યા છે."

रामाईनां वाक्योमां श्री निमाई प्रभुनी सत्ता हती.

આ સર્વ વાક્યોમાં શ્રી નિમાઇએ કંઇક પોતાની શક્તિનો સંચાર કરી રામાઇને મોકલ્યા હતા. કેમકે આ વાક્ય સાંભળતાંજ અદ્વૈયાતાચાર્યનું હૃદય દ્રવી ગયું; અને રુદન કરી કહેવા લાગ્યા. " શું એ પધાર્યા છે ? સત્ય એ પધાર્યા છે ? આપણા લોકોની વચ્ચે એ પધાર્યા છે ? હેં એ સત્ય છે ?" એટલું કહી, " લો આવ્યો, લો આવ્યો "

*આ સ્થલે આટલાં બધાં વર્ષો થયાં પોતેજ જે કરતા હતા અને જેનો ઉપદેશ આપતા હતા તે સર્વ અદ્વૈતાચાર્ય વિસરી ગયા. તેમની કલ્પના ઘણું ખરું એવી હતી કે જો તે પધારશે તો તે ઓછા-માં ઓછા આકાશ જેવડા રૂપમાં આપણને દર્શન આપશે. તેથી કરીને તેમની સત્તા સંબંધી તકરાર કરવાને કોઈ પણ હલકા પુરુષને પ્રસંગ મળશે નહિ.

બોલતા આનંદમાં તાળી પાડી નૃત્ય કરવા લાગ્યા. અદ્વૈતાચાર્યની સ્ત્રી સીતાએ પણ આ વાત સાંભળી હતી, તે પણ રૂદન કરવા લાગી અને તેજ વખતે નવદ્વીપ જવાની તૈયારી થવા માંડી. શ્રી ભગવાનની પૂજાની સામગ્રી સજ્જ થઇ એટલે શ્રી અદ્વૈતાચાર્ય સીતા અને રામાઇ ત્રણે નવદ્વીપ જવા નિકળ્યાં.

માર્ગમાં જતાં જતાં શ્રી અદ્વૈતાચાર્યને ફરી થોડો સંદેહ આવ્યો. તેમણે રામાઇને કહ્યું, " જોજે હું નંદનાચાર્યને ઘેર જઈ છુપાઇ રહું છું. તમે એને કહેશો નહિ. તમે જઇને એટલુંજ કહેજો કે અદ્વૈતાચાર્ય આવ્યા નહિ. પછી જોઇએ છીએ કે એ શું કરે છે. જો શ્રી નિમાઇ પંડિત એટલું સાહસ કરે અને પોતાનો પગ ઉઠાવી મારા ×શીરપર મુકે તો હું જાણીશ કે એ મારા ઇશ્વર છે. " શ્રી રામે કહ્યું. સારૂં, તમે શું એમ સમજો છો કે પ્રભુ એ સર્વ વાત જાણી શકવાના નથી ? તમે એકવાર ત્યાં આવશો એટલેજ જાણશો "

श्री निमाई प्रभुनी अ-द्वैताचार्यने बोला-ववानी आज्ञा.

શ્રી અદ્વૈતાચાર્ય આવે છે એવું જાણી શ્રી નિમાઈ શ્રીવાસને ત્યાં ગયા. ત્યાં જઇ શ્રી ભગવાનભાવમાં તેઓ સિંહાસનપર વિરાજ્યા. સર્વ શ્રી ભગવાનનો પ્રકાશ જોઇ પોતપોતાની સેવામાં રોકાઇ ગયા. નિત્યાનંદે પ્રભુના ઉપર છત્ર ધર્યું. ગદાધર તાંબુલ આપવા લાગ્યા, નરહરિ ચમર કરવા લાગ્યા; શ્રીવાસ, મુરારી અને મુકુન્દ અઢાંજલી થઈ સન્મુખ ઉભા રહ્યા. ઐશ્વર્ય જોઇ સર્વ શાન્ત બની ગયા હતા. કોઇ મુખથી એક શબ્દ પણ બોલતું ન હતું. ત્યાં પ્રભુ કહેવા લાગ્યા. " અદ્વૈતાચાર્ય અહીં આવી મારી પરીક્ષા કરવા સારુ નંદનાચાર્યના ઘરમાં છુપાઇ રહ્યા છે, તેમને શીઘ્ર લઇ આવો ! "

શ્રી निमाई प्रभुनां दर्शन माटे आवेलां पतिपत्नी.

રામાઇ પહોંચે તે પહેલાં શ્રી અદ્વૈતાચાર્ય પાસે બીજી આજ્ઞા આવી પહોંચી. અદ્વૈતાચાર્ય સમજ્યા કે હું નંદનાચાર્યના ઘરમાં છુપાયો છું એ શ્રી નિમાઇએ શી રીતે જાણ્યું, તેથી અદ્વૈતાચાર્યનો ભ્રમ દૂર થયો; પછી તેઓ પૂજાની સર્વ સામગ્રી લઇ ધર્મપત્ની સાથે પ્રભુના દર્શન કરવા ચાલ્યા. ઘેરથી નિકળતાંજ અદ્વૈતાચાર્ય વિહ્વલ થવા લાગ્યા. " આહા ! ખરેખર શ્રી ભગવાન મને બોલાવે છે ! " જેમ જેમ તે વિચાર આવતો ગયો તેમ તેમ એમનું હૃદય વધારે ને વધારે ધડકવા લાગ્યું. જેટલું તે પ્રભુપ્રતિ આગળ ચાલ્યા તેટલો એમનો વિશ્વાસ દૃઢ થતો ગયો. અદ્વૈતાચાર્યની વિહ્વલતા વધતી હતી. તે વિચાર કરતા હતા, આજ મારો જન્મ સાર્થક છે, આજ મારૂં વ્રત સિદ્ધ થયું; અહાહા ! આજે હું શ્રી ભગવાનના દર્શનાર્થે જાઉં છું. " દર્શનની લાલસાથી વિશ્વાસ વધવા લાગ્યો અને આનંદમાં મગ્ન બની જઇ પોતાની ગૃહિણી સીતાના ઉપર ગબડી પડયા. પ્રભુની પાસે જઇ શું કરીશ ? એનો નિશ્ચય કરવા ધાર્યો પણ કંઇ પણ વાત સ્થિર કરી

× અદ્વૈતાચાર્ય એક સંત હતા અને તેથી ગુરૂ અથવા વડીલ સંબંધીઓ સિવાય કોઈ પણ મનુષ્ય પોતાના પગથી તેમના માથાને સ્પર્શ કરવાની હિમ્મત કરે એમ ન હતું.

શકયા નહિ. જેમ તેમ કરતા શ્રીવાસને ઘેર પહોંચ્યા; અને પછી મહેનતે બહારના ઓટલા પર ચડયા. પણ ઘરમાં જઈ શકયા નહિ, ત્યારે સૌ મળી ઓટલાપરથી એમને ઘરની અંદર લઇ આવ્યા; ત્યાં બંને ઓપુરુષ પ્રણામ કરતાં કરતાં પ્રભુની પાસે ગયા. ઓરડામાં જઇ નેત્ર ઉઘાડયાં, તો જુએ છે કે નથી એ શ્રીવાસનું ઘર ! કે નથી એ શ્રી નિમાઇ ! ત્યારે તેમણે શું દીઠું ?

શશાંક કોટિથી વિશેષ તેજમાં,
અનંગ કોટિથી વિશેષ રૂપમાં;
સ્વામી દીઠા, ભક્ત સમસ્ત વસ્તુને,
સ્વતેજનું ઓજસ આપી રહેતા. (ચૈતન્ય ભાગવત )

બીજું એ દીઠું કે આખું અર્ક્ક મણિ માણિકયોથી વિભૂષિત છે. વળી જૂએ છે કેઃ—

પ્રભુ, પ્રભુગણ, આભૂષણ ન્યારાં,
દીસે, દીપે, જ્યોતિમય સારાં.

અર્થાત્ આખું ઘર એવું તેજમય થઇ રહ્યું હતું કે તેમાં કંઇ અન્ય જણાતું ન હતું; તેમાં જે જે કંઈ વસ્તુ હતી, જે જે માણસ હતાં તે સર્વ તેજમય બની રહ્યાં હતાં.

તે પુનઃ જૂએ છે તો ચારે બાજૂએ અનંતકોટિ પરમ સૌન્દર્યવાન્ તેજમય દેવગણો શ્રી ભગવાનની સ્તુતિ કરી રહ્યા હતા. તથા દેવતા અને ઋષિ લોકો હાથ જોડી વેદસ્તુતિ કરી રહેલા જણાતા હતા.

હવા અને ભૂમિતળો, પૂરંતા અવકાશ,
નમન કરે મહાદેવ દૂત, સ્વામીની ચોપાસ. (ચૈતન્ય ભાગવત.)

અદ્વૈતાચાર્ય અને તેમની સ્ત્રી બંને આ અપૂર્વ વ્યાપાર જોઇ જડવત્ ઊભાં રહ્યાં. પહેલાં પ્રણામ કરતાં હતાં તે પણ હવે બંધ થઈ ગયાં. તેમને લાગ્યું કે “ ભગવાન તો મહા સમર્થ છે. એમને પ્રણામ તે ક્યાં પહોંચી શકે ! જ્યાં કોટયાવધિ દેવો અને ઋષિઓ પ્રણામ કરી રહ્યા છે ત્યાં એક પામર કીડાસમાન જીવના પ્રણામથી શું ફળ ? અને પૂછવાનું જ કોણ !” વળી વિચાર કરે છે “ મારા પ્રણામ કરવાથી ભગવાનને શું અને ન કરવાથી પણ શું ?” શ્રી ભગવાનનું ઐશ્વર્ય જોવું એ જીવોને મહા મુશ્કેલ છે તો શ્રી અદ્વૈતાચર્યે આ ઐશ્વર્ય કેમ દીઠું ? એમણે તે જોવાની પ્રાર્થના કરી હતી. એમના મનમાં એક મોટો સંદેહ થયો હતો કે શ્રી નિમાઈ બાલક હોઇ કાલ સુધી નગ્ન દોડતા હતા તે આજે શ્રી ભગવાન શી રીતે હોઈ શકે ? વળી એમના મનમાં એ પણ તર્ક થયા કરતો કે મારામાં નિઃસીમ ક્ષમતા છે, તેવીજ જો નિઃસીમ ક્ષમતા હું શ્રી નિમાઇમાં જોઇશ તો એમને શ્રી ભગવાન્ કહી એમનાપર વિશ્વાસ રાખીશ. આ સર્વ મનોભાવને લીધે એમણે ઐશ્વર્ય જોવાની ઇચ્છા કરી હતી અને તેથીજ એમણે ઐશ્વર્ય દીઠું.

શ્રી અદ્વૈતાચાર્ય ઉપર પ્રભુની પૂર્ણ કૃપા હતી. તેમનો ભાવ જોઇ પ્રભુએ સમસ્ત ઐશ્વર્ય સમેટી લીધું. માત્ર તેજોમય પરમ સુન્દર દિવ્ય પુરુષરૂપે તેમને દર્શન આપતાં આપતાં અતિ મધુર હાસ્ય કરી, તેમને પાસે બોલાવ્યા. એ હાસ્યથી તથા મધુર વાક્યથી આશ્વાસન પામી શ્રી અદ્વૈતાચાર્ય શ્રી નિમાઇની પાસે આવ્યા. શ્રી ભગવાને કહ્યું: "અહો અદ્વૈતાચાર્ય ! તમે જીવોના દુઃખોથી દુઃખી થઇ જીવોનો ઉદ્ધાર કરવા સારુ મને અહીં આણવાની ઘણી કઠોર તપસ્યા કરી છે; તમારા આકર્ષણથી મેં અહીં અવતાર ગ્રહણ કર્યો છે. હવે તમે નિર્ભયભાવે જીવોને ભક્તિ અને પ્રેમનું દાન કરો."

श्री अद्वैताचार्ये प्रभुनी पूजा करी.

આ સાંભળી અદ્વૈતાચાર્ય આશ્વાસન પામ્યા અને રુદન કરવા લાગ્યા. પછી હાથ જોડી રુદન કરતા કરતા બોલ્યા, "પ્રભો ! હું આપને લાવ્યો છું એમ કહીશ તો તે કોણ સાંભળવાનું ? અને તેમાં વિશ્વાસ કોને આવશે ? તમારી ઇચ્છા વિના તમને કોણ આણી શકે એમ છે. આ સર્વ જીવની ઉત્પત્તિ આપનાથી છે, આપ એમના દુઃખોથી જેટલા દુઃખી થાઓ છો એટલું અન્ય કોણ હોઇ શકે ! આપ જીવોના દુઃખ દેખી દયાર્દ્ર બની જાતેજ પધાર્યા છો. હું પામરમાં પામર કીડો છું, હું આપને શીરીતે લાવી શકું ? હાં, આપ જીવોના ઉદ્ધારાર્થે પધારવાથી અમારા સમાન ક્ષુદ્ર જીવોને જે કદી પણ દર્શનનો સંભવ ન હતો તે થયો છે. આપનું દર્શન મળ્યું. હવે જો આપ અનુમતિ આપો તો આપનાં શ્રીચરણનું પૂજન કરી જન્મ સફળ કરું." એમ કહી પોતાની પત્નીસહિત ચરણની નિકટ જઇ બેઠા; પ્રથમ ગઙ્ગાજલથી ચરણપ્રક્ષાલન કર્યું, પછી ગન્ધ પુષ્પથી ચરણપૂજન કર્યું.

**नमो ब्रह्मण्य देवाय गोब्राह्मण हितायच। जगद्धिताय कृष्णाय गोविंदाय नमोनमः॥**

એ શ્લોક બોલી પ્રણામ કર્યો. પછી સ્ત્રીપુરુષ બંને જણે ઊભા થઇ આરતી ઉતારી; વસ્ત્રાલંકાર ધરાવી પૂજા સમાપ્ત કરી અને પછી સ્ત્રીને ડાબી બાજૂએ રાખી ચરણનિકટ બેસી સ્તુતિ કરી; ફરી બંને સ્ત્રી પુરુષે શ્રી ભગવાનના ચરણતલમાં પ્રણામ કર્યો. શ્રી ભગવાને એ બંને જણાનાં મસ્તકપર પોતાનાં બંને ચરણકમલનો સ્પર્શ કરાવ્યો. શ્રી અદ્વૈતાચાર્યની મનોવાંચ્છના પૂર્ણ થઇ.

संकीर्तन माटे आज्ञा.

પછી શ્રી ભગવાને પરિહાસ કરી કહ્યું, "નાડા ! અમારા સંકીર્ત્તનમાં એક વાર નૃત્ય કરો, અમારે જોવું છે." આ વખતે અદ્વૈતાચાર્યને આ આજ્ઞા પાળવાનું કંઇ કઠિણ લાગ્યું નહિ, કેમકે આ સમયે તે આનંદમાં ઉન્મત્ત થઇ ગયા હતા. આજ્ઞા થતાંની સાથેજ શ્રી અદ્વૈતાચાર્ય નૃત્ય કરવા લાગ્યા અને અન્ય સર્વ કીર્ત્તન કરવા લાગ્યા. આ અદ્વૈતાચાર્ય જે મહાજ્ઞાની, ઘોર તપસ્વી, યાજક, અને ધ્યાનપરાયણ ભક્ત હતા, તેમને ગૌરહરિરૂપ "સ્પર્શમણિએ (પારસે) નચાવી ગવાડીને સોનું" કર્યા. હવેથી શ્રી અદ્વૈતાચાર્યે તપશ્ચર્યા છોડી નૃત્ય ગીતરૂપ ભજનનું અવલંબન કર્યું.

ભગવાને કહ્યું, "અદ્વૈતાચાર્ય ! જે તમારી ઇચ્છા હોય તે વર* માંગો" આ સાંભળી શ્રી

---

*જ્યારે જ્યારે પ્રભુ વર આપવાનું કબૂલ કરે છે ત્યારે ત્યારે તે જે કંઇ માંગવામાં આવે તે તે આપવાને તે વચનથી બંધાય છે. આ પરથી વળી એમ પણ જણાશે કે પરમાત્મા સિવાય અન્ય કોઇને પણ વર આપવાનો અધિકાર નથી.

श्री अद्वैताचार्यने प्रभुए वरदान आप्युं.

અદ્વૈતાચાર્ય મોટા સંદેહમાં પડ્યા. કેમકે જ્યારે શ્રી ભગવાન સન્મુખ આવી કહે કે "તમારી ઇચ્છા હોય તે વર માગો" ત્યારે ઘણું કઠિણ થઇ પડે છે. કેમકે શ્રી ભગવાન પાસે શું વર માંગવો જોઇએ, એ વિચાર કરી નિશ્ચય કરી લેવું જીવની શક્તિની બહાર છે. કેમકે જે વર માંગવાની ઇચ્છા કરે તેજ વિચાર કરવાથી દોષયુક્ત માલમ પડે છેઃ વિશુદ્ધ મંગળરૂપ શું છે એનો નિશ્ચય કરી લેવો જીવને બહુ કઠિણ છે. જે પુરુષ ભગવાન પાસેથી યોગ્ય વર માગી શકે તેજ સર્વ બરોબર કરી શકે, અને ભગવાન શું વસ્તુ છે, અને જીવોનાં જીવનનો શો ઉદ્દેશ છે એ સર્વ અનાયાસેજ એને સ્પષ્ટ થઇ શકે છે. શ્રી અદ્વૈતાચાર્ય બોલ્યા. આપ મારી સામે વિરાજમાન થઇ રહેલા છો તો હવે બીજો શું વર માગું." શ્રી ભગવાને કહ્યું, "નહિ, મારી ઇચ્છા વૃથા ન થાય, તમારે અવશ્ય કંઇ વર માંગવો તો જોઇએ." ત્યારે શ્રી અદ્વૈતાચાર્યે કહ્યું, "પ્રભો ! એ વર આપો કે આપ જે પ્રેમ અને ભક્તિનું દાન કરો તેમાં કોઇને નીચ સમજી ઉપેક્ષા કરવી નહિ; નીચ, પામર, પતિત, અને ચાંડાલ સર્વને હરિભક્તિનું દાન કરવું." આ અદ્દ્ભુત વર સાંભળી સર્વ ભક્તો આનંદમાં જયજયકાર કરવા લાગ્યા; શ્રી ભગવાને પણ કહ્યું "આહા ! તમે જેવા ભક્ત છો તેવાજ વરની તમે યાચના કરી છે; હું તમારી પ્રાર્થના સ્વીકારું છું. તમારી કૃપાથી મોટામાં મોટા પાતકીઓ પણ પ્રેમ અને ભક્તથી પૂર્ણ થશે અને તેમનાં પાપ ધોવાઇ જશે."

जवलों गौर न जाने सजनी।
भली हती तवलों वितवतही आनंदग्रह सुखसों दिनरजनी ॥
प्रविसत गौरनाम श्रवननमें, जानें कौन मंत्र कहा दीयो।
मरत दुःखिनी तृष्णाकु लौं, आनंद सकल हुताशन कीयो ॥
मनकी विथा कौंनसो कहियत, गुणसङ्गी सब तज तज धाये।
गौर मूरती हिय अंकित जो, मन चोरीकर कितहि लुकाये ॥
आय बुलाय लुभायो मो मन, अब चतुराई करत बहु भाती।
अनुगामिनी मोहि लखि भाजत, अबला चलन सकत अकुलाती ॥
रोगशोक अभिभूत न सुध कछु, मानस विकल चाहत आराम।
चल न सकत मो कर गहि लीजौं, जो कोउ मन निजजन अभिराम ॥
श्री बलरामदासके भागन, यही लिखी अब होत विदाई।
मधुसूदन अंकम भरि लीनी, रहहु रहहु चलिहों सङ्ग धाई ॥

श्री अद्वैताचार्यनो संशय.

શ્રીઅદ્વૈતાચાર્ય પૂર્ણ આસ્તિક બની શાન્તિપુર પાછા ફર્યા. શાન્તિપુર ગયા પછી પ્રભુના સંબંધમાં એમને પાછો કંઇક અવિશ્વાસ આવ્યો. ત્યારે પાછો મનમાં એક જૂદોજ સંકલ્પ કરી નવદ્વીપ જવા નિકળ્યા. મનમાં વિચાર કર્યો કે હમણાજ જઇ અવશ્ય સર્વ સંદેહ દૂર કરીશ.

શ્રીકૃષ્ણ શ્યામ વર્ણના છે અને શ્રીનિમાઇ પ્રભુ તો સૌથી ગૌરમાં ગૌર છે. અદ્વૈતાચાર્યે સાંભળ્યું હતું કે પ્રભુને શ્રીકૃષ્ણનું રૂપ ધારણ કરતાં નિત્યાનંદે જોયા હતા; અને તેથી તેમણે વિચાર કીધો કે પ્રભુ જો પોતે માત્ર તે સ્વરૂપમાં મને દર્શન આપી શકે તો મારી શંકાઓનું પૂર્ણ સમાધાન થઇ જશે. કેમકે તેમને ખાત્રી હતી કે શ્રી કૃષ્ણના પોતાના સિવાય કોઇ પણ પુરુષ પોતે વૃન્દાવનમાં વિહાર કરે તેવું સ્વરૂપ ધારણ કરી શકે એમ નથી.

અદ્વૈતાચાર્ય પુનઃ નવદ્વીપ આવ્યા.

કોઇ ચમત્કૃતિવાળા મનુષ્યમાં શ્રી કૃષ્ણનું સ્વરૂપ ધારણ કરવાની શક્તિ હોય તો તે કાર્ય ધર્મભ્રષ્ટ થવા જેવું છે અને તેથી તે એમ માનતા કે સર્વશક્તિમાન્ ઇશ્વર એવું કાર્ય કોઇને કદી પણ કરવા દેનાર નથી. પ્રાતઃકાળે શાન્તિપુર છોડી પ્રહર દિવસ રહ્યો એટલામાં શ્રી અદ્વૈતાચાર્ય નવદ્વીપમાં આવી શ્રીવાસને ત્યાં જઇ પહોંચ્યા. જૂએ છે તો પ્રભુ સમસ્ત ભક્તોની વચમાં શ્રી કૃષ્ણના કથારસમાં ગરકાવ બની જઇ વિરાજમાન થયેલા હતા. શ્રી અદ્વૈતાચાર્યને જોઇ સર્વ ભક્તજનો પરમ આનંદ પામી ઊભા થઇ ગયા. પોતે પણ ઊભા થયા. પછી સર્વ પોતપોતાને સ્થળે અનુકૂળ રીતે બેસી ગયા. સર્વ બેઠા એટલે પ્રભુએ કહ્યું, " सीतापतिर्जयति लोकमलघ्न कीर्तिः " અર્થાત્ હવે "સીતાપતિ" આવ્યા છે એટલે આપણને શાન્તિસારુ કંઇ પણ ભય રહ્યો નથી. શ્રી અદ્વૈતાચાર્યની ગૃહિણીનું નામ સીતા હતું તેને ઉપલક્ષીને પ્રભુએ આ પ્રમાણે કહ્યું.

શ્રેષાત્મક વાર્તા-વિનોદ.

શ્રી અદ્વૈતાચાર્યે સીતાપતિનો અર્થ શ્રી રામચંદ્ર માની પ્રભુને શ્રી કૃષ્ણ જાણી ઉતર આપ્યો કે " કેમ વારુ ! અહીં શ્રી રઘુનાથજી ક્યાં છે ! અહીં તો શ્રી યદુનાથ વિરાજે છે." પ્રભુએ એનો કંઇ ઉત્તર આપ્યો નહિ, પણ કહેવા લાગ્યા, " આપ મને છોડીને શાન્તિપુરમાં રહો છો તેથી હું ઘણો દુઃખી છું, "

આનો ઉત્તર શ્રી અદ્વૈતાચાર્ય આપે તે પૂર્વે શ્રીવાસ કહેવા લાગ્યા " પ્રભો ! જો કે શ્રી અદ્વૈતાચાર્ય શાન્તિપુરમાં રહે છે, તોપણ આપના આવિર્ભાવને લીધે અહીં નિત્યાનંદની સ્થિતિ છે. "

આનું તાત્પર્ય એ કે પ્રથમથીજ અદ્વૈતાચાર્યપ્રભુ શાન્તિરસમાં નિમગ્ન રહેતા હતા, પણ હવે ("દ્વીપ" સ્વરૂપ જે નવવિધિ ભક્તિ) નવદ્વીપ તરફ આકૃષ્ટ થયેલા છે અને તેથી કરીને અહીં નિત્ય આનંદ ભોગવાય છે.

શ્રી અદ્વૈતાચાર્યે કહ્યું, " એથીજ અહીં શ્રીવાસ છે; જે લોકો તેની ઇચ્છા કરે છે તે તેને પ્રાપ્ત કરે છે." શ્રી શબ્દનો અર્થ લક્ષ્મી થાય છે. અદ્વૈતના બોલવાનું તાત્પર્ય એ છે કે જ્યાં લક્ષ્મીનો વાસ છે ત્યાં કોઇને કશાનો પણ અભાવ નથી.

શ્રી અદ્વૈત પ્રભુએ આ પરિહાસ શ્રીવાસ પંડિતને લક્ષી કર્યો હતો, પરંતુ શ્રીવાસ એને બીજી રીતે ઘટાવે છે. પ્રભુની પ્રથમ પત્નીને લક્ષી શ્રીવાસ કહેવા લાગ્યા, "લક્ષ્મી હવે અહીં ક્યાં છે ? લક્ષ્મીદેવી તો અંતર્ધાન થઇ ગયાં છે."

આ સાંભળી પ્રભુએ હસીને કહ્યું. "શ્રી શબ્દનો અર્થ ભક્તિ છે. તમે જ્યાં હો ત્યાં શ્રીનું અંતર્ધાન થવું અસંભવિત છે."

શ્રી અદ્વૈતાચાર્ય બોલ્યા, " અવશ્ય ! તે શ્રી નવદ્વીપમાં છે; હમણા તે વિષ્ણુપ્રિયા થઇ છે. " એનો એક અર્થ એવો છે કે ભક્તિદેવી વિષ્ણુની પ્રિયા અર્થાત્ પ્યારી છે. બીજો અર્થ એવો છે કે પ્રભુની દ્વિતીય પત્ની વિષ્ણુપ્રિયા દેવી છે તે ભક્તિમૂર્તિ દેવી છે.

શ્રી ગૌરચન્દ્રે એનો પ્રથમ અર્થ લઇ કહ્યું, " હાં, એતો સત્ય છે કે ભક્તિદેવી વાસ્તવિકરીતે વિષ્ણુપ્રિયા છે."

શ્રી અદ્વૈતાચાર્યે કહ્યું, " એથીજ આપે વિષ્ણુપ્રિયાને પોતાની પાસે લીધી છે. "

આ પ્રકારે શ્લેષાત્મક રહસ્ય ચાલતું હતું એટલામાં એક પુરુષે આવી કહ્યું કે, "મને શચીદેવીએ મોકલ્યો છે. આજે શ્રી અદ્વૈતાચાર્યને નિમંત્રણ કર્યું છે. તેમણે મને આજ્ઞા કરી છે કે " સુભાગ્યે આચાર્ય ઠાકુર પધાર્યા છે તો એમણે ત્યાં આવી ભોજન કરવું."

**હાસ્ય કૌતુક.**

શ્રી અદ્વૈતાચાર્યે કહ્યું, " જગતજનનીએ મને નિમન્ત્રણ મોકલ્યું છે એ મારું મોટું સદ્‌ભાગ્ય છે; હું આજ સુખેથી શ્રી ભગવાનની સાથે ભોજન કરીશ. " શ્રીવાસે કહ્યું, શું એ લીલા મને જોવા નહિ મળે ! આજે ભગવાન અવશ્ય ત્યાં મારી પણ સોઇ કરશે; અને તેમ છતાં જો મારી સવડ નહિ થાય એમ હશે તો હું જગજ્જનની પાસે માંગી લઇશ. "

શ્રી અદ્વૈતાચાર્ય અને શ્રી પ્રભુનો આહાર વ્યવહાર એક ન હતો, તેથી શ્રી અદ્વૈતાચાર્યનું મન જાણવાને શ્રીભગવાને શ્રીવાસને કહ્યું, " તમે થોડું અન્ન જમશો તેની કંઇ ચિન્તા નથી, પણ આચાર્યને બંનેને સારુ રસોઇ કરવાનો પરિશ્રમ થશે."

ત્યારે શ્રી અદ્વૈતાચાર્યે કહ્યું, " જો જગજ્જનનીને ઘેર આવી મારે પોતાને હાથે અન્ન રાંધવું પડે તો તે મારા ભાગ્યની મંદતા કહેવી જોઇએ. માતુશ્રી જો પરિશ્રમના ભયથી અન્ન રાંધીને નહિ આપે તો હું શું કરું ! "

આમંત્રણ કરનારે શચીદેવીની પાસે જઇ તેમને રાંધવાને કહ્યું.

આ પ્રમાણે હાસ્ય કૌતુક ચાલી રહ્યું હતું તેવામાં શ્રી અદ્વૈતે શ્રીવાસના કાનમાં કંઇક કહ્યું. પ્રભુ હસીને કહેવા લાગ્યા, " તમે લોકો પરસ્પર કાનમાં શું વાતચિત્ત કરો છો, હું શું તે સાંભળી શકું એમ નથી !"

શ્રીવાસે કહ્યું, " પ્રભો ! આચાર્ય કહે છે કે આપે નિત્યાનંદને રૂપ દેખાડ્યું છે તેવા રૂપનું દર્શન નહિં મળવાથી હું મનમાં ઘણો દુઃખી છું. આપે એ રૂપનું દર્શન કરાવવાની આચાર્યને પણ કબૂલાત આપી હતી, તોપણ દર્શન થયું નથી. એથી એ ઘણા દુઃખ પામે છે.

આ સાંભળી શ્રી ગૌરાઙ્ગ પ્રભુએ કહ્યું, "તમે જે રૂપનું દર્શન કરો છો એજ મારૂં વાસ્તવિક રૂપ છે, અને શ્રી અદ્વૈતાચાર્યને પણ એજ પરમ પ્રિય છે."

શ્રી गौराङ्ग प्रभुने पोतानुं स्वरूप देखाडवा विज्ञप्ति.

હવે અદ્વૈતાચાર્ય મોટા ધર્મસંકટમાં આવી પડ્યા. જો આ ગૌરરૂપજ એ મને પ્રિય છે તો અન્ય રૂપનું દર્શન થતું નથી; જો આ ગૌરરૂપ સિવાય અન્ય રૂપની ઇચ્છા પ્રકટ કરે છે તો એ રૂપનો અનાદર થાય છે. આ દુવિધામાં શ્રી અદ્વૈતાચાર્ય વિચારજ કરતા રહ્યા કે શું ઉત્તર આપવો; એવામાં વચ્ચે શ્રીવાસ બોલી ઉઠ્યા, "પ્રભો ! આપે જે કહ્યું તે સત્ય છે, અમને ગૌરરૂપ પ્રિય નથી. તે વખતે આપે પોતાને મોઢે તે દેખાડવાનો સ્વીકાર કર્યો હતો અને હવે દેખાડતા નથી, એથી અદ્વૈતાચાર્ય દુઃખી રહે છે.'

પ્રભુએ શ્રીવાસને કહ્યું, "પણ્ડિત ! કોણ જાણે કઈ અવસ્થામાં મેં આચાર્યને શું કહ્યું છે તેનું મને સ્મરણ નથી; તમે વળી એ પણ વિચારી જૂઓ કે ઉન્માદ દશામાં કોઇ માણસ શો ' બકવાદ ' નથી કરતો ! તે વાત ધ્યાનમાં રાખી તે માણસની સહજ અવસ્થામાં તેને તે બાબતનો આગ્રહ કરવો એ ઉચિત નથી."

શ્રીવાસે કહ્યું: "પરંતુ નિત્યાનંદ સ્વામીને આપે પોતે શ્રી કૃષ્ણસ્વરૂપનું દર્શન આપેલું છે."

आंतर सत्ताओथी जे थाय छे ते मारे स्वाधिन नथी.

શ્રી નિમાઇ પ્રભુ બોલ્યા:—"શું મેં ! જો એવુંજ બન્યું હોય તો તે કેવી રીતે થયું તે હું કહી શકતો નથી. એવે સમયે હું કેવલ અચેતન હોઉં છું, અને મારા દ્વારા જે કંઇ થાય છે તે કેવી રીતે બને છે તેનું મને જ્ઞાન હોતું નથી. હું તમને ખાત્રીથી કહું છું કે એવા અસાધારણ બનાવો ઉપર મારો લેશ પણ અંકુશ નથી. જો તમે કહો છો એમ થયું હોય તો તેઓ પોતાની મેળેજ થઇ જાય છે."

શ્રીવાસે કહ્યું, " જે લોકો ઉન્માદગ્રસ્ત થાય છે, તેમને એક પ્રકારનો વ્યાધિ થાય છે અને તેને જોઇ લોકોને ભય, અનુકંપા અને કષ્ટ થાય છે. આપની ઉન્માદ દશા જોઈ લોકોને આનંદ થાય છે અને સમસ્ત ભય, રોગ, શોક દૂર થઈ જાય છે, તેથી કરીને આપ જેને ઉન્માદ દશાનો પ્રલાપ કહો છો તે આપના હૃદયની વાત છે, અને હમણાંના જેવું જેને આપ સહજ જ્ઞાન કહો છો તેજ આપનું બાહ્યજ્ઞાન છે."

શ્રી ગૌરચન્દ્રે કહ્યું, " પણ્ડિત ! હું તમને યથાર્થ કહું છું કે કોઇપણ પ્રકારના કોઇ વેશનું દર્શન કરાવવું એ મારી ઇચ્છાને આધીન નથી. કેવી રીતે શું થઈ જાય છે તે હું કંઇ જાણતો નથી; તો કહો વારુ, શ્યામસુન્દર રૂપ હું શી રીતે દેખાડું ! જો આચાર્યને તે રૂપનાં દર્શન કરવાની પ્રબલ ઇચ્છા હોય તો નેત્ર બંધ કરી ધ્યાનમાં બેસે એટલે કદાચિત્ શ્રી કૃષ્ણ તેમને પોતાનું રૂપ દેખાડી દેશે."

श्री अद्वैताचार्ये ध्यान धर्युं.

આ સાંભળી કંઇક રૂપ દેખવાની ઇચ્છાથી, કંઇક કુતૂહલથી અને કંઇક મનના ભાવથી શ્રી અદ્વૈતાચાર્ય નયન બંધ કરી ધ્યાન કરવા બેઠા. બીજા સર્વ ભક્તો પણ ચૂપચાપ બની જોવા લાગ્યા. જોવાનું એટલા માટે કે જો કે શ્રી ગૌરાઙ્ગ પ્રભુએ આ કેવલ હાસ્યમાં કહ્યું હતું તોપણ ભક્ત લોકોએ જાણ્યું કે કંઇ ગૂઢ રહસ્ય અવશ્ય પ્રકાશ પામશે.

આ પ્રમાણે વિચાર કરી સૌ શ્રી અદ્વૈતાચાર્ય સામું જોઇ રહ્યા.

समाधि थई गई.

થોડી વારમાં અદ્વૈતાચાર્ય બેઠા બેઠા અચેતન થઇ ગયા એટલે સુધી કે તેમનો શ્વાસ સુદ્ધાં બન્ધ પડી ગયો. છવતા મનુષ્યજેવું એમનામાં કોઇ લક્ષણ રહ્યું નહિ. એ જોઇ ભક્ત લોકોને મોટો ભય પેદા થયો. પરંતુ તપાસ કરતાં જણાયું કે એમનું સમસ્ત અંગે પુલકાવલીથી વ્યાપ્ત થઇ રહેલું છે અને તેથી લાગ્યું કે એમના દેહમાં પ્રાણ તો છે. તોપણ શ્રીવાસ પણા આકળા બની પૂછવા લાગ્યા, પ્રભો! અદ્વૈતાચાર્યની આ શી દશા થઇ!"

પ્રભુએ કહ્યું, "હૃદયમાં દર્શન કરતા હોય અને તે આનંદમાં મગ્ન બની હલન ચલન વિનાના થઇ ગયા હોય તે સિવાય બીજું કંઇ જણાતું નથી."

શ્રીવાસે કહ્યું, પ્રભો! અમે સર્વ અભાગી છીએ; અમને આપના શ્યામસુંદર રૂપનું દર્શન નહિ કરાવ્યું તેથી આચાર્યને ભ્રમપણે તે દેખાડ્યું. નહિ દેખાડ્યું તો રહ્યું; એનું અમને કંઇ દુઃખ નથી; અમને આ ગૌરરૂપજ યથેષ્ટ છે, પણ હવે આપ આચાર્યને ઝટ જાગ્રત કરો."

श्री अद्वैताचार्यने श्री कृष्ण प्रभुनां दर्शन.

પ્રભુએ કહ્યું, "શી રીતે ચેતન કરી દઉં? જૂઓ આચાર્ય પોતાની મેળેજ ચેતન થાય છે," આટલું કહેતામાં તો આચાર્ય ચેતન બની ગયા. ચેતન થઇ ઉંઘમાંથી ઉઠ્યા હોય તેમ અર્ધી ઉઘાડી દૃષ્ટિથી આમ તેમ જોવા લાગ્યા. જાણે કંઇ જૂએ છે ને પાછી જોતા નથી. પછી પોતેજ કહેવા લાગ્યા, "આ શું થયું; હમણા જે અતિ મનોહર ઉજ્જ્વલ શ્યામસુન્દર મૂર્તિનું હું દર્શન કરતો હતો તે ક્યાં ગયા! એના કંઠમાં મસ્તકથી પગસુધી પહોંચે એવી વનમાળા હતી. એ મારા નયનાનંદરૂપ ક્યાં ગયા!" શ્રી અદ્વૈતાચાર્ય જ્યારે ગદ્‌ગદ્‌ થઇ શ્રીકૃષ્ણના રૂપનું વર્ણન કરતા હતા ત્યારે જાણે અમૃતની વૃષ્ટિ થતી હતી. એ વખતે એમ લાગતું કે જાણે અદ્વૈતાચાર્યને સૌ મુખ થઇ ગયાં છે, અને એ સૌ મુખે જાણે તે અમૃતની વૃષ્ટિ કરી રહ્યા છે. બધા ભક્તો ગાંડા બની શ્રી કૃષ્ણ ભગવાનનું રૂપવર્ણન શ્રવણ કરી રહ્યા. એવામાં શ્રીવાસે વચ્ચે પૂછ્યું, તમે શું જોયું છે અને કોને દીઠા છે તે સ્પષ્ટ કહો."

श्री अद्वैताचार्य भगवाननुं वर्णन करेछे

ત્યારે શ્રી અદ્વૈતાચાર્ય પૂર્ણ જાગ્રત્ થઇ કહેવા લાગ્યા, "કોને દીઠા! આ જે મારી સન્મુખ બેઠા છે એમનું એ બધું કાર્ય છે. મેં જોવા નેત્ર બંધ કર્યા એટલે એમણે (ગૌરમૂર્તિ તરફ આંગળી કરીને) મારા હૃદયમાં પ્રવેશ કર્યો અને ત્યાં શ્યામસુન્દરમૂર્તિ ધારણ કરી મારા મન અને નેત્રને આનંદ આપવા લાગ્યા. પછી પોતાનું ખુદ રૂપ લઇ હૃદય બહાર નિકળી આવ્યા અને મને બાહ્યજ્ઞાન થઇ ગયું."

શ્રી ગૌરાંગ પ્રભુએ કહ્યું, "એ તમારી નિદ્રાનો દોષ છે; તમે બેઠા બેઠા ઉંઘી ગયા અને

સ્વપ્ન જોયું. તમે મને દોષ કેમ આપો છો !"

ત્યારે અદ્વૈતે કહ્યું, " મેં સ્વપ્ન જોયું છે ! વાહ ! મેં તો આવિર્ભાવ જોયો છે. તમે મારા હૃદયમાં પ્રવેશ કરીને પછી બહાર આવ્યા છો અને હવે મને ભુલાવામાં નાંખો છો ! પ્રભો ! મને ક્યાં સુધી વિટંબણા ભોગવાવશો; હું જેનું ભજન કરું છું તેજ તમે છો."

શ્રી નિમાઇ પુનઃ લજ્જા પામ્યા. આખી વાત હાસ્યમાં કાઢી નાખવા તેમણે યત્ન કર્યો. તેમને શ્રી કૃષ્ણભગવાન કહી બકતો દુઃખ લગાડતા નહિ. તેઓ સર્વ પણ અદ્વૈતાચાર્યના સ્વપ્નને ઈશ્વરની કૃપાથીજ જોયું હશે એમ માનવા લાગ્યા.

આ પ્રમાણે અદ્વૈતાચાર્યે પોતાના પ્રાણનાથને ઓળખ્યા. તે નિશ્ચય એમનો લાંબો સમય ટક્યો નહિ.* કેટલાક દિવસ પછી પાછો એમના મનમાં ખટકો ઊભો થયો. એ ખટકો શું હતો ? તે સૃષ્ટિના આરંભથી ચાલ્યો આવતો અનાદિકાળનો અવિશ્વાસ હતો. "શ્રી નિમાઇ શું પરમેશ્વર તેજ શું મારા પ્રાણનાથ શ્રી કૃષ્ણ છે ! " વિશ્વાસની એવી રીત છે કે લોકો ઇચ્છે કે અમે વિશ્વાસ કરીએ પણ તે થઇ શકતો નથી. નેત્ર સમક્ષ આંખથી જોઇને પણ વિશ્વાસ થઇ શકતો નથી. વિશ્વાસ ઉત્પન્ન થવા સારુ મનની એક અવસ્થા વિશેષની આવશ્યકતા છે. કોઇ કોઇના મનની આ અવસ્થા વિશેષ શીઘ્ર થઇ જાય છે, કોઇને વિલંબ લાગે છે! બ્રહ્માનો શ્રી કૃષ્ણમાં એકદમ વિશ્વાસ થયો ન હતો; ઇન્દ્રનો પણ થયો ન હતો. અદ્વૈતાચાર્યનો પણ શ્રીનિમાઇમાં સંદેહ થાય એમાં શું આશ્ચર્ય ! અથવા એવું પણ હોઇ શકે કે આ અવિશ્વાસ તે એ લીલાનું એક અંગ પણ કેમ ન હોય !!

एक दिवस श्री निमाइप्रभु श्री भगवानना आविर्भाव समये घणा व्याकुल थइ–"पुण्डरीक पुण्डरीक " कही बोलावता हता.

पुण्डरिक मारे आक्रंद.

એક દિવસ શ્રી નિમાઇપ્રભુ શ્રી ભગવાનના આવિર્ભાવ સમયે ઘણા વ્યાકુલ થઇ–"પુણ્ડરીક પુણ્ડરીક " કહી બોલાવતા હતા. તેઓ ઉચ્ચ સ્વરથી કલ્પાંત કરવા લાગ્યા. જે પ્રમાણે સ્ત્રીઓ ડુસકાં ખાઈ ખાઇ રડે છે તે પ્રમાણે " રે પુણ્ડરીક ! વિદ્યાનિધિ ! બાપા ! હવે મારાથી તમારો વિરહ સહી શકાતો નથી; તમે નિર્દય થઇ મને છોડી ગયા: તમારાં દર્શન કરી મારાં નયન અને મન ક્યારે તૃપ્ત કરીશ; " એ પ્રમાણે ઊંચા સ્વરથી આક્રંદન કરવા લાગ્યા.

पुण्डरिक नाममां शुं संकेत छे !

પુણ્ડરીક નિમિત્તે પ્રભુ આટલું કલ્પાંત કરતા હતા તેમાં એક રહસ્ય હતું. શ્રી ગૌરાંગપ્રભુના શરીરમાં શ્રી રાધાનો પ્રકાશ હતો, અને પુણ્ડરીક વિદ્યાનિધિના શરીરમાં એ શ્રીમતી રાધિકાજીના પિતા વૃષભાનુ રાજાનો આવિર્ભાવ હતો. એથી કરીને શ્રી ગૌરચંદ્ર શ્રી રાધાના ભાવમાં સ્ત્રીઓની પેઠે બાપા, બાપા કરી રુદન કરતા હતા. આ સમસ્ત ભાવોનું ગૂઢતમ તત્વ જિજ્ઞાસુઓને ધીમે ધીમે સ્પષ્ટ થશે.

* એવો નિયમ છે કે ચમત્કારોની મન ઉપર કદી પણ સ્થાયી અસર થતી નથી. ખ્રીસ્તના ચમત્કારો જેમણે જોયેલા તેઓ તેના કુવતની શંકા ક્યાં કરતા હતા. ખ્રીસ્તનો સ્વીકાર તેના ચારિત્ર, ઉપદેશો અને ઉપરના મહા આત્માર્પણથી થયો હતો; નહિકે તેના ચમત્કારોથી.

પુણ્ડરિક વિષયે પ્રભુનો ખુલાસો.

શ્રી નિમાઇપ્રભુનું રુદન સાંભળી પાષાણુથી પણ કઠિન હૃદય હોય તો તે ફાટી જતાં. વળી આ કરુણ વિલાપ સાંભળી ભક્ત લોકો પણ રુદન કરવા લાગતા !–પણ પુણ્ડરીક કોણ ! શ્રી કૃષ્ણનું પણ એક નામ પુણ્ડરીક છે, પણ પ્રભુ એને વળી " વિદ્યાનિધિ " કહે છે એ શું ! પછી સર્વ ભક્તોમાંથી એકે પ્રભુને પૂછ્યું, " આપ જેને સારુ રુદન કરો છો એ ભાગ્યવાન્ કોણ છે ! " આ સમયે પ્રભુ ચોક્ સાવધ થયા અને કહેવા લાગ્યા," તમે એ ભાગ્યવાન્‌ને જાણવા ઇચ્છો છો ! એમનો નિવાસ ચટ્ટગ્રામ( ચિતાગોંગ)માં છે; એ મોટા ધનવાન્ પુરુષ છે; રીતરિવાજ, રહેણીકરણી સર્વ ધનવાન્‌ના જેવીજ છે; સાધારણ લોક એમને જોઇ એમનું મહત્ત્વ જાણી શકતા નથી. પરંતુ એમના જેવા ભક્ત ત્રણ લોકમાં કોઇ નથી. એમને દીક્ષાવિના મને કળ પડતી નથી. તમે સર્વ એમને અહીં બોલાવી લાવો. " આટલું કહેતા કહેતા પાછા અભાનમાં જ્ઞાનશૂન્ય બની " પુણ્ડરીક બાબા " કહી મોટા કરુણસ્વરે રુદન કરવા લાગ્યા.

પુણ્ડરિક નવદ્વીપમાં.

એ વાતને કેટલાક દિવસ થયા પછી પુણ્ડરીક વિદ્યાનિધિ ચટ્ટગ્રામથી નવદ્વીપમાં આવ્યા. સંગમાં ઘણા બ્રાહ્મણશિષ્યો હતા, અને બીજા પણ ઘણા લોકો સાથે હતા. વિદ્યાનિધિ મોટાભોગ વિલાસવાળા તેમજ અન્ય લોકોની પેઠે સંસારમાં મચેલા જણાતા. ચટ્ટગ્રામમાં મુકુન્દદત્તનું પણ ઘર હતું અને તેથી વિદ્યાનિધિના આગમન વિષે એમને ખબર પડી અને એમની સાથે તેમને પ્રથમનું ઓળખાણ પણ હતું. જે દિવસે પ્રભુએ " પુણ્ડરીક પુણ્ડરીક " કહી પુકાર કર્યો તે દિવસે મુકુન્દદત્ત ત્યાં ન હતા. જ્યારે પુણ્ડરીક નવદ્વીપમાં આવ્યા ત્યારે મુકુન્દને પ્રબલ ઇચ્છા થઈ કે એમને તેડી લાવી પ્રભુ સાથે પરિચય કરાવવો. એ વિચાર કરી મુકુન્દદત્ત પુણ્ડરીકને મળવા ગયા. મુકુન્દદત્તને ગદાધર સાથે અત્યન્ત સ્નેહ હતો. અધવચ રસ્તે તે મળ્યા તેમને મુકુન્દે કહ્યું ' ભાઇ! અમારા ગામના એક મોટા ભક્ત આવ્યા છે, તમે એમને મળવા આવશો !" ગદાધરે કહ્યું, " આહા ! એ મોટા ભાગ્યની વાત છે, ચાલો જઇએ. "

ગદાધર પુણ્ડરિક પાસે ગયો.

એ પ્રમાણે બને ત્યાં ગયા. જઇને જૂએ છે તો પુણ્ડરીક મોટા ધનવાન જણાયા. હાથીદાંતના પાયાવાળા પલંગઉપર દૂધના ફીણ જેવા સ્વચ્છ કોમલ બિછાનાપર બેઠા હતા અને તેમની ચારે તરફ તકીઆ ગોઠવી દીધેલા હતા. દેખીતા સુન્દર હતા અને રાત્રિદિવસ ભક્તિનીજ ચર્ચા કર્યા કરવાથી તેમનું સૌન્દર્ય વિશેષ વધેલું હતું. જ્યેષ્ઠમાસ હોવાથી ઘણી ગરમી લાગતી હતી, તેથી બને બાજુએથી બે સેવકો મયૂરપિચ્છના પંખાથી પવન નાંખી રહ્યા હતા. મુકુન્દ અને ગદાધરને જોઇ વિદ્યાનિધિએ બનેને ઘણા આદરપૂર્વક બેસાડ્યા. પછી ગદાધર સંબંધી હકીકત પૂછી ત્યારે મુકુન્દે કહ્યું, " એ માધવ મિશ્રના પુત્ર છે. ન્યાયનો અભ્યાસ કર્યો છે પણ એ કંઇ એમનું ગૌરવ નથી, એમનું ગૌરવ તો એ છે કે નાનપણથીજ એ પરમભક્ત છે.

ગદાધરનું રૂપ વર્ણન.

ગદાધરનું પણ હાલ જાતિક વર્ણનું હતું રૂપ સમજાય નિમાઇના જેવુંજ હતું, મુખ પણ સ્નેહાળ શાન્ત અને જાણે દેખતાંજ મન આકર્ષે તેવું હતું. તેમાં નવિન પ્રેમનો રંગ ચઢવાથી સર્વ અંગોમાંથી અમાનુષી તેજ બહાર નિકળતું. વિદ્યાનિધિ અનિમેષ નેત્રથી ગદાધરને જોવા લાગ્યા; જેમ જેમ જોતા ગયા તેમ તેમ અધિક આકર્ષાતા ગયા.

પુણ્ડરિકનું ધાર્મિક અવલોકન.

ગદાધર પણ જાતિક દૃષ્ટિથી તેમનું વર્તન જોયાં કરતો હતો, પણ જેમ જોતો તેમ કંટાળો પામતો. કેમકે ગદાધર બાળપણથીજ વિષયોથી વિરક્ત અને વિદ્યાનિધિના વાળ સુગન્ધિદાર મસાલાવાળાં તેલ નાખી મોટી ચોટલા આપી જેવા હોલેલા હતા. મોટા પાનદાનમાં મસાલાયુક્ત પાન તૈયાર કરી બીડીવાળી મૂકેલાં તેમાંથી વારે વારે બીડી લઇ તે ખાતો હતો. ગદાધર મનમાં વિચારવા લાગ્યા કે આપણે ઠીક ભક્તનાં દર્શન કરવા આવ્યા, ગદાધરનો મનોભાવ જાણી મુકુન્દ મનમાં હસવા લાગ્યો: પછી વિદ્યાનિધિનું ગૌરવ દેખાડવા સારૂ શ્રી કૃષ્ણના સ્વરૂપના વર્ણનવાળો શ્રીમદ્ભાગવતમાંનો એક શ્લોક તે સુસ્વરે બોલવા લાગ્યો.

આ શ્લોક સાંભળી વિદ્યાનિધિ મૂર્છિત બની, પોતાના પલંગ પરથી પૃથ્વિપર ગબડી પડ્યા અને ધુળમાં આળોટવા લાગ્યા.

ત્યારે ગદાધર અને મુકુન્દ વગેરેએ આકુલ વ્યાકુલ બની તેમને ઉઠાડ્યા અને અનેક પ્રકારે સાન્ત્વન કરવા લાગ્યા, એટલે વિદ્યાનિધિ ચેતન બની દાસ્યભાવમાં ક્ષમા કરજો સ્વરે રુદન કરતા કરતા ધુળમાં આળોટવા લાગ્યા. " શ્રી કૃષ્ણ ! શ્રી કૃષ્ણ ! " એ સંબંધી ચૈતન્ય ભાગવતમાં લખે છેઃ—

**हमरे ठाकुर ! कृष्ण ! कृष्ण ! मम प्राण ! समाना ।**
**किये चरणसों ठेल काठ पाषाण समाना ॥**

ગદાધરનો પશ્ચાત્તાપ.

" હે કૃષ્ણ ! હે પિતા ! હે મારા બાપીકા ઠાકુર ! મારા જેવા દીન હીનનો આપ ક્યારે ઉદ્ધાર કરશો ! હે દીનબંધો ! મારા કઠિન હૃદયમાં ભક્તિનો લેશ પણ નથી. મારું ચિત્ત આપમાં સ્થિર થયું નહિ તેથી આપે મારો ત્યાગ કરવો ન ઘટે. આમ કહી તે રુદન કરવા લાગ્યા અને ધુળમાં—ગબડવા લાગ્યા. હવે ગદાધરે જોયું કે અતિ મૂલ્યવાન ધોતીઉં, દુપટ્ટો—સર્વ છિન્ન ભિન્ન થઇ મેલાં થઇ ગયાં. આવા રૂપવાન પુરુષ ધુળવાળા થઇ ગયા, તે વખતે ગદાધરને સમજાયું કે કૌપિન ધારણ કરે તે ભક્ત જ હોય અને માથામાં તેલ લગાડે તે પાખંડીજ હોય એમ નથી. આ સમજવાથી ગદાધરને મોટો ભય લાગ્યો અને તે મનમાં વિચાર કરવા લાગ્યા કે " મેં તો આ મોટો અપરાધ કર્યો ! હું ભક્તદ્રોહી થયો ! હવે મારો આ અપરાધ શી રીતે ધોવાય ! " મુકુન્દને બાઝી પડી તે રુદન કરતા કરતા કહેવા લાગ્યા, " તમે ભક્તદર્શન કરાવી મારાં ચક્ષુ સાર્થક કીધાં; પરંતુ હવે કહો મારો શો ઉપાય છે ! મેં એમનો બાહ્ય વ્યવહાર જોઇ મનમાં એમની ઘણી અવજ્ઞા

કરી હતી. મુકુન્દ! મેં એક એવો વિચાર કર્યો છે કે વિદ્યાનિધિ ઠાકુર પાસે મંત્રદીક્ષા ગ્રહણ કરી એમનો શિષ્ય થાઉં એટલે એમની અવજ્ઞા કરવાથી જે અપરાધ થયો છે તેની એ ક્ષમા કરશે." આ સાંભળી મુકુન્દે કહ્યું, " વાહ ! ઘણો ઉત્તમ પશ્ચાત્તાપ છે."

मंत्रदीक्षा माटे इच्छा.

ત્યારપછી વિદ્યાનિધિનું લક્ષ ગદાધર પ્રતિ ગયું કે ગદાધરના મુખ ઉપર સેંકડો પ્રેમ ધારા વહી રહી હતી; તે જોઇ મુગ્ધ વિદ્યાનિધિએ પોતાના બન્ને હાથથી ગદાધરને પોતાના ખોળામાં બેસાડી આલિંગન કર્યું અને તેનાં નેત્રો વ્હેવા લાગ્યાં. એથી ગદાધરનાં અશ્રુનો વેગ ઉલટો વધ્યો. ત્યારે મુકુન્દે આરંભથી સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યો કે આપના બાહ્ય ભોગવિલાસ જોઇ ગદાધરે કેવે પ્રકારે પોતાના મનમાં ધાર્યું હતું અને પછી એને અપરાધ ગણી સર્વ અપરાધ ધોઇ નાખવા સારૂ આપની પાસે મંત્રદીક્ષા ગ્રહણ કરવાની કેવી ઇચ્છા કરી હતી. આ સાંભળી વિદ્યાનિધિ પરમ આનંદ પામ્યા અને કહેવા લાગ્યા, " હેં ! એ મારી પાસે મન્ત્રદીક્ષા ગ્રહણ કરવાની ઇચ્છા રાખે છે ! અનેક જન્મના પુણ્યથી એવા શિષ્ય મળે છે. આવતી શુક્લ દ્વાદશીએ એમનો સંકલ્પ સિદ્ધ થશે." પછી મુકુન્દ અને ગદાધર વિદ્યાનિધિને પ્રણામ કરી ત્યાંથી ચાલ્યા અને પ્રભુની પાસે જઇ વિદ્યાનિધિનો સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

विद्यानिधि प्रभुना दर्शनार्थे.

અહીં વિદ્યાનિધિ રાત્રે મેલાં વસ્ત્ર પહેરી એકલા શ્રી નિમાઇ પ્રભુનાં દર્શન કરવા નિકળ્યા. વિદ્યાનિધિએ નવદ્વીપમાં થયેલા અવતારની વાતો સાંભળી હતી, પણ શ્રી નિમાઇ પ્રભુને કદી જોયા નહતા; તેમ પરિચય પણ થયો નહતો. વિદ્યાનિધિના મનમાં એ અવતાર સંબંધી કંઇ સંદેહ અથવા ખટકો હતો નહિ, એક બિન્દુમાત્ર પણ નહિ. શ્રી નિમાઇ પ્રભુને પૂર્ણબ્રહ્મસનાતન-શ્રી કૃષ્ણ જાણી વિદ્યાનિધિ તેમનું દર્શન કરવા નિકળ્યા. ભક્તિભાવમાં મગ્ન બની ચાલ્યા જતા હતા એટલામાં એમના મનમાં અનુતાપ થયો શ્રી કૃષ્ણ ભગવાનની કૃપાપાત્ર થવાનું કોઇ પણ સાધન મારાથી બન્યું નથી. તેથી ઘણા દીનભાવથી તેઓ " પ્રભુ મને ક્ષમા કરો " કહેતા કહેતા પ્રભુની સન્મુખ આવી ઊભા રહ્યા. આ સમયની વિદ્યાનિધિની અવસ્થાનો મનમાં વિચાર કરો. તે શ્રી ભગવાનનું દર્શન કરવા ગયા પણ તેમાં એમને સુખ આવ્યું નહિ. એમના મનમાં એવો ભાવ હતો કે શ્રી ભગવાનના દર્શનમાં સુખ શું થવાનું ? હું કેવે મોઢે એમના દર્શનાર્થે જાઉં છું ? જે મારૂં છે તેને હું ભૂલી ગયો છું. હમણાં એ પાસે આવ્યા છે એ સાંભળી દર્શનાર્થે દોડ્યો છું. એ પરમ દયામય છે તેથી મધુર વાક્ય વિના કંઇપણ વચન બોલવાના નથી, પરન્તુ હું કેવો નિર્લજ્જ છું. !!"

विद्यानिधिनी प्रार्थना.

પુણ્ડરીકવિદ્યાનિધિ મસ્તક નમાવી પ્રભુઆગળ ઊભા થઇ રહ્યા. સુખેથી મસ્તક ઊંચું કરી પ્રભુનું દર્શન કરવાનો અવકાશ ન મળ્યો. તેવું સાહસ પણ ન થયું. પ્રભુની પાસે પ્રણામ કરવા ગયા પણ પ્રણામ કરી ન શક્યા અને ગભરાઇ પડ્યા. કંઇક સાવધ થઇ હાથ જોડી કહેવા લાગ્યા.

અહો ! પ્રભુ ! મુજ પ્રાણ ! પ્રભુ ! હે ! નાથજી મારા,
અપરાધી મુજ સદા કર્યાં અનુતાપે ભારાં;
નાથ ! આપી ઉદ્ધાર સકલ જગજનને કીધો,
વંચિત રાખ્યો મને શરણ નિજચરણ ન દીધો.

વિદ્યાનિધિનો આ આર્તનાદ સાંભળી સર્વ ભક્તો કલ્પાંત કરવા લાગ્યા. પરંતુ એ કોણ છે, એમનું નામ શું છે એ કોઇ પણ જાણી શક્યું નહિ. એમની મર્મભેદક કરુણ વાણી સાંભળી સર્વનાં હૃદય ફાટી જવા લાગ્યાં.

અહીં ભક્તવત્સલ શ્રી ગૌરાંગ પ્રભુ વિદ્યાનિધિને પૃથ્વીપર પડતા જોઇ ઉભા થયા.

विद्यानिधिने प्रभु भेटया. !

વિદ્યાનિધિ સાથે કોઇ દિવસ દૃષ્ટિમેળાપ પણ થયો નહતો, છતાં સહવાસવાળા મનુષ્ય પેઠે "આવ્યા બાપા ! બાપા પધાર્યા !" કહી આગળ ધસ્યા અને વિદ્યાનિધિને હૃદય સાથે ચાંપી "આજ મારા પુણ્ડરીક બાપા આવ્યા, આજે મેં મારા પુણ્ડરીકબાપાને દીઠા, આજ મારાં નેત્ર શીતલ થયાં, આજ મારા બાપા મને મળ્યા, આજે મારું તપ્ત હૃદય ટાઢું પડ્યું." થોડી વારમાં બંને મૂર્ચ્છાવશ થયા.

ઘણા સમય સુધી બંને નિશ્ચેષ્ટ પડી રહ્યા. પછી બંનેને મૂર્ચ્છા વળી, ત્યારે શ્રી ગૌરાંગ પ્રભુએ કહ્યું, "આજ મારી કામના પૂર્ણ થઇ, આજે મેં મારા પુણ્ડરીક બાપાને જોયા." પુણ્ડરીક ચેતન થઇ શ્રી ગૌરાંગ પ્રભુના ચરણમાં પડી સ્તુતિ કરવા લાગ્યા.

गदाधरनी प्रभुने विनंति.

પ્રભુએ એમને ઉઠાડી સાન્ત્વન કર્યું, અને પ્રત્યેક ભક્તજનનો તેમની સાથે મેળાપ કરાવ્યો. આ વખતે ગદાધરે વિદ્યાનિધિનો બાહ્ય ભોગવિલાસ જોઇ મનમાં તેમની અવગણના કરી હતી અને પછી તેમની ભક્તિ જોઇ પોતાનો અપરાધ માની પશ્ચાત્તાપ કર્યો હતો તે સર્વ જણાવી તે પ્રભુને કહેવા લાગ્યા. "આપ જો અનુમતિ આપો તો હું એમની પાસે મન્ત્ર ગ્રહણ કરી એ અપરાધનું પ્રાયશ્ચિત કરું." પ્રભુએ કહ્યું. "અવશ્ય, હમણાંજ ગ્રહણ કરો."

વિદ્યાનિધિનો મહિમા વિશેષ શું કહેવો ? તે પુરુષોત્તમ આચાર્યના મિત્ર અને ગદાધર પંડિતના ગુરુ હતા. આ પુરુષોત્તમ આચાર્ય કોણ ? તે આપણે આગળપર જાણીશું.

આવી રીતેજ તે સમયે જે મોટા મોટા ભક્તો થઇ ગયા તેમને શ્રી ગૌરાંગ પ્રભુએ એક પછી એક પોતાના પ્રતિ આકર્ષ્યા હતા.

આ ભક્તોમાંના કેટલાક તો પ્રભુનો હેતુ પાર પાડવાને સારુ તેમની સાથેજ પૃથ્વીપર ઉતર્યા હતા. એ વાતની સાબિતી એ છે કે પ્રભુનું અનુસરણ કરનારા ભક્તો એવા પુરુષો હતા કે એમના જેવા દુનિયાએ પૂર્વે કદી જોયા ન હતા. તેમાંના પ્રત્યેક પુરુષને પ્રકાશ આપનારા સૂર્યની ઉપમા આપી શકાય એવા તે હતા.

આ પ્રત્યેક ભક્તનો* પોતાનો ઇતિહાસ ઘણો ચમત્કારિક છે. તેમાં પણ પ્રભુની લીલામાં

प्रभुभक्त हरिदास.

ભગવતનો ભાગ ભજવનાર હરિદાસભક્તનું વર્ણન આપવું વધારે અગત્યનું છે. તે પ્રભુની પાસે આવ્યા ત્યારે તે તેમના ધર્મગુરુ અદ્વૈતાચાર્યના જેવા વૃદ્ધ અને તે સમયના સાધુઓમાં સૌથી અ-



प्रभुभक्त श्रीहरिदासनी पर्णकुटी.

The Lakshmi Art, Bombay.

ભક્ત હતા. હાલના વનગ્રામ તાલુકાના બૂઢન ગામમાં એમનું ઘર હતું. એ બ્રાહ્મણ હતા. એમનાં માતપિતા મૃત્યુ પામેલાં હોવાથી તેમને અનાથ જોઈ મિર્ઝાના મુસલમાનોએ એમનું પાલન કર્યું હતું. આથી એ મુસલમાન થયા હતા. પણ પાછળથી હરિદાસ પરમ સાધુ બન્યા હતા. એમનું સાધન માત્ર હરિનામસ્મરણ હતું. પણ ઉચ્ચ સ્વરે રાત્રિ દિવસ તે કેવળ હરિનામ જપ્યા કરતા હતા. હરિદાસની હરિ નામમાં જે ભક્તિ હતી તે અપૂર્વ હતી. એમને દૃઢ વિશ્વાસ હતો કે ગમે તેવો માણસ પણ કોઈ પણ પ્રકારે હરિ નામનું સ્મરણ કરે તો તેનો ઉદ્ધાર થઈ જાય. હરિનામનો જપ કરવો એ તો બહુ મોટી વાત છે પણ એમને એવો પણ વિશ્વાસ હતો કે નામ સાંભળતાં પણ જીવમાત્રનો ઉદ્ધાર થઈ જાય છે. કંઈ મનુષ્યનોજ ઉદ્ધાર થાય એમ નહિ; પણ કીટ, પતંગ, પશુ, પક્ષી માત્રનો પણ ઉદ્ધાર થાય છે, એટલા માટે હરિદાસ ઠાકુર રાત્રિદિવસ ઉચ્ચ સ્વરથી નામસ્મરણ કર્યા કરતા. એ બેનાપોલના જંગલમાં (વનગ્રામની પાસે જ્યાં હાલ રેલ્વે સ્ટેશન છે ત્યાં) પર્ણકુટી બનાવી આ પ્રકારે ઉચ્ચ સ્વરથી હરિનામ જપ્યા કરતા. એમનું એવું કઠોર ભજન જોઈ ત્યાંના દુષ્ટ જમીનદારે એમની પરીક્ષા કરવા ઇચ્છ્યું. તેણે એક વેશ્યાને હરિદાસની પાસે મોકલી. એ વેશ્યાએ ત્યાં જઈ હરિનામપરાયણ હરિદાસનું દર્શન કર્યું કે તેનું હૃદય નિર્મળ બની ગયું. પછી એ વેશ્યાએ હરિદાસના ચરણનું શરણ લીધું. હરિદાસે એ વેશ્યાને એ પર્ણકુટી રહેવા આપી. હરિનામ સ્મરણ કરવાની આજ્ઞા દઈ પોતે એ દુષ્ટ જમીનદારનો તાલુકો છોડી અન્ય સ્થાનમાં ચાલ્યા ગયા.

हरिदास भक्तने शिक्षा.

આહીં મુસલમાન સુબાના કાન સુધી એ વાત પહોંચી કે હરિદાસ મુસલમાની ધર્મ છોડી, હિંદુ થઈ ગયા છે. વાત સાંભળતાંજ સુબાએ હરિદાસને પકડી મંગાવ્યા. હરિદાસની વાતોથી સુબાનું મન દ્રવ્યું પણ એના મંત્રી ગોરાઈકાજીનું મન વજ્ર સમાન કઠિણ રહ્યું. ગોરાઈકાજીએ સુબાને સમજાવ્યું કે "જો આપ હરિદાસને શિક્ષા કરશો નહિ તો મુસલમાનોનું મોટું અપમાન થશે." સુબાની ઇચ્છા ન છતાં કાજીના મતને તાબે થઈ હરિદાસને શિક્ષા ફરમાવવી પડી. શિક્ષા પ્રાણદંડની કરી પણ તેમને કતલ કે ફાંસી દેવાના ન હતા. હરિદાસને બાવીસ બજારોમાં લઈ જઈ ચાબકા મારવા અને એ ચાબકાથી એમના પ્રાણ જાય ત્યાં સુધી મારતાં મારતાં એમને ઠાર કરવા. એ શિક્ષા એવી કઠોર હતી કે બે કે ત્રણ બજારમાં ચાબકા મારતાં અપરાધીના પ્રાણ નીકળી જતા.

हरिदासनो हरि भक्तिमां आग्रह.

હરિદાસને જ્યારે આ કઠોર શિક્ષા ફરમાવવામાં આવી, ત્યારે ગોરાઈકાજીએ એમને કહ્યું, "જૂઓ હરિદાસ, રાજસરકાર તરફથી તમને ઘણી કઠોર શિક્ષાની આજ્ઞા થઈ છે, પણ જો તમે હવે પણ કલમા પઢો અને હરિનામનો જપ છોડી દો તો તમારા પ્રાણ બચશે. તમને ઘણા માન સાથે રાજસરકારમાં સ્થાન મળશે.

* ગૌરાંગ પ્રભુના મુખ્ય સંગીઓ અને ભક્તોની સંખ્યાની ગણત્રી હજાર ઉપરની હતી. મુખ્ય ભક્તોનાં નામ:—શ્રી નિત્યાનંદ પ્રભુ અને શ્રી અદ્વૈત પ્રભુ; શ્રી ગદાધર પંડિત, મુરારિ, મુકુન્દ, નરહરિ, શ્રીવાસ, પ્રભુના મામા ચંદ્રશેખર, પ્રભુના સાથી સમયના સાથી પુરુષોત્તમ આચાર્ય, વક્રેશ્વર, દામોદર, જગદાનંદ; ગોવિંદ, માધવ, વાસુદેવ, ઘોષ અને સાર્વભૌમ ઇત્યાદિ. આ સર્વે વ્યવહાર દ્રષ્ટિએ જોતાં તે સમયના અગ્રણી પુરુષો હતા.

આનો હરિદાસે ઘણી નમ્રતાથી ઉત્તર આપ્યો:—

કાપી ટૂકડા ભલે કરે આ, અંગ સર્વના તું એ;
મૂકું નહિ મુખનામ હરિનું, થાય મને તે હું તો.

શાહજાદો ખાનીસ જલ્લાદોમાં ફટકા મારવાને હરિદાસને લઈ આવ્યા. હરિદાસ ઉચ્ચ સ્વરથી હરિનામ સ્મરણ કરવા લાગ્યા. હરિદાસના અંગ ઉપર ફટકા પડવા માંડ્યા; પણ એમાં એમને કંઇ પણ દુઃખ થયું નહિ; કેમકે હરિનામ એમને ઘણુંજ પ્રિય હતું. આ અવતારમાં શ્રી ભગવાને એકેક ભક્તદ્વારા એકેક ભજનાંગનું મહાત્મ્ય દેખાડ્યું છે. નામનું મહાત્મ્ય હરિદાસદ્વારા દેખાડ્યું છે. પોતાના પરમ પ્રિય હરિનામ નિમિત્તે પોતે ચાબકા ખાય છે તેથી એમના આનંદની સીમા રહી ન હતી અને તેથી એ નેતરના ફટકાનું એમના અંગમાં કંઇ કષ્ટ થયું ન હતું. લોકમાં સર્વ સાધારણ મનાય છે કે પોતાની સ્ત્રી કે પુત્રની રક્ષા નિમિત્તે પોતાના અંગપર કોઇ પ્રહાર વાગે તોપણ તેની વ્યથા જણાતી નથી, તો હરિદાસને તો હરિનામ સ્ત્રી અને પુત્ર કરતાં પણ અધિક પ્રિય હતું. વિશેષ કરીને હરિદાસની જે અવસ્થા છે તેમાં જો એમને વ્યથા થાય તો પછી શ્રી હરિનું ભજન પણ કોણ કરે ! અનેક લોકોએ ભગવાનને નામે પ્રાણ આપ્યા છે પણ વિચાર કરી જોતાં એ ભગવાનને માટે જણાતા નથી. ભગવાનને નિમિત્તે પ્રાણ આપી શકાતા નથી;* કારણ એના નિમિત્તે જે પ્રવૃત્ત થાય છે તેની તે પોતે રક્ષા કરે છે. એવું પણ જોવામાં આવે છે કે જે લોકોએ શ્રી ભગવાનના નામપર પ્રાણ આપ્યા છે, તે ભગવાનને નિમિત્તે નથી હોતા પરંતુ દંભ કે અહંકારને નિમિત્તે હોય છે.

फटका मारनाराओने पापथी बचाववा प्रभु प्रार्थना.

જ્યારે હરિદાસપર ફટકા પડવા લાગ્યા ત્યારે તે વિચારવા લાગ્યા, "આ લોકો શું મહા પાપી છે; મેં તો એ લોકોનો કંઇ અપરાધ કર્યો નથી, તો પછી એ લોકો આવી નિર્દયતાથી મને કેમ મારે છે ! એનો ઉપાય શો કરવો !" એ વિચારતાં વિચારતાં હરિદાસ કરુણાથી એટલા તો ગળગળા બની ગયા કે ચુપ રહી શક્યા નહિ અને તેમનું શુભ ઇચ્છી પ્રભુનું નામ પુકારી વિનંતિ કરવા લાગ્યા:—
"હે પ્રભો ! આ લોકો જે મને મારે છે તે મોટું પાપકાર્ય કરે છે. એ પાપથી એમની ઘણી ભારે દુર્ગતિ થશે. પ્રભો ! એ લોકોની દુર્ગતિનું કારણ હુંજ થયો છું. પ્રભો ! શું આપના ભજનનું એજ ફલ છે ! પ્રભો ! કૃપા કરી આપના અજ્ઞાન જીવોનું પરિત્રાણ કરો."×

---

* ઇસુખ્રીસ્તે એવી રીતે પ્રાણ આપ્યો હતો; પરંતુ તેમનામાં મનુષ્ય કરતાં વિશેષપણું હતું.

× ખ્રીસ્તીઓના પવિત્ર પુસ્તકમાં વર્ણવેલો આનોજ દાખલો વાચકના સ્મરણમાં લાવવાને ખાતર કેટલાક બાઇબલની ભાષાના શબ્દો આ પ્રાર્થનામાં વાપરેલા છે. પ્રાર્થનામાં હરિદાસે જે ચોક્કસ શબ્દો વાપરેલા તેનો પુસ્તકોમાં પત્તો મળતો નથી. ચૈતન્યભાગવત જણાવે છે:— "પોતાપર જે ચાબકા પડતા તેથી હરિદાસને કંઈ દુઃખ થતું નહિ; તે તો જે ખલ લોકો તેને હેરાન કરતા હતા તેમના આત્માના ભવિષ્ય માટેજ દિલગીર થતા હતા; તેમણે પ્રભુની સ્તુતિ કરી કે એમના તરફનો તેમનો અપરાધ ક્ષમા કરવો. અને તે ઉપરાંત તેમને વરદાન આપવું." એકજ કુદરતવાળા અવતારોના જીવનમાં આવા એક સરખા બનાવ સ્વાભાવિકજ છે. આમ હોવાથી હાનિબાલ અને નેપોલિયન જે બંનેએ ઇટાલી ઉપર સ્વારી કરવા આલ્પ્સ ઓળંગ્યા હતા, તેમનાં જીવનોમાં એક સરખા બનાવોની ખોટ જણાતી નથી, તોપણ વૈષ્ણવોના જુના ધર્મપુસ્તક અને ખ્રીસ્તીઓના નવા ધર્મ પુસ્તકના કેટલાક બનાવોની

આવી અદ્ભુત પ્રાર્થના સાંભળી જે લોકો ત્યાં હતા તે સર્વ અને જે હરિદાસને કોરડા મારતા હતા તે સર્વ સ્તબ્ધ થઇ ગયા. આ સમયે શ્રી ભગવાને દયાર્દ્ર બની હરિદાસને ધ્યાનાનંદ આપ્યો; હરિદાસજી આનંદમાં મગ્ન બની અચેતન થઇ ગયા. મુસલમાનોએ જાણ્યું કે હરિદાસ મરી ગયા, તેથી તેમને ગંગામાં વહેતા નાખી ચાલ્યા ગયા. હરિદાસ ચેતન થઇ કિનારાપર આવ્યા. એમને શ્રી અદ્વૈત પ્રભુનો સંગ પ્રાપ્ત થયો; પછી એ શ્રી અદ્વૈતના ચરણમાં પડી રહેવા લાગ્યા. પછી શ્રી નિમાઇપ્રભુનું વૃત્તાન્ત સાંભળી તેમનાં દર્શન કરવા સારુ એ નવદ્વીપમાં આવ્યા. હરિદાસ ત્રિભુવનવિખ્યાત ભક્ત હતા; એમનું નામ સૌએ સાંભળ્યું હતું. એ નવદ્વીપમાં આવ્યા એટલે સૌ ભક્ત લોકો એમને શ્રી નિમાઇપ્રભુની પાસે લઇ આવ્યા. શ્રી નિમાઇપ્રભુએ હરિદાસને જોતાંજ મોટા આદરથી તેમને બેસવાને આસન આપ્યું પણ હરિદાસ કોઇ પણ રીતે આસનપર બેઠા નહિ; જો કે આ સમય સુધી એમણે સંપૂર્ણપણે શ્રી નિમાઇપ્રભુનાં ચરણમાં આત્મસમર્પણ કર્યું ન હતું તોપણ તે આસનપર બેઠા નહિ. ઉલટું આસન શિરપર મૂક્યું; પછી શ્રી નિમાઇ પ્રભુએ ઉત્તમ પ્રકારે તેમને ભોજન કરાવ્યું અને પોતાને હાથે તેમના અંગપર ચંદન લગાડ્યું અને ગળામાં પુષ્પમાળા પહેરાવી. શ્રી નિમાઇ પ્રભુએ હરિદાસની સેવા કરી પણ હરિદાસે એજ સમયે શ્રી નિમાઇ પ્રભુનાં ચરણમાં આત્મસમર્પણ કર્યું.

હરિદાસને ગંગામાં પધરાવ્યા.

આ પ્રકારે નાના મોટા સર્વ ભક્તો જુદે જુદે સ્થળેથી ધીરે ધીરે ત્રેવિશ વર્ષના બ્રાહ્મણકુમારના ચરણોને શરણ થયા અને પોતાનાં મન, પ્રાણ તથા દેહ સૌ એમને સમર્પણ કર્યાં.

આ હરિદાસનું ચરિત્ર સ્મરણ કરવાથી ત્રિભુવન પવિત્ર થાય છે. હરિદાસે શ્રી અદ્વૈત પ્રભુનું દર્શન કરી એમનાં ચરણારવિન્દનો આશ્રય લીધો હતો અને શ્રી અદ્વૈત પ્રભુએ હરિદાસને સાથે લઇ શ્રી નિમાઇ પ્રભુનાં ચરણોમાં શરણ માગ્યું હતું. જેમ નાની નદી મોટી નદીમાં જઇ મળે છે અને મોટી નદી અનેક નાની નાની નદીઓને લઇ સમુદ્રમાં મળે છે, તે પ્રમાણે શ્રી અદ્વૈત પ્રભુ, જે તે સમયે વૈષ્ણવસમાજના રાજા હતા, તેમણે હરિદાસ વગેરે અનેક ભક્તોને લઇ એ શચીકુમાર બ્રાહ્મણબાળકનાં ચરણમાં આવી આશ્રય લીધો.

પવિત્ર પાવક હરિદાસનું સ્મરણ.

---

વચ્ચે ઘણું અચરજ પમાડે એવું મળતાપણું જણાઇ આવે છે.; શ્રીમદ્ભાગવતમાં શ્રી કૃષ્ણ અવતાર છે. બાઇબલમાં ક્રીસ્તનો અવતાર છે. આ બંને નામો લગભગ એક સરખાંજ છે. બાઇબલમાંથી કૃષ્ણ લીધેલા છે એ સૂચના માન્ય થાય એવી નથી; કેમકે મહાભારતના મુખ્ય નાયક શ્રી કૃષ્ણ છે; અને એ સિદ્ધ થતું છે કે એ મહાન્ પુસ્તક ક્રીસ્ત જન્મ્યા પૂર્વે ઘણા લાંબા વખતપર લખાયલું છે.



## પ્રકરણ ૧૩ મું.

# નિમાઈની ભિન્ન ભિન્ન પ્રકૃતિ.

સજની આજની વાત સુણોરે;
અદ્ભુત એ બહુ લાભ થયો છે, એવો સહુને સહેજ હજોરે,
બેઠી હતી રચતી વેશ એકલી, જોતી હું મુખ દર્પણ લઈ સારીરે
નટવર ચોર મળ્યા તહીં આવી, લાજ ધરમમાં ભંગ પડ્યોરે.
પુલકિત ગાત્ર થયું હરખાઈ વાસુદેવે લઈ કર પકડ્યોરે.

શ્રી નિમાઈ પ્રભુની ભિન્ન ભિન્ન સ્થિતિઓ.

આગળ જણાવ્યા પ્રમાણે શ્રી નિમાઈ પ્રભુની પ્રકૃતિ વારંવાર વિકાર પામતી હતી. થોડીવાર તેમનામાં આવિર્ભાવ હોય છે તો થોડીવાર હોતો નથી. કેટલીક વાર તો તે પોતે ઈશ્વરસ્વરૂપ બનતા. વળી બીજી પણ તેમની એક સ્વાભાવિક સ્થિતિ હતી અને તે સમયે શ્રી નિમાઈ પ્રભુ બીજા મનુષ્યોને સર્વથી પ્રિય લાગતા. તે સમયે તે એક બાળક જેવા સરલ, માતા જેવા વત્સલ, અને સેવાપરાયણ સેવક જેવા કાર્યશીલ શાન્ત પુરુષ લાગતા. તે વખતે તે સૌથી નમ્ર દેખાતા. પોતાને સારુ ઘણોજ હલકો અને અન્ય જનોને માટે ઘણો ઊંચો અભિપ્રાય ધરાવતા. તેમને વિનોદવાર્તા પ્રિય લાગતી અને તેમનાં સ્મિતની સરખામણી પૂર્ણ ચંદ્રનાં કિરણ સાથે થઈ શકતી. પણ તેમની આ સ્વાભાવિક સ્થિતિમાં તે ભાગ્યેજ જોવામાં આવતા. એક બીજી પણ સ્થિતિ હતી, ને તેમાં તે બીજા લોકોના જેવાં આચરણ આચરતા.

શ્રી. નિમાઈ પ્રભુની એક અગમ્ય સ્થિતિ.

ઘણું ખરું રાત્રિ દિવસ સતત કોઈ અગમ્ય સ્થિતિમાં રહેતા; શ્રી કૃષ્ણ ભગવાન જ્યારે તેમની પાસે ન હોય ત્યારે ઘણા સખત વિરહાકુલ મનુષ્યની પેઠે તેમને લાગતું. પોતાને થતી વેદના તે એવી સબળ રીતે દર્શાવતા કે જો શ્રી કૃષ્ણ ભગવાન દર્શન આપી તેમનું જીવન પાસે આણીને ન રક્ષે તો તેમનું હૃદય ફાટી જશે એવી ધાસ્તી લાગતી. તેમને વેદના વારંવાર થયા કરતી, તે આંકડીઓથી જોવામાં આવતી અને તે વખતે તેમનો શ્વાસોચ્છ્વાસ તથા હૃદયનું ધડકવું બંધ થઈ જતું. જડબાં બંધાઈ જતાં અને મૃત્યુ પામેલા મનુષ્ય પેઠે તે નીચે પડી જતા.* શ્રી કૃષ્ણ ભગવાન પાસે ન હોય તેવી સ્થિતિમાં ડૂસકાં ખાતાં ખાતાં શ્રી નિમાઈ પ્રભુ કહે છેઃ—

---

*અત્યાનંદથી તેમજ અતિ શોકથી મૂર્છા આવી જાય છે.

" મારા મિત્ર ! મને ભય છે કે હું મરવાની અણીઉપર છું. મારું રક્ષણ કરવાને તું આજ સમર્થ થશે ! ધૈર્ય રાખવાની તું મને સલાહ આપે છે, મારા સખા ! હું મારાથી બનતો પ્રયાસ કરું છું, પરંતુ મારું હૃદય મારે વશ રહેતું નથી. મને જવા દે. મને મારા શ્રી કૃષ્ણ પાસે જવા દે. તું શા સારુ મને રોકે છે ! મને જવા દે, નહિ તો હું મૃત્યુ પામીશ. " શ્રી નિમાઈ પ્રભુ પછી કૃષ્ણ પાસે જવા યત્ન કરતા અને મૃત્યુ સમાન મૂર્છામાં ઢળી પડતા.

**श्री कृष्णना दर्शननो अकथ्य आनंद.**

તેમને એકાએક તેમના કૃષ્ણ મળતા અને પછી તે જે આનંદ દર્શાવતા તે કેવળ અવર્ણ્ય હતો. તે સમયે તે એક મત્ત પુરુષ પેઠે આનંદને લીધે નૃત્ય કરતા. પોતાના વલ્લભ શ્રી કૃષ્ણને મળવા સારુ શ્રી નિમાઈ પ્રભુ ખુબ ભભકાદાર વસ્ત્રો ધારણ કરતા. તેમનાં કમલ સમાન નેત્રોમાંથી પૃથ્વિ ઉપર આનંદાશ્રુ ટપકતાં અને તેમના હૃદયમાં આનંદ ઉભરાઈ જતો, જમીન આંસુથી પલળી જતી, તે આખા વિશ્વને નચાવતા. પોતે પણ નૃત્ય કરતાને કહેતા ' જૂઓ, મારા પ્રિયપતિ પધાર્યો ! !' પછી તે સમાધિમાં પડી જતા.

**श्री गौराङ्ग प्रभुनुं स्वस्वरूपनुं दर्शन.**

આવી પરમાનંદરૂપ અવસ્થાની વચ્ચે શ્રી ગૌરાંગ પ્રભુ પોતે ભગવાન સ્વરૂપે જાગૃત થતા. કોઈ કોઈવાર કલાકના કલાક સુધી અને કોઈવાર માત્ર થોડીક મિનીટ સુધી તે આ સ્થિતિમાં રહેતા. જ્યારે પોતે ભગવાન રૂપે જાગતા ત્યારે તે એ સ્વરૂપમાં ક્યાં સુધી રહેશે તે કોઈ કહી શકતું નહિ. કોઈ કોઈવાર તે વાતચિતની વચ્ચે જ આ રૂપે દર્શન આપતા. એક શબ્દ ઉચ્ચારતા અને પછી અદ્રશ્ય થતા. મુરારિ એક વખત તેમની સાથે સાદી વાત કરતા હતા. તે સમયે શ્રી નિમાઈ પ્રભુ કંઈ આંતર રૂપ પ્રકટાવશે એવો કોઈને પણ સંભવ લાગતો ન હતો, તો પણ તેમનો સર્વ દેખાવ એકાએક બદલાઈ ગયો. તેઓ પ્રૌઢ લાગ્યા અને તેમનો સ્વર સત્તાસૂચક દેખાયો. જ્યારે પ્રભુ પોતે નિજસ્વરૂપે પ્રકટતા ત્યારે તેમના શરીરમાંથી નિકળતું તેજ કોઈ કોઈવાર " કોટિ સૂર્ય " ના જેવું તેજસ્વી લાગતુ. પણ કોઈ કોઈવાર તે ઘણુંજ સુખકારક રૂપમાં જણાતા. એકવાર મુરારિ અને ત્યાં આગળના પ્રત્યેક માણસને લાગ્યું કે ભગવાનને કંઈક કહેવું છે; એટલામાં તે બોલ્યાઃ " કાશીવાળા સન્યાસી પ્રકાશાનંદ ભયંકર ઉપદેશ આપે છે. હું તેમને શાસન આપીશ. "

તે સમયના સૌથી અગ્રણી સન્યાસી આ પ્રકાશાનંદ હતા;તે વારાણસીમાં નિવાસ કરતા હતા. તે અદ્વૈતવાદ એટલે " તે અને હું એકજ છીએ, " એ મતનો ઉપદેશ આપતા હતા. શ્રી નિમાઈ પ્રભુ જે ભક્તિ ધર્મનો ઉપદેશ આપતા હતા એ મતનું એ ખંડન કરતા. પ્રકાશાનંદ પ્રતિ આ ધમકી સાધારણ વાતચિતની વચ્ચે પ્રભુએ ઉચ્ચારી હતી. આ ધમકી ઉચ્ચારીને પ્રભુ પુનઃ શ્રી નિમાઈમાં અંતર્ધાન થઇ ગયા અને પછી જાણે કંઇજ બન્યું ન હોય તેમ શ્રી નિમાઇ પ્રભુ બોલવા લાગ્યા. આ તેમની ક્ષણિક સમાધિ હતી અને તેનું તેમને કંઈ ભાન નહતું !

પ્રભુ ગૌરાङ्गकी सावधानता.

ઈશ્વર તરીકે તે જે બોલતા તેનું મનુષ્ય રૂપમાં તેમને સ્મરણ રહેતું નહિ, અથવા તો માત્ર સહેજસાજ સ્મરણ રહેતું. પોતાની આ અસાવધ સ્થિતિમાં ઈશ્વર-પ્રતિ કંઈ પણ નિન્દા જેવું ઉચ્ચારી જવાય અથવા અપરાધમાં આવી પડાય એવું વર્તન થઈ જાય એને માટે શ્રી નિમાઈ પ્રભુને હમેશાં ચિન્તા રહેતી. તે જાણતા હતા કે તેમને મૂર્છાનો વ્યાધિ છે, અને એ પણ તેમની જાણમાં હતું કે એ સ્થિતિમાં તે ઘણું બોલે છે, અને કોઈ કોઈવાર વિલક્ષણ વર્તન પણ કરે છે. અભાન સ્થિતિમાં તે જે શબ્દો ઉચ્ચારતા તેને તે "બબારો" કહેતા અને એ સ્થિતિમાં ઈશ્વરને અસંતોષ આપવા જેવું કંઈ પણ કરતા અથવા કહેતા તેને અટકાવવાને તે હમેશાં પોતાના સાથીઓને વિનંતિ કરતા.

एकवीस कलाक पर-मात्मानो आविर्भाव.

આરંભમાં જ્યારે પરમાત્મા પોતે પ્રકટ થતા, ત્યારે તે બનાવની પૂર્વે શ્રી નિમાઈની વર્તણૂકમાં કંઈક સૂચક જણાતાં—સાધારણ નિયમ એવો હતો કે સૌથી પ્રથમ તો તેમની સેવા કરનારાઓને ઉદ્દેશીને બોલનાર 'હું તે હું' એવું પ્રકટ કર્યા પૂર્વે તે કંઈક સમય અચેતનાવસ્થામાં પડતા, પછીથી આ દિવ્ય દર્શનો વધારે સમય સુધી રહેતાં અને તે વિશેષ સુગમ બનતાં ગયાં. એક સમય પ્રભુએ મહા પ્રકાશ અથવા મહા દર્શન એકવિશ કલાક સુધી ટકાવી રાખ્યું હતું.

પ્રાતઃકાળે સ્નાનાદિક ક્રિયા પૂરી થતાં શ્રી નિમાઈ પ્રભુ શ્રીવાસના ઘરમાં બિરાજેલા હતા. ત્યાં એક પછી એક ભક્તો એકઠા થયા. સર્વ બેઠા હતા એટલામાં પ્રભુને પરમાત્મ-ભાવ પ્રકટ્યો. ઐશ્વર્ય પ્રકાશ પામેલું દેખાયું; સર્વ લોક ભયથી સ્તબ્ધ થઈ ગયા. પ્રભુએ કીર્તન કરવાની આજ્ઞા આપી. સર્વે કીર્તન કરવા લાગ્યા એટલામાં તો અદ્ભુત લીલાનો આરંભ થયો.

દાસ્ય ભાવમાં નાચતા, પ્રભુ અન્ય સૌ દિન;
પ્રકટ કર્યું ઐશ્વર્ય જે, ભાવ સર્વ તે ભિન્ન.
સર્વ ભક્તના કાર્યમાં, નાચંતા ગૌર આજ;
શ્રીમન્દિરમાં જઈ કરી, કર્યું સિંહાસન રાજ.
અન્ય દિવસોના ભાવ તે, નહિ કંઈ એમાં શંક:
વિષ્ણુ *પીઠપર જઈ ચડયા, ખાલી માની પર્યંક.
સાત પ્રહરના ભાવમાં, સર્વ માયા તજી દીધ;
સાત પ્રહરની ઈશ્વરે, ખરે લીલા અહીં કીધ.

---

*વિષ્ણુપીઠ એટલે જે આસન ઉપર ઈશ્વરની પ્રતિમા પધરાવેલી હોય તે. કોઈ મનુષ્ય પ્રાણીએ તે ઉપર બેસવું અથવા કોઈ મનુષ્ય પ્રાણીને તે ઉપર બેસવા દેવું એ મોટું દેવના અપરાધમાં આવવા જેવું કાર્ય છે. કોઈ પણ મૃત્યુલોકના માનવીને તેના ઉપર બેસવા દેવા કરતાં પોતાના આત્માનું ઘણું ભારે જોખમ વહોરે છે અને શ્રી નિમાઈ પ્રભુ કહ્યું છે એ સંબંધી જો તેમને કંઈ પણ શંકા હોત તો તેમને તે ઉપર કદી પણ બેસવા દેત નહિ.

અન્ય દિવસોમાં પ્રભુ અચેતન થઇ જઇ તે અવસ્થામાં સિંહાસનપર જઇ બિરાજતા; આ પ્રમાણે આજે ન કર્યું; આજે તો બેઠા બેઠા વાતચિત કરતા હતા ત્યાંથી સચેત અવસ્થામાંજ ઉઠીને સિંહાસનપર જઇ બિરાજ્યા.

બારણાં બારી ઉપર પડદા હતા, પરંતુ પ્રભુના શરીરના સુખકારક તેજથી હંમેશ મુજબ ઓરડો પ્રકાશિત થઇ રહ્યો અને તેથી જાણે મધ્યાહ્નના સૂર્ય પ્રકાશથી ઓરડો પરિપૂર્ણ હોય એમ લાગ્યું. ગદાધરે પ્રભુના શરીર ઉપર પુષ્પમાળાઓ અને પુષ્પાલંકારો સોહાવ્યા અને નિત્યાનંદે શિર ઉપર છત્ર ધર્યું, જ્યારે નરહરિ ચામર કરતા હતા.

સાત પ્રહરિઓ ભાવ.

એ દિવસે શ્રી ભગવાનનો સાત પ્રહર સુધી પ્રકાશ રહ્યો હતો. પહેલાં તો થોડો વખત ઈશ્વરભાવ પ્રકાશ કરી તે શમાવી દેતા. તે દિવસે એક પ્રહર દિવસ ચડયો ત્યારથી ઐશ્વર્યનો પ્રકાશ કર્યો તે બીજે દિવસે સૂર્યોદય પૂર્વે તે શમાવી દીધો. એને "સાત પ્રહરિઓ ભાવ" અથવા "મહા પ્રકાશ" કહે છે.

શ્રી નિમાઇ પ્રભુ સિંહાસનપર બિરાજમાન થઇ શ્રી મુખથી મધુર મધુર હસી કેવળ ભક્તલોકોને અભયદાન આપતા હતા; એટલુંજ નહિ પણ સર્વનાં ચિત્ત સાથેસાથે હરણ કરી લેતા હતા.

શ્રી નિમાઈ प्रभुनां अंतरमां दर्शन.

વળી પ્રભુ બીજા લોકોપ્રતિ દૃષ્ટિ કરતા તો તેમનાં પણ ચિત્ત આકર્ષી લેતા અને તે પુરુષો પોતાના ચિત્તમાં તપાસ કરતા તો જણાતું કે સિંહાસનપર બિરાજેલા હતા તે બહાર તો હતા, પરંતુ હૃદયમાં પણ પ્રવેશ કરી હૃદયનું આકર્ષણ કરતા જણાતા હતા.

કવિઓએ જે કલ્પ્યું હતું, ચિત્રકારોએ જે ચિતર્યું હતું, સંતોને જેનું સ્વપ્ન થયું હતું, તે નદિયાના પ્રભુએ બરોબર અમલમાં આણ્યું. સર્વશક્તિમાન પરમાત્માને સર્વલોક પ્રત્યક્ષ મળ્યા !

શ્રી ગૌરાङ्ग प्रभुनुं पूजन.

શ્રી ભગવાન સન્મુખ બિરાજેલા હતા, તેથી ભક્તો પરમ આનંદમાં નિમગ્ન થઇ ગયા ! સર્વની ઇચ્છા પૂજા કરવાની થઇ. સર્વ તુલસી, ચંદન, ફૂલ, ફળ વસ્ત્ર, અલંકાર, સુવર્ણ અને ધાતુ પાત્રો અર્પણ કરી પોતપોતાની શક્તિ પ્રમાણે પૂજા કરવા લાગ્યા. ચૈતન્ય ભાગવતમાં લખ્યું છે કે:—

પરમ પ્રકાશ, પ્રભુજીએ પ્રકટયો,
આનંદ લીન, થયા સહુ દાસો; પરમ પ્રકાશ૦
ભાવ તજી પ્રભુ પદ મન દીધું,
મુદિત થઇ ત્યાં ભક્તોએ પૂજન કીધું; પરમ પ્રકાશ૦
દિવ્ય ગન્ધ ચન્દન કોઇ ચરચે,
તુલસી, કમલ ફૂલ તહીં કોઇ અરપે; પરમ પ્રકાશ૦

કનક રતન આભૂષણ લાવે,
પાદપદ્મ સહુ કોઈ શિર નામે; પરમ પ્રકાશ૦
કોઈ પીતામ્બર વસ્ત્ર નાનાવિધિ,
ભેટ કરે ત્યાં શ્રીપદપુજને શિરધરી. પરમ પ્રકાશ૦

પ્રેમપુષ્પોંવડે પૂજન.

પોતાના હૃદયમાંથી ચૂંટેલાં બીજાં પુષ્પથી તેઓએ પૂજા કરી. એ પુષ્પ તે પ્રેમ હતો! પોતાની સમક્ષ બેઠેલા મનોહર પુરુષને વશ વર્તિ એવો પ્રેમ તેમનામાં પ્રકટ્યો! તેમની સહેજ પણ ઇચ્છા તૃપ્ત કરવા તેઓ તે સમયે "લાખો વખત" પોતાનો જીવ આપે એમ હતું. તે સમયે "પ્રેમ" એ બે અક્ષરોનો ખરો અર્થ શું થાય છે તે તેઓ પહેલીવારનાજ શીખ્યા. લોકો કહે છે કે અમે પ્રેમ કરીએ છીએ, પરંતુ સહેજ ખરો પણ પ્રેમ કેવો હોય તે આ પૃથ્વિ ઉપર ઘણાજ થોડા મનુષ્યો જાણે છે. પ્રેમ કરવો એટલે એકલા ઇશ્વર સાથે સ્નેહ બાંધવો તે; કેમકે પોતાનાં જાતિમનુષ્યો સાથે શુદ્ધતમરૂપમાં મનુષ્ય પ્રેમ કરી શકતો નથી, કારણ કે મનુષ્ય એ અપૂર્ણ જીવ છે. તેટલા માટે તે વખતે શ્રીવાસને ઘેર પોતાના ભક્તો સમક્ષ બેઠા હતા તે પ્રભુજ સત્પ્રેમના એકલા વિષય હતા. પોતાની સામે બેઠેલા પુરુષપ્રતિ સ્નેહને લીધે ભક્તો મત્ત બની ગયા હતા.

ટોળે ટોળાં પ્રભુના દર્શન માટે.

બધાં માણસોને પ્રભુનાં દર્શન કરવાની છૂટ હોવાથી તે દિવસે દ્વાર ઉઘાડાં રાખવામાં આવ્યાં હતાં; તેમ છતાં બહારના લોકોની સંખ્યા બહુ મોટી ન હતી. જે આવ્યા તે તો શરણ થઈ ગયા, કેમકે તેવું એજ માનતું હતું. ચારે બાજુએથી ભક્તોનાં ટોળેટોળાં આવ્યાં; પ્રત્યેક માણસ પોતાના વિચારમાં ગરક થયેલું હતું; પ્રત્યેકને પોતાનો ધર્મ બજાવવાનો, પોતાનો પ્રેમ દર્શાવવાનો અને પોતાના હૃદયનો ભાર ઓછો કરવાનો નિશ્ચય હતો. "એ કેવા ભલા છે, મારા પ્રભુ કેવા અનુપમ અને આનંદદાયક છે," એવો પ્રત્યેક માણસે પોતાના હૃદયમાં વિચાર કર્યો; માત્ર વિચાર કર્યો એટલુંજ નહિ પણ વસ્તુતઃ તેમ જાણ્યું અને અનુભવ્યું.

આનંદમાં મહાલતા સેંકડો ભક્તો.

આ પ્રમાણે સેંકડો ભક્ત શ્રીચરણમાં તુલસી પુષ્પ ચઢાવી રહ્યા હતા. સેંકડો લોકો મગ્ન બની સ્તુતિ કરતા હતા, પણ પરસ્પર ધક્કા કે ગરબડાટ થતો ન હતો. સૌથી આશ્ચર્યની વાત એ છે કે સર્વે આનંદમાં મગ્ન હોઈ એક બીજાની પરવા કરતા ન હતા. સૌ પોતપોતાની સેવામાં તત્પર જણાતા. સર્વની અચેતન જેવી અવસ્થા હતી, પાસે કોઈ મનુષ્ય કે ભક્ત છે એ તરફ કોઈનું કંઈ પણ લક્ષ જણાતું નહિ. સૌને એમ લાગતું કે "આ ઘરમાં કેવલ શ્રીભગવાન અને હું બે જ છીએ. શ્રી ભગવાન મારાપર કૃપાદષ્ટિ કરી રહ્યા છે અને હું શ્રી ભગવાનની મુખમુદ્રા જોઈ રહ્યો છું" માણસો બોલતા પણ કોઈ

સાંભળવું ન હતું; સેંકડો લોક શ્રી ભગવાન સાથે વાતો કરી રહ્યા હતા અને શ્રી ભગવાન પણ સેંકડો લોકો સાથે વાતચિત કરતા હતા.

પ્રભુ માટે ભિન્ન ભિન્ન નામથી સંબોધન.

કોઈ ભગવાનને પુષ્પમાળા અર્પણ કરતા. જેને જેવા આવડે તેવા શબ્દોથી તેઓ શ્રી ભગવાનને સંબોધતા. કોઈ કહે, "પ્રભો!" કોઈ કહે "નાથ!" કોઈ કહે "ઠાકુરજી!" કોઈ કહે "આ મારી પુષ્પમાળા લઈ કંઠમાં ધારણ કરો." ત્યારે પ્રભુ જે ભક્તે તે અર્પણ કરી હોય તેને પોતાના કંઠની માળા પહેરાવી પછી પોતાનું શ્રી મસ્તક નમાવી એ ભક્તની માળા કંઠમાં ધારણ કરતા. કોઈ બજારમાં દોડી સુંદર રેશમી વસ્ત્ર લઈ આવતું અને શ્રી નિમાઈપ્રભુને અર્પણ કરી કહેતા "કૃપા કરી આ વસ્ત્ર પહેરો." પ્રભુ એ વસ્ત્ર ધારણ કરતા અને પ્રસાદીનું વસ્ત્ર ભક્તને આપતા. ભક્ત એ પ્રસાદીવસ્ત્ર લઈ મસ્તકપર બાંધી આનંદમાં નૃત્ય કરતા. આ પ્રમાણે ભક્તો પ્રભુને જેવી ભેટ અર્પણ કરતા તેવોજ પ્રસાદ પણ પ્રાપ્ત કરતા; જ્યારે બીજી ભેટ આવતી ત્યારે પ્રભુ પૂર્વની ભેટ ભક્તોને આપી દેતા. શ્રી ભગવાન કોઈના ઋણી રહેતા ન હતા.

પ્રભુને વિવિધ પદાર્થો અર્પણ.

સર્વશક્તિમાન ઈશ્વરને તેઓ શા સારુ વસ્તુઓ અર્પણ કરતા હતા? પ્રભુ તેમની સમક્ષ મનુષ્યરૂપે પ્રકટ થયા હતા, વળી મનુષ્યરૂપે પ્રભુની સેવા કરવાની તેમને અતિશય તૃષ્ણા હતી. તેઓ સર્વ મનુષ્યો હતા તેથી તેઓ માત્ર મનુષ્યોથી થઈ શકે એવીજ સેવા કરી શકતા. આમ હોવાથી તેઓ તેમને ભોજન સારુ નૈવેદ્ય અર્પણ કરતા. સ્વાદિષ્ટ વસ્તુઓ લાવી પ્રભુ આગળ મૂકતા અને તેમાંથી લેવાને વિનંતિ કરતા. કેટલાક ફલ, મિઠાઈ અને એવી ઘણી વસ્તુઓ ખરીદવાને બજારમાં દોડતા. તે ઋતુમાં મળી શકે એવાં કેરી, ચીભડાં, અને સોનેરી કેળાં ઇત્યાદિ ફળો પ્રભુની સન્મુખ ધરાવતા. દૂધ, દહીં, ઘી વગેરે ભિન્ન ભિન્ન વસ્તુઓ પણ અર્પણ કરતા. ત્યાં સુખડી, પૂરી વગેરે પણ લાવતા. ટૂંકમાં તે સમયે નગરમાં મળતી પ્રત્યેક વસ્તુ ભેટ આવી હતી.

માત્ર પ્રભુજ પ્રભુના વેશમાં રહી શકે.

પ્રભુનો વેશ ધારણ કરવો કાંઈ રમત નથી. દેરાસરના જેવા તેજનો લેપ કરી વિષ્ણુના સિંહાસન ઉપર બેસવાથી મનુષ્યનો ઈશ્વર બને નહિ. બીજા માણસો ઉપર મોહિની નાખી અમુક સમય સુધી તેને નજરબંધીમાં રાખવાનું કદાચિત મનુષ્યથી થઈ શકે, પરંતુ ત્યાર પછી સેંકડો માણસ પાસેથી ગમે એટલા સમય સુધી સર્વજ્ઞ અને સર્વશક્તિમાન ઈશ્વરને યોગ્ય એવી પ્રતિષ્ઠા મેળવવાનું પરાક્રમ કરવું એ તો મનુષ્ય માટે તદ્દન અસંભવિત છે. "હજારો મનુષ્યોની" ક્ષુધા તૃપ્ત થાય એટલું નૈવેદ્ય લોકોએ પ્રભુની સન્મુખ મોકલ્યું હતું અને તેમાંથી ખાવાને તે સર્વે પ્રભુને આગ્રહ કરતા હતા.

સ્મિત કરી પ્રભુએ તેનો સ્વીકાર કર્યો. એક ભક્તપર કૃપા કરવાનું જ્યારે તે સ્વીકારે ત્યારે બીજા ઉપર પણ કૃપા કરવાને તે બંધાયલા હતા, કેમકે તે સર્વના પિતા છે, અને એકનું નૈવેદ્ય જમી અન્યની ના પાડવાનું તેમનાથી બન્યું કદાપિ નહિ.

પ્રભુપ્રકાશ જોઇને, મોહ પામે નરનાર;
બહુ ભક્ત ત્યાં આવતા, પાંચ, સાત, દશવાર. ( ચૈતન્યભાગવત. )

प्रत्येके पोतानुं नैवेद्य आरोगवा प्रार्थना करी.

પ્રત્યેક ભક્ત પોતે જે આણેલું હતું તે સર્વ આરોગવા પ્રભુને આગ્રહ કરતો અને તે ન સ્વીકારવાની તે તોછડાઇ કરી શકતા નહિ. ધાર્મિક પુરુષો અનાદિ કાળથી એમ કહેતા આવ્યા છે કે પ્રભુના ભક્તો જે અર્પણ કરે તેની પ્રભુ ના પાડતા નથી. આમ હોવાથી અર્પણ કરેલી પ્રત્યેક વસ્તુ આરોગી જવાની તેમને જરૂર પડી.

ભોજન હજારો ખિર દધિ ઘી દુગ્ધ મોહુરસથી ભર્યાં;
ફલ મૂળ કદલી કન્દ સર્વે પાત્ર ઘણાં તેનાં ધર્યાં,
પકવાન વળી મિષ્ટાન સર્વે ચાલનો ઢગ છે સાજ ભર્યાં,
લઇ ખદિર કર્પુર ને તમાલ બીડી સંપુટ વાળી આપી ત્યાં.
શ્રી ગૌરચન્દ્ર પ્રકાશ અદ્ભુત, શક્તિ એણે આપૂરિ.
કોઇ જાણી શકે નહિ કઇ વિધિ પ્રભુ સકલ વસ્તુ ખાધીરે. (ચૈતન્ય ભાગવત. )

सर्वनुं नैवेद्य प्रभु आरोगी गया.

પ્રત્યેક ભક્ત ઉપર ઉપકાર કરવાનું તેમણે સ્વીકાર્યું અને તેથી કરીને તેમને ધરવામાં આવેલી પ્રત્યેક વસ્તુનો તેમણે સ્વીકાર કર્યો, જે આવ્યું હતું તે સર્વ તેમણે આરોગ્યું. આ એક મહાન ચમત્કાર પ્રભુને કરવો પડ્યો, તેનું કારણ એ હતું કે તેમને ધરાવેલા નૈવેદ્યની ના પાડવાનું તેમનાથી બહાનું કદાચ એમ ન હતું. ચૈતન્ય ભાગવતમાં જણાવેલું છે કે "હજારો મનુષ્યોને તૃપ્ત કરવા પૂરતો ખોરાક થોડીવારમાં પ્રભુ આરોગી ગયા હતા."

सर्वशक्तिमत्त्व अने सर्वज्ञत्व चमत्कारोथी सिद्ध थई शके !

શ્રી ગૌરાંગના અનુયાયીઓ આ ચમત્કારોને બહુ મહત્વ આપતા નથી. સાધારણ રીતે હિંદુઓનો મત એવો છે કે ચમત્કાર કરવો એમાં બિલકુલ મોટું પરાક્રમ નથી. એતો ગુપ્ત વિદ્યાનો કોઇપણ અભ્યાસી કરી શકે છે. વળી કેટલાક માણસો એવા હોય છે કે સ્વાભાવિક રીતેજ તેઓમાં ગુપ્ત શક્તિ હોય છે. જો શ્રી ગૌરાંગ પ્રભુએ પોતાનો હેતુ પૂર્ણ કરવા સારુ ચમત્કારો ઉપર આધાર રાખ્યો હોત તો તે પોતાને સર્વશક્તિમાન ઇશ્વર તરીકે સ્વીકારવામાં આવત નહિ. કોઇ હેતુ સિદ્ધ કરવા ચમત્કારની જ્યાં જરૂર હતી, ત્યાં તેમણે ચમત્કાર કર્યાં હતા: સર્વ શક્તિમાન પરમાત્મા તરીકે તેમણે દર્શન આપ્યું ત્યારે તેમની પાસે સર્વ શક્તિઓ હતી, એટલુંજ નહિ પણ સર્વજ્ઞાન પણ હતું. તેમના ચમત્કારો તેમની સર્વશક્તિઓ અને સર્વજ્ઞતા દેખાડવામાં થોડાજ ખપ લાગ્યા હતા. દૈવયોગે બહારનાં મનુષ્યો જ્યારે તેમના ચમત્કારો જોતા ત્યારે તેઓ મનમાં નજરબંધીના જ્ઞાનનું આ-

રોપણ કરતા. આરંભમાં તેમના કેટલાક ભક્તો પણ એમજ માનતા હતા. *

મનુષ્યો સ્વાભાવિક રીતેજ અવિશ્વાસી છે. જેઓ સહેલથી માને છે, તેઓ બિલકુલ માનતા નથી. તેમને પોતાના મનનું પૃથક્કરણ કરી શકવાની સ્પષ્ટ દૃષ્ટિ હોતી નથી. જ્યારે

**મનુષ્યનાં મન શ્રદ્ધા અને અશ્રદ્ધા.**

તેઓ પોતાનામાં શ્રદ્ધા છે એમ પ્રસિદ્ધ કરે છે ત્યારે તેઓ પોતાના મનને જાણતા હોતા નથી. મનુષ્યો કહે છે કે અમે માનીએ છીએ, પરંતુ જ્યારે કસોટી કહાડવામાં આવે છે ત્યારે તેમને ખબર પડે છે કે આપણે બિલકુલજ માનતા નથી. કોઈ કહે છે કે હું પરલોકને માનું છું, તો મત્યુના પંજાથી તે શા સારૂ ડરે છે! કોઇ કહે છે કે હું ખ્રીસ્તને માનું છું, ત્યારે તું માનવબંધુ સાથે શા સારૂ વઢે છે! તેઓ પોતાને ઠગે છે. તેવીજ રીતે ખ્રિસ્તપરની આસ્થા તેના જાતિબંધુઓ પ્રતિના વ્યવહારથી ઓળખાય. કોઇ મનુષ્ય ચમત્કાર જૂએ તેથી તેની ખાત્રી થતી નથી પણ તેથી તો તે ગોટાળામાં પડે છે. તેના હૃદયમાં શંકા સ્ફુરે છે કે મેં જે જોયું છે તે ચમત્કારજ છે કે નહિ! તેટલા માટે જ ચમત્કારો વડે સર્વશક્તિમાન્ પરમાત્માપ્રતિ પૂજ્યભાવ ધરાવવો એ કેવળજ અસંભવિત છે. શ્રી ગૌરાંગની દિવ્યતાનો આધાર ચમત્કારો કરતાં અન્ય વિચારોપર રહેલો છે. સત્ય શ્રદ્ધા ધણીજ ધીમેથી થાય છે. શ્રી ગૌરાંગને જેમણે રાત્રિએ સર્વશક્તિમાન્ પરમાત્મા તરીકે સ્વીકાર્યો હોય તેઓ પ્રાતઃકાળે તેમાં શંકા કરતા. શ્રી અદ્વૈતાચાર્યનું વર્તન જણાવે છે કે પ્રભુના ભક્તોનાં મન ઉપર શ્રદ્ધા અને અશ્રદ્ધાની કેવી વારા ફરતી અસર થતી હતી!!

**ભક્તોની આશ્ચર્યચકીત સ્થિતિ.**

શ્રી ગૌરાંગ પ્રભુ બધું નૈવદ્ય આરોગી ગયા પછી પ્રથમના થોડાક કલાક તદન ગરબડાટમાં પસાર થયા. ઉપરના બનાવથી સર્વ ભક્તો આશ્ચર્યચકીત થઇ ગયા હતા, પછી પોતાની સ્થિતિ કેવી થઇ છે તે તેમને સમજાવા લાગ્યું. ભૌતિક જગત્ તેમનાં નેત્રો આગળથી લગભગ અદૃશ્ય થઇ ગયું. તેમના નેત્રો પ્રભુ ગૌરાંગ ઉપર ચોંટી રહ્યાં હતાં તે સિંહાસન પર બેઠેલા હતા. તે શ્રી નિમાઇ પ્રભુજ હતા, પણ તેમનું શરીર વિસ્તૃતતું, પીળાશ પડતા શ્વેત તેજનું બનેલું જણાતું હતું. એ તેજ જોકે મધ્યાહ્નના સૂર્યનાં કિરણ કરતાં વિશેષ તેજસ્વી હતું છતાં જરા પણ આંખને ઇજા કરતું ન હતું. તે ભક્તોને એવા તો શાન્ત કરતું અને આનંદ આપતું કે તે સર્વ આનંદમસ્ત બની જોયાં જ કરતા. પ્રભુના પોતાનાજ શરીરમાંથી તેજ નિકળતું હતું એટલુંજ નહિ; પણ ત્યાં આગળના પ્રત્યેક મનુષ્યમાંથી તે પ્રકાશનાં કિરણ નિકળતાં હતાં. ત્યાંના બધા પદાર્થો, બાજઠો, ખુરસીઓ, વસ્ત્રો

* તે વખતે આર્યાવર્તમાં અત્યન્ત માન પામેલા પ્રકાશાનંદની વાત ઉપર જણાવી છે. તે અને સાર્વભૌમ, બન્ને તે સમયે આર્યાવર્તમાં સૌથી અગ્રણી પુરૂષો હતા, તેથી તે પરસ્પર સારી રીતે ઓળખતા હતા. સાર્વભૌમ જ્યારે શ્રી ગૌરાંગના મતમાં આવ્યા, ત્યારે પ્રકાશાનંદ આશ્ચર્ય પામ્યા હતા તેણે પ્રભુમાં જે ગુપ્ત શક્તિ હતી તેને આ ચમત્કારનું આરોપણ કર્યું. જ્યાં સુધી તેમણે શ્રી ગૌરાંગ પ્રભુને જોયા ન હતા ત્યાં સુધી તે તેમના સંબંધમાં ઘણો હલકો અભિપ્રાય ધરાવતા હતા.

વગેરેમાંથી તેજ વહેતું હતું. વસ્તુતઃ પ્રત્યેક વસ્તુને ભેદનારી હવા સુદ્ધાંને તેજનું આવરણ થયેલું હતું, તેથી તે સર્વત્ર વ્યાપેલું લાગતું હતું. *

ભક્તો પ્રભુપતિ જોઈ રહ્યા હતા. પ્રભુ શાન્ત બેઠેલા હતા અને પ્રત્યેક જનપ્રતિ એક સમયે જોતા હોય એમ જણાતું હતું. તેથી પ્રત્યેકને લાગતું કે પ્રભુ મારા સામુંજ જુએ છે. એમની દૃષ્ટિ અકથ્ય પ્રેમ દર્શાવતી હતી. તેમની, સામે બેઠેલા પુરુષ અતિશય સાધુ, દુષ્ટતાની અસરથી પર, નિષ્કપટી અને કેવળ શુદ્ધ હતા. એમને કોઈ દુઃખ કે શોક હતો પણ એથી ઉલટું તે સુખસાગરમાં તરતા હતા.

ઈશ્વરના ભક્તોએ આનંદના અણુનો સ્વાદ ચાખ્યા પછી તેને (ઈશ્વરને) સદાનંદ કહ્યો છે.

ઈશ્વરનો આનંદ.

આ એવા શબ્દો છે કે જેની મનમાં કોઈ નિશ્ચિત કલ્પના આવતી નથી. પણ આ ભક્તોએ તો આનંદ શું છે, તે અનુભવથી જાણ્યું. કવિ કર્ણપુર પોતાના ચૈતન્યચંદ્રોદયમાં કહે છે:- પ્રભુ શાન્તિ રાખી બેઠા હતા. તેમનામાં જાણે પરમાનંદ શાન્તપણે નિવાસ કરી ન રહ્યો હોય!! જેમ વિશાલ મહાસાગરમાં એક પછી એક લહરીઓ અવિરત ક્રમમાં ચાલી આવે છે તેમ અવિરત આનંદપ્રવાહ પ્રભુ ઉપર અસર કરતો જણાયો. ભક્તોને જણાયું કે તેમનો આનંદ તો મહાસાગર જેવો અપાર હતો.

મનુષ્યો હમેશાં સુખનેx શોધતાં ફરે છે. તેઓ દુઃખી, બેચેન, અને અસંતોષી છે.

મનુષ્યોનાં ચિત્ત અસ્વસ્થ કેમ છે !

કુમારિકા ધારે છે કે અનુકૂળ પુરુષ સાથે લગ્ન થવાથી મારું મન શાન્ત થશે. નિર્ધન મનુષ્ય ધારે છે કે ધનથી મારો આત્મા સુખી થશે, નિરંકુશ મનુષ્ય માને છે કે સ્વતંત્ર સત્તાથી હું નિર્ભય અને સુખી થઈ શકીશ, પણ ભક્તોને જ્યારે પ્રભુનો સમાગમ થયો ત્યારે તેમના જાણવામાં આવ્યું કે મનુષ્યમાં જે અશાન્તિ-બેચેની દેખાય છે તે પદાર્થોની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિને લીધે છે એ વાતો ખોટી છે. તેનું કારણ તો પ્રભુના સમાગમનો અભાવ છે તે છે. જ્યારે તેમને પ્રભુ મળ્યા ત્યારે લાગ્યું કે આપણને આપણો ખજાનો મળ્યો છે. તે અપ્રાપ્ય હોવાથી આપણે કંઈક અજ્ઞાત વસ્તુની શોધ પાછળ વગર સમજે ફર્યા કરતા હતા. પ્રભુમાં અને તેમણે સર્વસ્વ પ્રાપ્તિનું સર્વોત્તમ સુખ અનુભવ્યું.

---

* એ પ્રકાશ પ્રભુ તે જગ્યાએથી બીજે જતા તોપણ ત્યાં રહેતું. કોઈ કોઈ વાર તો દિવસોના દિવસો સુધી ત્યાં જણાતું.

× મનુષ્યો ધન, સત્તા, પોતાના અતિજનુંઓ તરફનાં વખાણ, સ્નેહ, ઇત્યાદિમાં સુખ પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે, પણ તેમને ખરું સુખ કદી મળતું નથી. તેઓ જ્યાં ત્યાં તેની શોધ કર્યા કરે છે, કારણકે પોતાની અસ્વસ્થતાનું કારણ તેમના જાણવામાં હોતું નથી. તેમના આત્માઓ, તેમને ખબર નહિ છતાં, જે કારણમાંથી તે પોતે છૂટા પડેલા છે તે તરફ આકર્ષાવા પ્રયત્ન કરે છે, અને પ્રત્યેક મનુષ્યને અસ્વસ્થ થવાનું કારણ આજ છે. ઈશ્વર વિનાનો જીવાત્મા પ્રીતિપાત્રી પણ વિયોગ પામેલી પત્નીના જેવી સ્થિતિમાં છે.

પ્રભુ કેવા મનોહર મિત્ર છે ! તેમના સૌન્દર્યથી ભક્તોનાં નેત્રોમાં અશ્રુ આવ્યાં. તેમના શરીરમાંથી નિકળતા સુવાસે તેમની ઘ્રાણેંદ્રિયના જ્ઞાનતંતુઓ મત્ત બની ગયા. પગથી શિખાપર્યન્ત તેમની સુન્દર કાન્તિમાંથી જે લાવણ્ય, પ્રૌઢતા, શુદ્ધિ, સાધુતા, પરોપકાર વૃત્તિ અને પ્રેમ પ્રકાશતાં હતાં તે મનુષ્યોનાં હૃદયને આકર્ષવા લાગ્યાં.

प्रभुए भक्तोना सर्वस्वनुं आकर्षण करवा मांड्युं.

પરમાત્માનો અપાર પ્રેમ અને તેનાં સુખ સહન થવાં કઠિણ છે. ભક્તોને આ પ્રેમ અને સુખ નિસ્સીમ પ્રાપ્ત થતો હતો. પ્રભુની બોલવાની શૈલી જાણે આજ્ઞા આપતા હોય એવી હતી અને આખા વિશ્વમાં તેમની સત્તાની સામે કોઇ થાય એમ નહતું. એ વાતની તેમને ખાત્રી હોય એવું જણાતું હતું. તેમ છતાં તેમનો સ્વર સંગીતથી પણ મધુર લાગતો હતો, અને તેમના ભાવો વિચારશીલ, વિવેકી, ઉદાર અને વત્સલ હતા. તેમની દૃષ્ટિએ ભૂલ પડતી ન હતી. તેઓ પોતાની પાસેના પ્રત્યેક જન, પોતાના જેવાજ નિષ્કપટી, સાધુ, અને સ્વાર્થવિનાના સ્નેહવાળા જાણતા હતા. તેમણે કહ્યું: “ શ્રીવાસ ! તમને સ્મરણ છે કે તમે દેવાનંદ પંડિતને ઘેર શ્રીમદ્ ભાગવત શ્રવણ કરવા ગયા હતા ત્યાં તમારા પ્રેમાનંદનો પ્રકાશ અને સાત્વિક ભાવોનો ઉદય જોઇ દેવાનંદના કઠોર શિષ્યોએ તમને ઘરની બહાર કહાડી મૂક્યા હતા ! પછી તે સંબંધની બધી હકીકત પ્રભુએ કહી. આ વાત શ્રીવાસ સિવાય અન્ય કોઇ પણ જાણતું ન હતું. આથી સર્વે જાણ્યું, આપણી આસપાસ શું બને છે તે પણ પ્રભુ જાણે છે. તેઓ બોલ્યા “ શ્રીવાસ ! જ્યારે મેં તમારાથી મારી તમને પ્રાણદાન આપ્યું હતું ત્યારે નારદ મુનિએ તમારા શરીરમાં પ્રવેશ કર્યો હતો. શ્રીવાસ ! તમે નારદ છો; શું તમે એ ભૂલી ગયા છો ! ” પ્રભુના મુખથી આ સાંભળતાં શ્રીવાસની ખાત્રી થઇ કે મારી સન્મુખ બેઠેલા આ પુરુષ મારા હૃદયનાં સર્વ ગુહ્ય જાણે છે. તે પરમાનંદમાં મગ્ન બની સ્તુતિ કરવા લાગ્યા.

श्री गौराङ्ग प्रभुनी सर्वज्ञता.

પછી પ્રભુએ શ્રીઅદ્વૈતાચાર્યને કહ્યું, “ કહો આચાર્ય ! યાદ છે કે ગીતાનો જે શ્લોક નહિ સમજવાથી તમે દુઃખ માની ઉપવાસ કરતા હતા અને ત્યારે મેં સ્વપ્નમાં દર્શન આપી તમને કહ્યું હતું કે ચિંતા ન કરો. તેજ શ્લોકનો પાઠ હું તમને આજે બતાવું છું. સાંભળો, એનો તે પાઠ “ सर्वतः पाणिपादान्त ” એવો હતો. હવે તમે જાણશો કે એ પાઠ આ પ્રમાણે છેઃ—

सर्वतः पाणिपादान्त सर्वतोऽक्षि शिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥

એવીજ રીતે તેમના જીવનના કેટલાક ગત બનાવો કહ્યા. શ્રીઅદ્વૈતાચાર્યની ખાત્રી થઇ કે સિંહાસનપર બિરાજેલા આ પુરુષ મારા સંબંધી સર્વ જાણે છે. પછી પ્રભુએ કૃપા કરી જુદા જુદા માણસ સાથે વાત કરી.

भक्तोंनो आनंद तेमनां शरीरमांथी वहेतो प्रकाश.

આખો દિવસ આનંદમાં વહી ગયો અને સન્ધ્યાકાળ થયો, તે સમયે ભક્તલોકો સૌ આમટા આનંદમાં ઉન્મત્ત બની ગયા. રાત્રે દીવા પ્રકટાવ્યા હતા, પણ શ્રી ભગવાનના અંગના પ્રકાશ આગળ તે સર્વ ઝાંખા પડી ગયેલા લાગ્યા ! શ્રીમદ્અંગનો જે શીતલ પ્રકાશ દિવસે સૂર્યના તેજથી કોમલ લાગતો હતો તે રાત્રિએ અધિક ઝળઝળાટ આપવા લાગ્યો. શ્રી નિત્યાનંદ પ્રભુના હાથમાં છત્ર હતું. તેમના અંગમાંથી તેમજ બીજા ભક્તોના અંગમાંથી નાના પ્રકારનું તેજ પ્રસરી રહ્યું હતું. આ પ્રમાણે ઘરમાં જે જે વસ્તુ હતી તે સર્વમાંથી નાના પ્રકારના પ્રકાશ દેખાઈ રહ્યા હતા. સર્વ ભક્ત સન્ધ્યા સમયની આરતિ કરવાને તૈયાર થવા લાગ્યા. ધૂપદીપ સળગાવી આરતિની તૈયારી થાય છે એવામાં શ્રીવાસના હૃદયમાં એક ભાવ ઉદય પામ્યો. તે વિચારવા લાગ્યા કે પ્રભુની માતા શચીદેવી આવીને આરતિ ઉતારે તો ઘણું સારૂં થાય; તેથી તે શ્રી અદ્વૈતાચાર્યને કહેવા લાગ્યા, " ગોસાંઇજી શચીદેવી અમારા ઉપર ઘણો ગુસ્સો રાખે છે. તેમના મનમાં એવો વિશ્વાસ છે કે મારા પુત્ર ઘણા ભલા માણસ છે, ભોળા છે, પણ અમે સૌએ મળી તેમને ભરમાવી નચાવીને ગાંડા કરી મૂક્યા છે. આજે આ વખતે તેમને અહીં લાવી બતાવવું જોઈએ કે એમના પુત્ર કેવા ભોળા છે અને કેવા ભલા માણસ છે.

જો શચીમાતા આવીને જૂએ તો એમની પુત્રબુદ્ધિ પણ રહેવાની નથી અને અમારા ઉપરનો કોપ પણ રહેવાનો નથી."

શ્રી અદ્વૈતપ્રભુએ કહ્યું, " શ્રીવાસ ! તમે ઘણો ઉત્તમ વિચાર કર્યો. એમને શીઘ્ર બોલાવી લાવો." પછી શ્રીવાસ શચીમાતાને બોલાવી લાવ્યા અને જે ઘરમાં પ્રભુ બિરાજમાન થયેલા હતા ત્યાં લઇ જઇ બોલ્યા, " માજી ! જૂઓ, તમારા પુત્ર !!"

श्री निमाई शचीना पुत्र के जगतना भगवान !

શચીદેવી જૂએ છે કે મારા નિમાઈ બેઠા છે, આ નિમાઈ મારા પુત્ર નથી, એતો સ્વયં શ્રી ભગવાન છે. આ જોઈ શચીદેવી વધારે ગભરામણમાં પડ્યાં; એમને જ્યારે સમજાયું કે નિમાઈ મારા પુત્ર નથી, એતો ભગવાન પોતે છે, ત્યારે એમને ચારે દિશા અન્ધકાર દેખાવા લાગી. એમણે પોતાના પુત્રનું ઘણા દિવસ લાલનપાલન કરેલું હતું. એમના વગર શચી માતાને બીજું કાંઇ ન હતું. પુત્ર રૂપ અને ગુણમાં અતુલ્ય હતા. શચીમાતાએ પ્રાણ મન સર્વ પુત્રનેજ અર્પણ કરેલાં હતાં. હવે જૂએ છે તો પ્રિય વસ્તુ (શ્રી નિમાઇ) એમનું એકલાનુંજ ધન નહતું, પણ ત્રિજગતનાં જીવોજ એમનાપર પોતાનો દાવો કરતાં હતાં. સર્વને એ બહુ પ્રિય લાગે છે. શચી એકલાંજ એમના પુત્રના કુટુમ્બમાં ન હતાં, ત્રિજગતના સર્વ જીવ એમના કુટુંબમાં છે. શચી માતાને લાગ્યું કે ઘણા દિવસનું મારા હૃદયનું ધન ચાલ્યું જાય છે. બીજું કે સ્વયંશ્રી ભગવાનને પુત્ર માની લાફટ ઝાપટ-મારેલી એ પણ પોતે મોટો અપરાધ કર્યો હતો.

प्रभु अने भक्तोनो वार्तालाप.

શ્રીવાસ પંડિતે કહ્યું. "ભગવાન્ ! આ જગજ્જનની ! આપનું દર્શન કરી નાના પ્રકારના હૃદયના આવેગથી સ્તબ્ધ બની ગયાં છે ! આપે કૃપા કરી એમના વડે જન્મગ્રહણ કર્યો છે, તેથી એમને બોલાવી એમની સાથે સંભાષણ કરો."

ત્યારે પ્રભુએ વિરાગવાળું હાસ્ય બતાવી માતા માટે કહ્યું, "એ મારો પ્રસાદ પ્રાપ્ત કરવાને યોગ્ય નથી, કેમકે તમે સીતાએ મને ગદ્ધિ બનાવી મૂક્યો છે. એવું કહી તમારાં સરખાં ભક્તોનો એમણે અવિશ્વાસ કર્યો છે. જે મારા ભક્તો ઉપર અશ્રદ્ધા રાખે છે તેમના પેટે જન્મ લેવા છતાં પણ તેમનાપર હું કૃપા કરી શકતો નથી."

આ સાંભળી અદ્વૈતાચાર્ય કહેવા લાગ્યા, "પ્રભો ! તમારો શું એવોજ વિચાર છે ? જગજ્જનની આપના વાત્સલ્ય પ્રેમમાં અન્ધ બની અમારા ઉપર અભાવ રાખતાં હતાં. એ શું એમનો અપરાધ થયો છે ?"

આ તરફ શ્રીવાસે શચીદેવીનાં કર્ણમાં કહ્યું, "જનની, શ્રી ભગવાનને પ્રણામ

मातानुं नमन.

કરો, આ સમયે એમની કૃપા પ્રાપ્ત કરો." શચી કંઈક ગભરાતાં કરવા લાગ્યાં. ત્યારે શ્રીવાસ જરા અધીરા થઈ બોલ્યા "વિલંબ કેમ કરો છો ? એ તમારા પુત્ર નથી એ શું તમે જોતાં નથી ? તમો ઝિમ પ્રણામ કરો." ત્યારે એ વૃદ્ધ શચીદેવીએ વસ્ત્ર ગળામાં નાખી અપરાધી જેવાં બની આજ સુધી જેને પોતાના પુત્ર માનતાં હતાં તે શ્રી નિમાઈ પ્રભુના ચરણતળમાં જઈ સાષ્ટાંગ પ્રણામ કર્યો.

શ્રી નિમાઈ પ્રભુએ પ્રસન્ન થઈ હસતાં હસતાં શ્રી શચીદેવીના મસ્તક ઉપર શ્રી ચરણ મૂકી કહ્યું. * "તમારો વૈષ્ણવ પ્રતિ કરેલો અપરાધ ક્ષય પામો !" ચૈતન્ય

इत्युक्ते सति सहसा महाशयोऽस्याः
मूर्ध्नि श्रीयुत पद पङ्कजं सनाथः ।
आधाम प्रार्थितं कृप स्तथैव तस्यै
कारुण्यं परिकल्पयन्नु वाच हृष्टः ॥ (ચૈતન્ય ચરિત)

शાંति

श्री ભગવાનનું આ આશ્વાસનવાળું વાક્ય સાંભળી શચીદેવી ઉભાં થઈ ગયાં.

माताने आनंदकंप अनुभवायो.

પ્રભુના પવિત્ર ચરણના સંસર્ગમાં આનંદ કંપ વ્યાપી રહ્યો અને તે પોતાનો આનંદ નૃત્ય કરીને દર્શાવવા લાગ્યાં. પ્રેક્ષકો અને અજાણ્યા મનુષ્યોની સન્મુખ એક ડિંડુ અગલા અને તે વળી વયોવૃદ્ધ માતા નૃત્ય કરે તે ઠીક ન લાગવાથી શ્રીવાસે તેમને અટકાવ્યાં.

* કોઈ વડિલના ઉપર નાના માણસે પોતાનો પગ મૂકવો એ મહા અપરાધનું કાર્ય છે. પુત્રે પોતાની માતાના શિર ઉપર પગ મૂકવો એ આર્યદૃષ્ટિ પ્રમાણે મોટામાં મોટો અધર્મ છે. પરંતુ જે પુત્રે આ કાર્ય કર્યું તે શચીના પુત્ર ન હતા, પણ તેના અને સર્વના પિતા હતા.

પ્રભુએ શ્રીધરને બોલાવ્યો.

જન્માષ્ટમીની રાત પછી પ્રભુની ઇચ્છાનુસાર ભક્ત લોકોએ શચીમાતાને ઘેર મોકલી દીધાં. પછી પ્રભુએ કહ્યું, "શ્રીધરને લઈ આવો." ભક્તોએ પૂછ્યું, "શ્રીધર કોણ છે?" પ્રભુએ કહ્યું, "જે મને કેળનાં પાન વેચીને આપતો હતો તે." એ સાંભળતાંજ કેટલાક ભક્તો ત્યાં જવા દોડ્યા. રાત્રિના સમયે શ્રીધર બેઠો બેઠો ઉચ્ચસ્વરથી હરિનામ સંકીર્તન કરતો હતો એટલામાં કેટલાક માણસોએ આવી એને કહ્યું, "શચીના ઘેર સ્વયં શ્રીકૃષ્ણે જન્મ લીધો છે, તે આજ પ્રકાશ સ્વરૂપે બિરાજેલા છે; તેમણે તમને બોલાવવાને માટે મોકલ્યા." શ્રીધર અતિ દરિદ્રી હતો. નવદ્વીપ એ પંડિત શાસ્ત્રીઓનું સ્થાન હતું; એવા સ્થાનમાં તે કંઈ ગણતરીમાં ન હતો. તેથી શ્રીકૃષ્ણ બોલાવે છે એ સાંભળતાંજ તેને આનંદ મૂર્છા આવી ગઈ.

મૂર્છામાં શ્રીધર.

ભક્ત લોકોએ જોયું કે શ્રીધર મૂર્છા પામ્યો છે, અને એ આવી શકે એમ નથી તેથી તેને તેવીજ અવસ્થામાં ઉપાડીને તેઓ લઈ ચાલ્યા. નદિયાના લોક તે જોઈ ઘણી મશ્કરી કરવા લાગ્યા; પણ જે ભક્તો તેને ઉપાડીને જતા હતા તેમને એની અસર થતી ન હતી. તેઓ સર્વ પરમાનંદમાં હતા. તેમને એ સમયે નિમેષમાત્ર પણ બહારની અપેક્ષા ન હતી. પ્રભુની સન્મુખ આવતાં શ્રીધર જાગૃત થયો. તેણે જોયું કે પોતાને પીડનાર શ્રી નિમાઈપ્રભુજ સિંહાસનપર બેઠેલા છે; પણ કે તેમણે પોતાનું શ્રીકૃષ્ણમાં રૂપાંતર કરેલું છે. આ જોઈ તે ભ્રમિત જેવો બની ગયો.

શ્રીધર સાથે સંભાષણ.

શ્રીધરને જોઈ પ્રભુ બોલ્યા, "શ્રીધર! બેસો. તમારા ઉપર મારો ઘણો સ્નેહ છે. એમ ન હોત તો તમારી ચીજ હું છીનવી શા માટે લેતો હતો! હવે મારું દર્શન કરો." શ્રી નિમાઈ શ્યામસુન્દર રૂપ રસમય મૂર્તિ બની ગયા હતા અને કોટિકોટિ દેવદેવીઓ તેમની સ્તુતિ કરી રહ્યાં હતાં. આ જોઈ શ્રીધરને આનંદસમાધિ થવા લાગી, ત્યારે પ્રભુ તેની સાથે વાતચિત કરવા લાગ્યા. તેમણે કહ્યું, "શ્રીધર! તમે ઘણા દિવસ દુઃખ વેઠ્યું છે. બોલો હવે તમને શું દુઃખ રહ્યું!" શ્રીધર હાથ જોડી બોલ્યા, "પ્રભો! તમારો દોષ નથી, હું મૂર્ખ છું, હું મારા દોષથી આપના છલમાં રહ્યો. આપે તો વારંવાર આપનું સમાગમસુખ આપ્યું હતું. આપે મને કહ્યું કે, "તું જે ગંગાનું પૂજન કરે છે તેનો હું બાપ છું." ત્યારે પણ હું મૂઢમતિ આપને ઓળખી શક્યો નહિ. પ્રભુ બોલ્યા, તેં મને નહિ ઓળખ્યો તો શું થયું, હું તને બરોબર ઓળખું છું ને!"

શ્રીધરે કહ્યું, "મારાં કેળનાં પાંદડાં વેચવાં સફળ થયાં. કુબ્જાએ તુલસી ચંદન અર્પણ કરી આપનું ચરણ પ્રાપ્ત કર્યું હતું; મેં કેળનાં પાંદડાં આપી આપના પાદપદ્મનું દર્શન કર્યું."

આ સાંભળી શ્રી ભગવાન હસીને બોલ્યા. "શ્રીધર! આ તો તેં બરોબર કહ્યું નહિ.

કથા કરતા હતા એ મુકુન્દ બારણે બેઠાબેઠા પડ્યો પડ્યો કેમ રોઈ રહ્યો હતો ? અંદર જઈ શકતો નહોતો, કેમકે પ્રભુએ એને બોલાવ્યો નહોતો; પ્રભુ બહારથી એકેક જણને બૂમ પાડી અંદર બોલાવી બોલાવી દર્શન આપતા હતા અને આજ્ઞા વિના કોઈ અંદર જઈ શકતું નહતું. એ દુઃખથી તે બહાર પડ્યો પડ્યો રુદન કરતો હતો. સર્વેને લાગ્યું કે પ્રભુ આપણી સૌની પેઠે મુકુન્દને એમ કરતા હતા પણ કોઈ સાહસ કરીને પ્રભુને કંઈ કહી શકતું નહતું. શ્રીવાસે સાહસ કર્યું ને પ્રભુને કહ્યું, " પ્રભો ! તમારો મુકુન્દ બહાર પડ્યો પડ્યો રુવે છે, તેને એકવાર અંદર બોલાવો અને તેના ઉપર કૃપાપ્રસાદ વરસાવો." શ્રી ભગવાને કહ્યું, " મારો મુકુન્દ છે એમ તમને કોણે કહ્યું છે ? "

શ્રીવાસે કહ્યું, " પ્રભો ! મુકુન્દ આપનો નહિ તો કોનો ? મુકુન્દ જેવો આપનો કોઈ માલુમ છે ? "

પ્રભુએ કહ્યું, " તમે જાણતા નથી તેથી એમ કહો છો. મુકુન્દ આપણી સન્મુખ ઘણો સારો છે. પણ જ્યારે પંડિતોના ટોળામાં જાય છે ત્યારે એ પરમ જ્ઞાની બની જાય છે અને ભક્તિધર્મની અવગણના કરે છે; અર્થાત્ એની મતિ ચંચળ છે; જે ટોળામાં પ્રવેશ કરે તે ટોળામાં તેમની વાતો કર્યા કરે છે. એવો મનુષ્ય મારું દર્શન કરી શકતો નથી. તમે સૌ કો એને સારુ મને આગ્રહ ન કરો." મુકુન્દ ઘણો સુન્દર ગાનાર હતો. સર્વ ભાવુકો તેમનાપર સ્નેહ રાખતા હતા, પણ પ્રભુની આવી કઠોર આજ્ઞા સાંભળી સર્વ મનમાં દુઃખી થયા, પણ કોઈ કંઈ ઉત્તર આપી શક્યું નહિ.

મુકુન્દે બહારથી આ સર્વ સાંભળ્યું; બહારથી બૂમ પાડી તે શ્રીવાસને કહેવા લાગ્યો, " પંડિતરાજ ! આપ સૌ મારે માટે પ્રભુને કંઈ કહેશો નહિ. મારો જેટલો મોટો અપરાધ છે તેના પ્રમાણમાં મને બહુ થોડી શિક્ષા થઈ છે. "

મુકુંદે પોતાની ભૂલો સ્વીકારી.

મુકુન્દ તરત શુદ્ધ આસ્તિક બોલ્યો હતો અને તેણે પોતાનો અપરાધ સ્વીકાર્યો તેમાં ઢોંગ જેવું કંઈ નહતું. ખરેખર તે સમયે તેના મનની સ્થિતિ ઘણીજ સારી હતી. પ્રભુની ટીકાથી તેને તે ભાન થયું હતું. તેને લાગ્યું કે પ્રભુનો મારાપર પ્રેમ છે, નહિતો તે મારા [illegible] માયાથી બોલત નહિ. તે મનમાં વિચારવા લાગ્યો કે "શિક્ષા થઈ એતો ઠીક થયું. પ્રભુ પોતાના પ્યારા જનોનેજ શિક્ષા કરે છે. પણ હવે આ દેહ રાખવો નથી; એ અપવિત્ર છે. ભક્તિ ન કરવાથી એ અપવિત્ર થઈ ગયો છે. માટે દેહનો તો પરિત્યાગ કરીશજ, પણ દેહ ત્યાગ કર્યા પૂર્વે એક વાત જાણી લેવી જોઈએ. " પછી શ્રીવાસને કહેવા લાગ્યો, " અરે પંડિતરાજ ! આપ મારે સારુ પ્રભુને કંઈ કહેશો નહિ; પણ આપ સર્વ જન વિનતિ કરી પ્રભુ પાસે એ જાણવા ઇચ્છા કરો કે હું કદી એમનું દર્શન પામીશ કે નહિ. " આ વાત સિંહાસન પર બેઠા બેઠા પ્રભુએ સાંભળી; સાંભળતાંજ તેમનાં નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં; પરંતુ મનનો ભાવ સંતાડી પ્રભુ કહેવા લાગ્યા, " મુકુન્દ, તમને દર્શન મળશે પણ એક કોટિ જન્મ પછી. "

આનો અર્થ એવો હતો કે પ્રભુનું દર્શન કરવાનો તે અધિકારી થાય તે માટેની

भक्तिनी निन्दा करनार क्यारे शुद्ध थई शके !

દુષ્કૃતિની ક્રિયા ક'રૂપું થવા મુકુન્દે એક કોટિ વખત જન્મ પામી પુનઃ જન્મ ગ્રહણ કરવો જોઈએ ! પ્રભુનું દર્શન કરવાની આશા મળે તે પૂર્વે જેટલો સમય રાહ જોવાનું તેને કહેવામાં આવ્યું તે મુકુન્દ જેવા દુઃખી પ્રાણીને તો વ્યવહારિક રીતે અનંતકાળ જેવુંજ જણાયું. મુકુન્દના સંબંધી ખ્યાલ આપીએ તો, આ સજાતમાં સખત થા હતો. પણ મુકુન્દે લેશમાત્ર એ અર્થમાં એ વાત લીધી નહિ. પોતાના પર પ્રહાર થતી શિક્ષા તેણે સાંભળી અને પૂર્ણ શાન્તિથી તે પોતાની સ્થિતિનું પૃથક્કરણ કરવા લાગ્યો. તે બોલ્યો, "હા, પ્રભુ મહારાજ સાચા છે, પરમ કૃપાળુ છે."

बीजा भक्तोए मुकुन्दनी दया खाधी.

બીજા ભક્તોએ મુકુન્દને કરવામાં આવેલી શિક્ષા સાંભળી અને તેમને તે એટલી તો વધારે લાગી કે તેમને કંઈ સૂઝ પડ્યું નહિ. મુકુન્દ તેમને પ્રિય હતો, તેમજ પ્રભુ પણ પ્રિય હતા. તેમના અંતઃકરણને લાગ્યું કે પ્રભુ કંઈક સખ્તાઈથી મુકુન્દ સાથે વર્તે છે, પણ એ કલ્પના ભયંકર નિંદક હતી, અને તેમાં મન ચલાવવાની તેમની હિંમત ચાલી નહિ; તોપણ દુઃખોથી મુકુન્દની તેમને દયા આવ્યા વિના રહી નહિ. તેથી જ્યારે સખ્ત શિક્ષા પછી તે પ્રભુની "દયા" સંબંધી બોલ્યો ત્યારે મુકુન્દ પ્રતિના તેમના વર્તનમાં દયા કયે રસ્તે હતી તે તેઓ જોઈ શક્યા નહિ.

मुकुन्दना अंतःकरणनुं समाधान.

એમ છતાં પ્રભુની દયા સંબંધી મુકુન્દ બોલ્યો, તે સમજના કરતાં પોતાની આખી જીંદગીમાં તે કદી પણ વધારે શુદ્ધ હૃદયનો નહતો. ખરેખર બીજા માણસોને એ શિક્ષા વજ્રપાત જેવી લાગી, પણ મુકુન્દને તો તે સર્વ સાધુતા અને દયાના મહાસાગરને યોગ્ય એવા વરદાન રૂપ જણાઈ. પ્રભુ અને ભક્તોની પાસે પોતે છે તે ભૂલી જઈ તે પોતાના મનમાં બબડવા લાગ્યો, "દર્શન તો મળવાનું ત્યારે હવે શી હરકત છે ! હું પ્રભુને પ્રાપ્ત કરવાનો જ. હમણાં નહિ તો કેટલાક કાળ પછી તો નક્કી ! કોટિ જન્મને કેટલા દિવસ લાગવાના ! પ્રભુને તો પ્રાપ્ત કરવાનોજ." આ નિશ્ચય થતાંજ "કોટિ જન્મ એક બે ઘડિકા માત્ર છે, નહિ તો શું !" આટલું બોલી હર્ષ ઉભરાતો મુકુન્દ આનંદમાં વિહ્વળ બની જઈ નૃત્ય કરવા લાગ્યો.

मुकुन्दे आनन्दथी नृत्य करवा मांड्युं.

ભક્તો આ દેખાવ સહન કરી શક્યા નહિ, તેઓ અશ્રુપાત કરવા લાગ્યા; મુકુન્દે તે જોયું, પણ તેનું કારણ સમજી શક્યો નહિ. ભક્તોને નિષ્કપટ ભાવથી તેણે કહ્યું, "મારા પરમ સુખની ઘડીએ તમે કેમ રૂદન કરો છો !" મુકુન્દને એટલું તો સુખ થયું હતું કે પોતાના મિત્રોના શોકનું કારણ તે સમજી શક્યો નહિ. તેને એવી આશા હતી કે મારા સદ્ભાગ્ય માટે મારા મિત્રો મને અભિનંદન આપશે, પણ તેમને શોકમાં ગરકાવ થઈ ગયેલા જોઈ તેને આશ્ચર્ય થયું.




## દિવસનું કીર્તન.

---

**अवतीर्णौ स्वकारुण्यौ परिच्छिन्नौ सदीश्वरौ ।**
**श्रीकृष्ण चैतन्यानित्यानन्दौ द्वौ भ्रातरौ भजे ॥**

" મુરારિ ગુપ્તનો શ્લોક. "

રાત્રિએ જેમ દિવસે પણ કીર્તન થાકતાં.

શ્રી નિમાઇ પ્રભુ આતુરતાથી પૂછે છે, " આહાહા ! આપણે દિવસનો ભાગ શા માટે ગુમાવીએ છીએ ! " જેમ રાત્રિએ કીર્તન કરીએ છીએ તેમ દિવસે પણ કીર્તન કરવાં જોઇએ આથી કોઇ વાર પ્રભુને ત્યાં તો કોઇવાર ભક્તોને ત્યાં કીર્તન થતાં ! કીર્તન શું છે તે કોઇ પણ બહારના મનુષ્યને જોવા દેવામાં આવતું નહિ; કીર્તન ઉપરાંત શ્રીકૃષ્ણ ભગવાન સંબંધી વાર્તાલાપ ચાલતો અને કોઇ કોઇવાર પ્રભુ પોતે સર્વશક્તિમાન્ ઇશ્વરના રૂપમાં, ચર્ચા કરતા. ટૂંકામાં પ્રભુ અને તેમના ભક્તો રાત્રિદિવસ શ્રીકૃષ્ણ ભગવાનની સેવા સિવાય અન્ય કાંઇ કરતા નહિ.

ઉતરતા વર્ગના લોકો-એ પ્રભુને સ્વીકાર્યા.

શ્રીકૃષ્ણ પરમાત્મા શચીના પુત્રરૂપે પૃથ્વિપર અવતર્યા છે એ સમાચાર ચારે દિશાએ ફેલાઇ રહ્યા. કેટલાકે તે ખરા માન્યા અને કેટલાકે નહિ. સાધારણ નિયમ પ્રમાણે ઉચ્ચ વર્ગના લોકો એટલે બ્રાહ્મણોએ તેમને સ્વીકારવા ના પાડી, અને ઉતરતા વર્ગના લોકોએ હોંશથી તેમનો સ્વીકાર કર્યો. તેમને નહિ માનવામાં બ્રાહ્મણોનો લાભ હતો. પ્રભુ પરોક્ષ રીતે ઉપદેશ આપતા કે પ્રભુનો દાસ હોય તે ઉચ્ચતમ મનુષ્ય છે, પછી પ્રભુનો દાસ ભલે ઉતરતા વર્ગનો હોય તોપણ સર્વશક્તિમાન્ પરમાત્માપ્રતિ જેને નિષ્કપટ પ્રેમભાવ નથી એવા બ્રાહ્મણ કરતાં તેની સ્થિતિ ઊંચી છે.

નવા ધર્મનો નાશ કરવા બ્રાહ્મણોનો પ્રયત્ન.

હવે આ ઉપદેશ આર્યાવર્તના બુદ્ધિમાન્ અને અભિમાની બ્રાહ્મણો, જેઓ અતિ પ્રાચીન સમયથી દેશમાં નિરંકુશ સત્તા ધારણ કરી રહ્યા હતા, તેમની બરોબર વિરુદ્ધમાં જ હતો. તેથી તેમણે આ નવો ધર્મ અને એના સ્થાપનારને દાબી દેવાનો પ્રયત્ન કર્યો. બીજી બાજુ ઉતરતા વર્ગના લોકો એકઠા થઇ તેમનો આશ્રય લેવાને પ્રભુ માં આવવા લાગ્યા. ભગવાન્ બ્રાહ્મણોએ ...

चपल गोपालने कोढ नीकळ्या.

ગયા લાગ્યા. ચપલ ગોપાલ નામનો એક વિદ્વાન, પણ ખૂબ ગોઠતો તેથી લોકો તેને ચપલ કહી બોલાવતા. તેણે નાસ્તિક શ્રીવાસનું અપમાન કર્યું. એ બનાવને ગણ્યા દિવસ થયા કે તેને કોઢ ફૂટી નીકળ્યા. આ બનાવથી નગરમાં ઘણી હોહા થઈ રહી. એમ છતાં ગોપાલ ગેરહાજર રહ્યો; પણ પાંચ વર્ષ પછી તે પ્રભુને શરણે આવ્યો. પ્રભુએ કહ્યું કે તેને અમારી કરો એવા માત્ર શ્રીવાસજી છે. તેણે પછી શ્રીવાસની ક્ષમા માગી અને સાજો થયો, પછી તે પોતાના સર્વ અનુયાયીઓ સહિત શ્રીગૌરાંગ પ્રભુના મતમાં આવ્યો. શ્રીવાસના ઘરમાં એક યવન દરજી કામ કર્યા કરતો હતો, તે એક દિવસ શ્રીગૌરાંગનું દર્શન કરી," જોયું જોયું, જોયું જોયું" કહી નાચવા લાગ્યો, અને સાત દિવસ સુધી ઉન્મત્ત પેઠે સમસ્ત નગરમાં ભટક્યો. અન્તે શાન્ત થઈ શ્રીગૌરાંગ પ્રભુનો પરમ ભક્ત બન્યો ને ઉદાસીન વ્રત ધારણ કર્યું. પ્રભુની પત્ની શ્રીવિષ્ણુપ્રિયાનો પિતામહ ગોપાલાચાર્ય નાસ્તિક હતો, તેને એક દિવસ શ્રીવાસને ઘેર પ્રભુનું દર્શન થવાથી એના અનુતાપી થવું પડ્યું. પાછળથી થોડા વખતમાંજ તે એક ઘણો પ્રતિષ્ઠિત ભક્ત થયો. તેનું કૃષ્ણમંગળ નામનું પુસ્તક અદ્યાપિ લાખો ભક્ત મનુષ્યોને પરમાનંદનું કારણ થઈ પડે છે.

અનેક લોકો પ્રેમમાં મત્ત થવા લાગ્યા; ઘેર પાખંડી પણ ભક્ત થવા લાગ્યા. કોઈ કોઈ સ્થળે તો નાનાં નાનાં બાળકો પણ હાથ ઊંચા કરી " હરિ હરિ " કહીને નાચવા લાગ્યાં; પરમ ભાવુકો અને ભીખો પણ લાજ છોડી જાહેર રસ્તાપર નાચવા લાગ્યાં.

આ સમયની અવસ્થાનો થોડોક આભાસ વાસુદેવઘોષના નીચે લખેલા પદમાં મળી આવે છે:—

नीको अवतार ! नीको अवतार ! गौरहरिको नीको अवतार।
आप नाच सब जगत नचावत, हरिनाम कीनों परचार ॥
जगन्नाथ और माधव नाचत, यही एक देखो ठकुराई ।
नाचत चन्द दिवाकर नाचत, नाचत नाम तारा हर्षाई ॥
नाचत शेष पताल बासुकी, नाचत बोलत गौरही गौर ।
भक्त सकल नाचत मतवारे, गावत शचीकुंवर चितचौर ॥
निष्किंचन वैरागी नाचत, प्रेममगन दैदै कर तारी ।
जड आतुर अंधे उद्धारे, पतित पातकी सकल उधारी ॥
वासु घोष कहै हम क्यों वञ्चित, रहे भेद कुछ समझ परै ना ।
मधुसूदन मन होउ उदासे, पीयहु गौर सुधा भर नैना ॥

એવી રીતિએ પણ મનુષ્યોમાં દિવ્ય શક્તિઓ આવવા લાગી. પોતાની સ્નેહભક્તિ પ્રભુ

પ્રતિ રાધિકાના જેવો પ્રેમ હતો, તેમજ રાધિકાના જેવોજ તેમનો મનુષ્યપ્રતિ પણ પ્રેમ હતો. શ્રી ગૌરાંગપ્રભુ પોતાના મુખ્ય અનુયાયી નિતાઈને કહેતાઃ

પ્રભુ નિતાઈને કહે છે.

“ નિતાઈ ! આવ, મને મજબૂત ઝાલી રહે. હું દુઃખમાં આવી પડ્યો છું. (૨) મનુષ્ય જાતિને હરિનામ આપવાનું મને મન હતું, પરંતુ એ સાગર નામે મારા હૃદયમાં એક પ્રવાહ ઉત્પન્ન કર્યો છે. એ પ્રવાહ મને દૂર ખેંચી જાય છે. એણે મને નિરાધાર બનાવી મૂક્યો છે. (૩) નિતાઈ ! તારા વિના અન્ય કયો મિત્ર છે કે જેની આગળ મારા હૃદયનું દુઃખ હું ખુલ્લું કરું ! અને મારા દુઃખની દાઝ કોણ જાણશે ! નિતાઈ ! મનુષ્યોનાં દુઃખોના વિચારે મારું હૃદય ફાટી જાય છે. (૪) મારે મનુષ્યોને શરણ આપવાનું છે અને હું તે આપી મુક્ત થઈ શકતો નથી. આ કારણને લીધે હું બંદીવાન થયો છું. મારો છુટકારો કરાવનાર મિત્ર ક્યાં છે ! ”

ફિલસૂફો દુઃખ નિવૃત્તિનો શો ઉપાય બતાવે છે ?

ઉપરના શબ્દોમાં સમાયલી ફિલસૂફીનું સ્પષ્ટીકરણ કરવું જોઈએ. મનુષ્યનાં દુઃખ કેવી રીતે દૂર કરી શકાય એ પ્રશ્નમાં અનંતકાળથી આર્યાવર્તનાં મનુષ્યોનાં મગજ રોકાયલાં છે. બુદ્ધ, વેદાન્તિ, નૈયાયિક સૌએ એનું નિરાકરણ કરવા યત્ન કર્યો છે. ઉપર જણાવેલા તત્ત્વજ્ઞાનીઓની એવી સમજ છે કે દુઃખ દૂર કરવાનો સૌથી ઉત્તમ રસ્તો દુઃખનું દ્વાર બંધ કરવું એ છે. તેથી તેઓ ત્યાગનો ઉપદેશ આપે છે. માલમતા એ દુઃખનું કારણ છે, માટે કોઈએ પણ તે મેળવવી ન જોઈએ. પ્રેમ એ દુઃખનું કારણ છે, માટે કોઈએ પ્રેમ કરવો નહિ. ઇન્દ્રિયોને વશ કરો, અને દુઃખને તમારી પાસે આવવાનો કોઈ પણ રસ્તો જડશે નહિ.

વૈષ્ણવ ફિલસૂફી નપુંસકત્વને ઉત્તેજન આપતી નથી.

વૈષ્ણવફિલસૂફી આ નપુંસકત્વને ઉત્તેજન આપતી નથી. તેમના વ્હાલા દેવ તે કામદેવનો નાશ કરનાર શિવ નહિ, પણ કામદેવને વશ કરનાર શ્રી કૃષ્ણ છે, અને તે કારણને લીધેજ તે મદનમોહન એટલે “ કામદેવને વશ કરનાર” કહેવાય છે. કામદેવે પોતાનાં બાણ શિવ પ્રતિ ફેંક્યાં ત્યારે તેમણે એ દેવપ્રતિ ક્રોધદૃષ્ટિ કરી તેને ભસ્મ સાત્ કરી નાંખ્યો. શ્રી ગૌરાંગના મહાન અનુયાયી પ્રબોધાનંદ સરસ્વતી કહે છે “ ઇન્દ્રિયોને ઉપયોગ માટે ભગવાને રાખ્યો. તેમાં વિષ રહેલ છે, પણ ઝેરી સર્પોના દાંત કાઢી નાંખી જેમ વાદીઓ ઝેર દૂર કરે છે તેમ એના ઝેરને દૂર કરો અને તમારા સ્વાધીન તેને નમાવો કુદરતમાં તેમનો ઉપયોગ છે. ” આથી કરીને વૈષ્ણવો એવી સલાહ આપે છે કે ઇંદ્રિયોનો ઉપયોગ કરવો જરૂરનો છે; માત્ર તેમના પર યોગ્ય અંકુશ રાખવો જોઈએ.

આ શી રીતે બની શકે ! મનુષ્ય દુઃખમાંથી શી રીતે છૂટી શકે ! ભક્તિના અભ્યા-

जगाई मधाई पासे घा मांड गया !

તેમને સારુ તેને ધર્મનીજ દયા આવતી. તેમની ધારણા એવી હતી કે જગાઈ અને મધાઈ સંસારસુખમાં પૂર્ણ છતાં બહુ દુ:ખી મનુષ્યો હતા. શ્રી નિત્યાનંદ પ્રભુ તો પ્રેમિક અને ત્યાં પાપીઓને પકડતાં ફરતા [illegible] હતા, તેથીજ આ બે જણુઓની અવસ્થાઉપર તેમને લાગણી પ્રકટી હતી.

हरिदास अने नित्यानंदनो विनोद.

હરિદાસ અને નિત્યાનંદ રોકતા રોકતા પ્રભુ પાસે આવ્યા, તેવામાં રસ્તે હરિદાસ નિત્યાનંદને કહેવા લાગ્યા, " શ્રીપાદ ! તમે બહુ ચંચળ છો. " નિત્યાનંદે કહ્યું, " કેમ, મારો શો અપરાધ છે ! "

હરિદાસ—આવા મદ્યપાન કરનારની પાસે જવાનું તમને શું પ્રયોજન હતું !

નિત્યાનંદ—હું ગયો હતો ! તમે તો કુમતિ આપી મને લઈ ગયા; મારી પાસે કહેવડાવ્યું પછી મને એ દુરાચારીઓ પાસે મૂકી તમે નાસી ગયા. તમે તો ઠીક સાધુ છો !

હરિદાસ—શું મેં તમને સૂચવ્યું ! શું તમેજ નથી કહ્યું કે એ જણની દશા જોઈ, ભારી દુઃખી થાઉં છું !

નિત્યાનંદ—એ શું મેં જાણથી ઊલટું કહ્યું ! શું કરું ! તમારા ઠાકુર બહુ ચંચળ છે, એમનાજ વાતાવરણથી હું ચંચળ બની ગયો છું. સાંભળો, હરિદાસ ! પ્રભુ તમારી વાત ઘણી સાંભળે છે; તમે જતાંવાર ઠાકુરનાં ચરણ પકડી લેજો અને કહેજો કે જણનો ઉદ્ધાર કરવો જ જોઈએ. પ્રભુ તમારી વાતમાં આનાકાની કરશે નહિ.

હરિદાસ—અરે ! આવું ! હવે એ જણનો ઉદ્ધાર થયો. જ્યારે તમારી ઇચ્છા થઈ છે ત્યારે એમના ઉદ્ધારને કોણ રોકી શકે એમ છે.

જગાઈ મધાઈનું ઘર ગંગાના કિનારાપર હતું, પણ એ બેઉ પોતાની સેનાની છાવણી નાંખી નગરના જુદાં જુદાં સ્થાનોમાં રહેતા. ઉપર જણાવેલી વાતને થોડા દિવસ થયા એટલે જે ભાગમાં શ્રી નિમાઈ પ્રભુનું ઘર હતું તેજ ભાગમાં પોતાનો તંબૂ ઠોકાવી જગાઈ મધાઈ આવી રહ્યા. લોકોને આથી મહા ભય થયો.

बारणे रही जगाई मधाई कीर्तन सांभळे छे.

સન્ધ્યાકાળ થયા પછી કોઈ એકલું આ ઘેરથી પેલે ઘેર જતું નહિ. શ્રીવાસના ઘરમાં કીર્તન થતું હતું તેનો શબ્દ સાંભળી જગાઈ મધાઈ કીર્તન સાંભળવાને આવ્યા. બને ભાઈઓ મદ્યપાન કરી ઉન્મત્ત થઈ રહ્યા હતા; દ્વારનાં કમાડ બંધ હતાં. તેઓ અંદર તો જઈ શક્યા નહિ, પણ બહાર મદ્યપાનના આનંદમાં ઊભા રહ્યા. કીર્તનના ગાનતાન-થી એમને ઘણી મઝા પડી, તેથી બહાર ઊભા ઊભા નાચવા લાગ્યા. એ બને ભાઈઓ મદની નીશા અને કીર્તનના આનંદમાં આખી રાત નાચતા રહ્યા. પ્રાતઃકાળે જ્યારે સર્વ ભક્તો કીર્તન સમાપ્ત કરી ગંગાસ્નાન કરવા ઊઠ્યા ત્યારે દ્વાર ખોલી-ને જુએ છે તો સામાજ જગાઈ મધાઈ ઊભા હતા. ભક્તોને મોટી શંકા થઈ કે આનું શું કારણ હશે ! અને ભય પણ પામ્યા કે નિત્યાનંદ અને હરિદાસે એ બેઉને છેડછાડ કરી હતી તે ઠીક કર્યું નહતું. તેઓ એક બાજુએ થઈને ચાલ્યા, ત્યારે બને ભાઈઓ એ નિમાઈ



श्रीगदाधर. श्रीनिमाई महाप्रभु. श्रीनिताई.

જગાઈએ એને હાથ ઝાલી કહ્યું, " શું કરો છો ! વિરોધી અને તે વળી સન્યાસીને મારવામાં તમારું શું પુરુષાર્થ છે ! એથી તમારું ભલું પણ શું થવાનું !

ત્યારે નિત્યાનંદ નાચતા નાચતા બંને ભાઈઓને કહેવા લાગ્યા—

मारो कमलसीलपर कहु सो सकल सहावे ।
तुम्हारी दुर्गति देख सही मोंपै नहि जावै ॥
मारो मारो भलो, क्षती तामें कछु नांहि ।
कहो मधुर हरिनाम वदनभर दोनों भाई ॥

શ્રી નિમાઈપ્રભુ પાછળ ઊભા ઊભા આ સર્વ જોઈ રહ્યા હતા, તેમણે દોડી નિત્યાનંદને ઝાલી લીધા.

વહતી નિત્યાનંદઅંગે શોણિતની ધારા,
આનંદ નિત્યાનંદ ઓરહરે વદન નિહાળ્યા;
પ્રભુ દોડી પ્રેમપૂર, નિતાઈને અંકે લીધા,
નિજ અંચલથી રુધિરપ્રવાહોને લૂછી લીધા;
કાતર બનીને પ્રભુ કહે " સુણ અધમ માધાઈ;
કેમ મારે તું ભ્રાત પ્રાણ સમ મુજ નિતાઈ. "

जगाईए मधाईने पकडी राख्यो.

પ્રભુએ જોયું કે માધાઈ કે જેને તેના ભાઈએ મજબૂત પકડી રાખ્યો હતો તેને ઘણું હજુ ખૂબ ફૂંફાડા થતા હતા અને કીર્તનમંડળી પર હુમલો કરવાને પોતે છૂટો થવા સારુ તે યત્ન કરી રહ્યો હતો; વળી એ ભાઈઓના પિશાચ જેવા અનુયાયીઓ આજ્ઞાની રાહ જોતા હાથમાં ભયંકર શસ્ત્રો લઈ તેમની પાછળ ઊભેલા હતા. જગાઈના સંબંધમાં અહીંએ તો માધાઈને ઝાલી રાખવામાં નિઃશંક તેણે ઠીક સેવા બજાવી હતી, પરંતુ બીજી સર્વ વાતે તે જેવો પ્રથમ હતો તેવોને તેવોજ મહાન રાક્ષસ હતો. એમ છતાં તેને પોતાની સ્થિતિનું ભાન રહેલું હતું અને નગરના સેંકડો અમીર પુરુષો, જેમાંના ઘણા તેમના ઓળખાણના હતા અને કેટલાક તો સંબંધી પણ હતા, તેઓ બન્નેની આસપાસ એકઠા થયા હતા, તે જોઈને, " વૈષ્ણવો જડમૂળથી નાબૂદ કરવાનો " જે નિશ્ચય કર્યો હતો, તે એના ભાઈને તેની મરજી પ્રમાણે કરવા દીધું હોત તો અવશ્ય સિદ્ધ થાત; પણ તે તેના પક્ષમાં પૂરેપૂરો વધારે વખત રહ્યો નહિ. એને કે " માધાઈનો વિચાર વૈષ્ણવોને જડમૂળથી નાબૂદ કરવાનો હતો અને જગાઈનો અભિપ્રાય એવી ભયંકર શિક્ષા કરવા તરફ ન હતો, તોપણ એ જગાઈ લડવાને તત્પર હતો અને એ વચમાં આવનાર વૈષ્ણવોને છેક સહીસલામત જવા દેવાની એની જરાપણ ઇચ્છા ન હતી.

प्रभुना बंने भाईओ-प्रति क्रुद्धप्रहार.

નિતાઈની સ્થિતિ જોઈ પ્રભુને ક્રોધ પ્રકટ્યો. ક્રોધપૂર્ણ નેત્રોથી એ બંને ભાઈઓ પ્રતિ જોઈ કહેવા લાગ્યા, " અરે પાપીઓ ! પાપ કરતાં કરતાં તમબેઉની પાપપિપાસા શાન્ત ન થઈ; પાપ કરતાં કરતાં તમબેઉને શાન્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા ન થઈ; પણ દિવસ ઘેરા પાપમાં અનુરક્ત રહી આજે નિત્યાનંદને મારી તમે તમારા પાપવતની

'સુદર્શન ! ન મારો ! છે કુપાત્ર.'
પ્રભુ ચરણમાં પડયા દયાવત્ સ્થાન,
'એ જનો પતિતનું કરો મને દાન;
કીધો અન્ય યુગમાં મોટો દૈત્ય સંહાર,
સાંહે એને નાથ ! આપો આ વાર.
પ્રભુને કહે કરી કરી જોડી હાથ,
'કરો ક્રોધ, તો થઇ રહ્યું ! પ્રાણનાથ !
થયો નામ સંકીર્તનનો પ્રકાશ,
કૃપા કરી પાપીનો કરો નાશ;
જો આરે તે પર કૃપા નહિ કરી,
તો કહો કલિની પ્રજા કેમ તરી !'
પ્રભુએ સુણી નિતાઈની વાત,
થયાં પ્રભુ મુખ પ્રેમ સાક્ષાત. ( ચૈતન્યમંગલ. )

नित्यानंदना साधुपणानो प्रकाश.

જગાઇ મધાઇના ઉદ્ધાર માટે નિત્યાનંદનાં કષ્ટ, વિનય, આગ્રહ, વિનંતિ, ક્ષમતા, પ્રાણનું પણ લઇ તેમની રક્ષાનો સંકલ્પ, સુદર્શનની પ્રાર્થના, કેટલીવાર જનો હાથ પકડી મુરારીની પ્રાર્થના કરવી, કેટલીવાર પ્રભુનાં ચરણ ઝાલી રુદન કરતાં કરતાં પ્રભુની પ્રાર્થના કરવી, એ સર્વ જોઇ ત્રણ જણ વિસ્મય થી ચેતક ઠીંગ થઇ ગયા અને કૃપાળુતાથી અભિભૂત થઇ ગયા. એ ત્રણ જણ કોણ ! એક પ્રભુ પોતે, અને બે ભાઇ જગાઇ તથા મધાઇ. નિત્યાનંદ જે તેમના 'જીવન'ની 'ભિક્ષા' માટે પ્રભુને આટલી વિનયથી પ્રાર્થના કરી રહ્યા હતા તે સર્વ જગાઇ મધાઇને કાને સાંભળવાનો પણ અવકાશ મળ્યો ન હતો. એ જનો આશ્ચર્યોનાં નેત્ર સ્થિર આગળથી પ્રભુના મુખપ્રતિ જોઇ રહ્યાં હતાં. એ જોતાં એ જોયું તો પ્રભુ સદ્રૂપ થઇ રહ્યા હતા. તેમના મુખપર કૃપાનું સહેજ પણ ચિહ્ન જણાતું ન હતું. તે જોતાં જગાઇ મધાઇ જડવત્ બની ગયા અને તેમને લોપે બુદ્ધિ પણ જતી રહી.

જ્યારે નિત્યાનંદે જોયું કે પ્રભુ કોમળ થતા નથી, ત્યારે નિરુપાય બની કહેવા લાગ્યા, "પ્રભો ! એક બીજી વાત છે, આપ એ જનોને દંડ આપી શકો એમ નથી, કેમકે જગાઇએ મારી પ્રાણરક્ષા કરી છે."

केवी रीते जगाईए प्राणरक्षा करी !

આ વખતે પ્રભુના મનનો કઠોર ભાવ ભાગ્યો અને કહેવા લાગ્યા, "જગાઇએ તમારી પ્રાણ રક્ષા કરી છે ! કેવી રીતે ?" નિત્યાનંદે કહ્યું, "જ્યારે મધાઇ બીજી વાર ઘડાનું ઠીકરું લઇ મને મારવા તૈયાર થયો, ત્યારે જગાઇએ એનો હાથ પકડી રોક્યો ! અને તેનો તિરસ્કાર કરી કહેવા લાગ્યો કે તું ઘણો નિર્દય છે, કેમકે વિદેશી સન્યાસીને મારવામાં શું પામે છે; જ્યારે જગાઇએ આ પ્રમાણે કહ્યું ત્યારે મધાઇ મને મારી શક્યો નહિ."

प्रभुए जगाईने आलिंगन आप्युं.

પ્રભુ બોલ્યા, " તમે શું કહો છો ! આ જગાઈએ મધાઈનો હાથ ઝાલી રાખી તમને બચાવ્યા છે ! આ જગાઈએ ! અરે જગાઈ તેં મારા નિત્યાનંદની પ્રાણરક્ષા કરી છે ! ત્યારે તો હું તારોજ થઈ ચૂક્યો ! આવ ! તારાપર પ્રસાદ કરું." એટલું કહી શ્રી નિમાઈએ લોકોના દેખતાં એ અસ્પર્શ્ય, પામર, સેંકડો નર નારીની હત્યા કરનાર, દુરાત્માને પોતાના હૃદય સાથે બાંધી ગાઢ આલિંગન કર્યું.

જ્યારે પ્રભુ આલિંગન કરવા લાગ્યા, ત્યારે જગાઈ કંઈ કહેવા મથતો હતો; પણ કહી શક્યો નહિ: તેનો સ્વર અસ્ફુટ થઈ ગયો. ગદ્ ગદ્ થઈ મુખમાંથી છેદેલા વૃક્ષ પેઠે તે મૂર્છિત થઈ પૃથ્વીપર ગબડી પડ્યો.

प्रभुनी सद्मूर्तिनां मधाईने दर्शन

મધાઈ આ સર્વ જોઈ રહ્યો. પ્રભુની સદ્મૂર્તિ પણ જોઈ ખુને વળી જગાઈપર કૃપા કરી તે પણ જોઈ. મધાઈએ જોયું કે મારા સર્વ પાપીનો અર્ધભાગી ભાઈ શ્રી ગૌરાંગ પ્રભુના દક્ષિણ હૃદયપર રહી ધૂળમાં લોટતો હતો, અને અશ્રુજળથી શ્રી ગૌરાંગ પ્રભુના પદકમલને ધોતો હતો. ત્યારે તેને ભાન આવ્યું ને બોલ્યો. "પ્રભુ મારી રક્ષા કરો " એમ કહી તે શ્રી ગૌરાંગ પ્રભુના ચરણતલમાં પડ્યો.

પ્રભુ આ સમય બે વામ પાછળ હઠી ગયા અને બોલ્યા, "અરે ! નરાધમ ! તેં જે ઠકુરાઈમાં મસ્ત બની જીવો ઉપર આટલો અત્યાચાર કીધો હતો, તે નદિયાની ઠકુરાઈ છોડી કેમ આજ ધૂળમાં આળોટે છે ! અરે ! નદિયાનો રાજા થઈ હવે તું ધૂળમાં શામાટે ગબડે છે ! તને શરમ આવતી નથી ! મધાઈ, તારો ઉદ્ધાર મારાથી થઈ શકવાનો નથી.

નદિયાના તમે બેઉ રાજ,
હવે રુવો છો કોને કાજ. ( ચૈતન્યમંગલ ).

मधाईनी प्रभुने प्रार्थना.

આ સાંભળી મધાઈ ઘણો વ્યાકુલ બની કહેવા લાગ્યો, " આપ જગતના પિતા છો, આપ જો મારો પરિત્યાગ કરી દેશો તો હું બીજા કોની પાસે જાઉં ! પ્રભો ! અમે બંને ભાઈઓએ એક સરખું પાપ કર્યું છે. આપ દયામય છો, જગાઈનો ઉદ્ધાર કર્યો અને મારો પરિત્યાગ કરશો એતો ઉચિત નહિ કહેવાય !"

પ્રભુએ કહ્યું, " જગાઈ મારો અપરાધી છે. જે મારો અપરાધ કરે છે તેને અપરાધમાંથી મુક્ત કરવામાં મારે અન્યની જરૂર પડતી નથી; પણ તું નિત્યાનંદનો અપરાધી છે. જે લોકો મારા ભક્તોના અપરાધી હોય છે, તેમનો અપરાધ હું ક્ષમા કરી શકતો નથી; જો ક્ષમા કરું તો એક પ્રકારે ભક્તદ્રોહીઓને ઉત્સાહ આપવા જેવું થાય છે. મધાઈ ! નિર્દય, અત્યાચારી, નિષ્ઠુરને ક્ષમા કરવી એ દયામયનું કાર્ય નથી; એને શિક્ષા કરવી એજ દયામયનું કાર્ય છે. "

मधाई प्रभुकृपा इच्छवा लागा.

ત્યારે મધાઈ નિરુપાય બની કહેવા લાગ્યો, "પ્રભો ! હું આપની પાસે 'કૃપા'ની પ્રાર્થના કરતો નથી, કેમકે મેં જે સર્વ કુકર્મ કર્યાં છે તેમાં મેં ક્ષમા માગવાનો કોઇ રસ્તો રાખ્યો નથી. હું સરલ ભાવથી મારા મનની વાત કહું છું. મારી આશા હજુ સુધી ટકી રહી છે, નિરાશા થતી નથી. આપ સર્વથા મને છોડી દેશો એવો મારા મનમાં નિશ્ચય થતો નથી. આપ કૃપા કરી મને જણાવો કે હું કેવી રીતે ઉદ્ધાર પામી શકું; હું તેજ માર્ગનું અવલંબન કરીશ."

मधाई नित्यानंदना चरणमां पड्यो.

હવે પ્રભુનું હૃદય દ્રવ્યું. આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. મનનો ભાવ દાબીને પ્રભુ બોલ્યા "મધાઈ ! તેં શ્રી નિત્યાનંદને લોહી કાઢ્યું છે. તું એમનો અપરાધી છે. નિત્યાનંદ ઘણા દયામય છે; તું એમનાં જઈને ચરણ પકડી એમને શરણે જા. એ જો તારો અપરાધ ક્ષમા કરે તો તું મુક્ત થઇ શકીશ" આ વાત સાંભળી મધાઈ પ્રભુનાં ચરણ છોડી શ્રી નિત્યાનંદના ચરણમાં ઢળી પડ્યો અને કહેવા લાગ્યો, "પ્રભો ! તમે ક્ષમા કરશો તો પ્રભુ મને પણ ચરણમાં સ્થાન આપશે. કૃપા કરો."

नित्यानंदप्रति प्रभुना शब्दो.

જેવો મધાઈ નિત્યાનંદના ચરણમાં પડી પ્રાર્થના કરતો હતો તેવાજ શ્રી ગૌરાંગ પ્રભુએ શ્રી નિત્યાનંદના જઈને હાથ પકડી લીધા અને કહેવા લાગ્યા: "શ્રીપાદ તમે આટલા બધા દયામય છો, તેથી તમે મધાઈ પ્રાર્થના કરે તે પહેલાં એનો અપરાધ ધોવાને તૈયાર છો, એ જગતમાં સર્વે જાણે છે. પરંતુ એમ કરવું ઉચિત નથી, કેમકે એમ થવાથી એ દુરાત્મા પોતાના અપરાધોના ઢગલાને અલ્પ સમજશે. તેથી એ અધમને ક્ષમા કરવાનો હું તમને વિનય કરું છું, એ જાણવાથી એના હૃદયમાં એવો નિશ્ચય થશે કે મારો કેવડો મોટો અપરાધ છે ! શ્રીપાદ આપ ક્ષમા કરો, કેમકે સાધુજનોનો એ સ્વભાવ છે કે તેઓ અનુતપ્ત અને શરણાગત જનને ક્ષમા આપે છે; તેથી તમે એ અધમને ક્ષમા કરો અને સાધુ તથા પાપાત્મામાં શું ભેદ છે તેનો જગતને બોધ આપો."

नित्यानंदनी प्रभुने प्रार्थना.

ત્યારે શ્રી નિત્યાનંદ ગદ્‌ગદ્ બની કહેવા લાગ્યા, "પ્રભો ! તમે મને વચ્ચે આણ્યા વિના એ બન્ને પાપીઓનો ઉદ્ધાર કરી શકો એમ છો, તે હું જાણું છું. મારું ગૌરવ વધારવાને મારી અનુમતિ ઇચ્છો છો. ઠીક, એ વાત પણ ખરી. મેં ક્ષમા આપી એટલુંજ નહિ, હું આપની આગળ સરલ ભાવથી કહું છું કે મેં જો કોઇ જન્મમાં પણ કોઈ સુકૃત કર્યાં હોય તો તે સર્વ પણ મેં મધાઈને આપી દીધાં છે. આપ એ અનુતપ્ત દુઃખી જીવને આપના ચરણમાં સ્થાન આપો" ચૈતન્ય મંગલમાં લખે છે:—

विश्वम्भर बोले सुनहु श्री नित्यानंद राय ! ।
पड़े चरणकी शरन जो करुणा कीजे त्याय ॥

એના ઉત્તરમાં નિત્યાનંદે આ પ્રમાણે કહ્યું:—

बोले नित्यानंद प्रभो ! तुम्हरी बलिहारी ।
इसद्वारतें कृप करहु यहशक्ति तुम्हारी ।
होय यदपि कुछ जन्म जन्म के सुकृत हमारे ।
निश्चय जानहु सफल माधाईको है द्वारे ॥
जोजो मम अपराध क्षमा हम सब कियभाई ।
माया तज करु कृपा तुम्हारो दास माधाई ॥

पछी श्री नित्यानंद प्रभुए पोताना चरणमां लोटता मधाईने कह्युं, "अरे निर्बोध! કૃપામય પ્રભુએ પ્રથમથીજ તારા ઉપર કૃપા કરી છે તે જોઈ નહિ! તું કેવો કમભાગ્ય જીવ છે કે તારા નિમિત્તે પ્રભુએ પોતાને મુખે મને વિનય વાક્યથી બોધ કર્યો. આવ, ભાઈ મધાઈ! તને આલિંગન આપું." આટલું કહી મધાઈને ઉંચકી શ્રી નિત્યાનંદે આલિંગન કર્યું. મધાઈ પણ નિત્યાનંદ પ્રભુનો સ્પર્શ થવાથી અચેતન થઈ જગાઈની પાસે ઢળી પડ્યો. નેત્ર ફાટી ગયાં અને તેમાંથી ચોધાર ચોધાર અશ્રુ ટપકવા લાગ્યાં. બન્ને ભાઈ સ્તબ્ધ બની ચૈતન્યશૂન્ય થઈ ગયા, જાણે શરીરમાં પ્રાણજ ન હોય! ભક્તગણ 'હરિબોલ' બોલતા તેમને ફરી ફરી ફરીને નૃત્ય કરવા લાગ્યા.

नित्यानंदे मधाईने आलिंगन कर्युं.

આ વખતે માણસોની એટલી ભીડ થઈ ગઈ હતી અને એટલો તો કોલાહલ થવા લાગ્યો હતો કે કાને પડ્યું સંભળાતું ન હતું. ક્યાં ભક્ત કે ક્યાં અભક્ત સર્વ નાના પ્રકારના ભાવોને વશ થઈ ગયા હતા અને કોઈ કંઈ પણ મિષે ત્યાંથી ખસતું ન હતું. આ ગડબડમાં પ્રભુ અને પ્રભુના ભક્તગણ કોઈ પણ રીતે ત્યાં રોકી શક્યા નહિ. જગાઈ અને મધાઈને એવીજ અવસ્થામાં ત્યાં રહેવા દઈ શ્રી નિમાઈ પ્રભુ સમસ્ત ભક્તજન સહિત પોતાને ઘેર ચાલ્યા ગયા.



# પ્રકરણ ૧૫ મું.

## શાન્ત સ્થિતિ.

પ્રભુનાં દ્વાર પાસે જગાઈ મધાઈ.

પ્રભુ સમસ્ત ભક્તો સહિત ઘેર આવ્યા, એટલે ભક્તો પરિશ્રમ ટાળવા સારુ કોઈ બહારના ઓટલાપર તો કોઈ આંગણામાં એમ બેસી ગયા. જે અદ્ભુત વૃત્તાંત તે દિવસે બન્યો હતો, તે સૌએ નજરોનજર દીઠો હતો તેથી કોઈના મુખમાંથી એક પણ વાક્ય નીકળતું નહતું. સૌ પોતપોતાના મનોભાવમાં લીન બની બેઠા હતા. સંધ્યાકાળ થઈ ગયો હતો, એવામાં દરવાજાપર " ઠાકુર ! ઠાકુર ! " કહી કોઈ બૂમ પાડતું સંભળાયું. સૌ સાંભળવા લાગ્યા કે કોણ બૂમ પાડે છે. તપાસ કરતાં માલુમ પડ્યું કે જગાઈ મધાઈ દ્વાર આગળ ઊભા રહી બૂમ પાડતા હતા.

પ્રભુની રક્ષણ કરવાની અસામાન્ય રીતિ.

તેઓ હવે પોતાનું રક્ષણ કરાવવા આવ્યા હતા. સ્વાભાવિક રીતિ છે કે રક્ષણ કરાવવા ઇચ્છનાર મનુષ્યોએ પોતાના સ્વામી અથવા ગુરુ પાસે આવીને લેવા આવવું જોઈએ. પ્રભુએ જેમ જગાઈ અને મધાઈના સંબંધમાં કર્યું હતું તેમ ગુરુએ શિષ્ય થનાર હોય તેની પાસે જઈ તેનું રક્ષણ કરવું એ સ્વાભાવિક રીતિ નથી. એ બને જણાઓને ભૂતિનામ આપવા તે ત્યાં ગયા હતા, પણ મોક્ષ મેળવવા તેમણે પ્રભુની પાસે જવું જોઈએ. શિષ્યના હૃદયમાં તેના ગુરુએ વાવેલા ભક્તિના બીજને અંકુર ફૂટે તેટલા સારુ શિષ્યે અતિ શાન્ત સ્થિતિમાં રહેવું આવશ્યક છે. મોક્ષ માટે તીવ્રેચ્છા પ્રકટાવવી જોઈએ. આગ્રહ રાખવો જોઈએ અને નારાજ જણાતા છતાં, વાસ્તવિક રીતિ અણગમેતીવાળા ગુરુને પોતાની ઇચ્છા પૂર્ણ કરવાને તેણે પ્રેમ વડે ફરજ પાડવી જોઈએ. એમ છતાં એ ક્રિયા જ્યારે ઊલટાઈ જાય છે, જ્યારે ગુરુ શિષ્યનું તેની ઇચ્છાવિરુદ્ધ રક્ષણ કરવા ફરે છે ત્યારે તે નિંદ્યપાત્ર થાય છે. પ્રભુએ અંગીકાર કરેલી રીત એવી છે કે જેનું સામાન્ય મનુષ્યોએ કદી પણ અનુકરણ કરવું ન જોઈએ. રક્ષણ લેવાને ઇચ્છતો ન હોય એવા કોઈ પુરુષને ઘેર જઈ બળાત્કારે તેનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરવો એ સામે જુસ્સો ઊભો કરવા જેવું છે. પ્રભુ અને તેમના ભક્તોના કાર્યની સામે થવામાં જગાઈ અને મધાઈ પૂર્ણ રીતિ વ્યાજબી હતા. મધાઈનો પરાજય થયો, પણ એમાં એમના ગુરુ સામાન્ય મનુષ્યો કરતાં વિશેષ શક્તિમાન હતા, તેથી તેનાથી તે પરાજય પામ્યો તેમાં મધાઈની બિલકુલ અપકીર્તિ નથી.

પ્રભુએ એમને લઈ આવવાની મુરારિને આજ્ઞા કરી. મુરારિ આ અવતારના હનુમાન

मुरारि हनूमानना अवतार.

હતા. જ્યારે એમને હનુમાનભાવ થતો, ત્યારે એમના બળનું પ્રમાણ વધતું. એમના શરીરમાં અપરિમિત બળ પ્રકટતું. નવદ્વીપમાં આ સમયે જગાઇ મધાઇ જેવા કોઇ બળવાન ન હતા; એમના મનમાં પોતાના બળનું મોટું ગુમાન હતું. મુરારિને બોલાવવા મોકલી પ્રભુએ તેમના એ મહાકાર્યનો અંત કર્યો. પ્રભુએ કહ્યું મુરારિ એમને અહીં લાવો. ચૈતન્યમંગલમાં લખે છે.—

अहो मुरारी ! मम निकट आनहु दोऊ भ्रात ।
आज्ञा सुन लाये दुहुन धर गोदी हर्षात ॥

मुरारि बंने भाईओने उंचकीने लाव्या.

મુરારિ મહાવીરની પેઠે એક ક્ષણમાં પરમ ગર્વિષ્ઠ બન્ને ભાઇઓને બગલમાં ઘાલી પ્રભુની સન્મુખ લઈ આવ્યા. બન્ને ભાઇ પ્રભુના આંગણામાં આવી દંડવત કરતાંજ મૂર્છિત થઇ લાંબા થઇ ઢળી પડ્યા, ત્યારે પ્રભુએ શ્રી નિત્યાનંદને આજ્ઞા આપી કે, " શ્રીપાદ ! તમે એ બન્ને બંધુને ગંગાતીરપર લઇ જઇ એમના કાનમાં ' શ્રી હરે નામ ' સંભળાવો.

એ બે બંધુઓની મુક્તિના વર્ણનવાળાં ઘણાં ભજનો છે, તેમાંનું એક આ નીચે લખ્યું છે; એમાં નિતાઇ એ બંધુઓને કહે છેઃ—

ગંગા તટ ચાલો તમે બે બંધુઓ,
આપું હું નામ હરિનું તમને બન્નેને;
માધાઇ તેં કર્યું જે તાજ્ય ના ગણીશ,
પણ આવ સ્વર્ગસરિતા કરતો તું તપ.
મહાપાત મારા શિરપર ઠેરી તેં વગાડ્યું,
પણ શું તેમાટ નહિ હું તુને પ્રેમ આપું;
મારે શિરે તેં જે નાંખ્યું છે મટીપાત્ર,
તેનું વેર તુને પ્રેમ આપી વાળીશ.

बंने भाईओने गंगा-स्नान माटे लइ गया.

પ્રભુની આજ્ઞા થવાથી ભક્તોને ઉદ્ધારના હેતુના સંસર્ગમાં આવવાનો આ બીજો પ્રસંગ મળ્યો. દ્વાર પુનઃ ઉઘડ્યું. પ્રભુ અને ભક્તો કીર્તન કરતા કરતા જગાઇ મધાઇને લઇ ગંગા તટપર આવ્યા. જગાઇ મધાઇ શુદ્ધિમાં નહોતા, ઉલટા પેટથી એમને સારી રીતે પકડી રાખીને લઇ જઇ શબવત્ ગંગા તટપર સુવાડ્યા. આ વખતે નદિયામાં હો હા થઇ રહી હતી. સૌએ જગાઇ મધાઇનું આ વૃત્તાન્ત સાંભળ્યું. જેમ કોઇ મોટો ભયંકર વાઘ કે સિંહ પકડાઇ જાય ત્યારે નગરનાં સૌ લોકો જોવાને એકઠા થાય તેમ જગાઇ મધાઇ શ્રી નિમાઇ પંડિતને હસ્તગત થયા, એ સાંભળી તેમને જોવાને નગરમાં લોક દોડાદોડી કરી રહ્યાં. એક કહે " તું ચાલ ! હું આ ચાલ્યો," નદીકિનારે નગરવાસીઓની મોટી ભીડ થઇ અને મોટો ઘોંઘાટ થવા લાગ્યો. જે લોકો

પહેલાં દુષ્ટ મશ્કરી કર્યાં કરતા હતા તે પણ ખૂબી છે કે જે જગાઈ મધાઈ પહેલાં નદિયાના "રાજા" હતા, જે નવદ્વીપમાં જેમ મરજીમાં આવે તેમ કરી શકતા, તેજ નદિયાના રાજા આજ એક પળમાં જાહેર પ્રકૃતિના બની ગયા હતા! તેમનો સ્વભાવ બાળકના જેવો કોમળ થઈ ગયો હતો!! આજ તે પૂજામાં આળોટતા હતા!!!

प्रभुए बंने भाईओ नित्यानंदने सोंप्या.

એવામાં ત્યાં આગગનના સૌ સાંભળી શકે એવા ગંભીર સ્વરથી શ્રી ગૌરાંગ પ્રભુએ કહ્યું, " શ્રીપાદ ! નિત્યાનંદ ! મેં આ બંને જીવ તમને આપ્યા છે, તમે એ બંનેને ગંગાસ્નાન કરાવી 'હરિનામ'નું દાન કરો." જગાઈ મધાઈ આ વખતે અચેત પડી રહ્યા હતા; તે ઉઠીને પોતાને પગે ચાલી ગંગામાં જઈ શકે એમ ન હતું. ભક્તોએ પરમ આનંદથી તેમને ખભાપર ઉંચકી ગંગાની વચમાં લઈ ગયા. જ્યારે ભક્તોએ બંને બાળકોને લઈ ગંગાની મધ્યમાં પ્રવેશ કર્યો ત્યારે બંને બાળકો સાવધ થઈ ગયા. પછી શ્રી ગૌરાંગ પ્રભુએ, જગાઈ મધાઈએ અને સમસ્ત ભક્તોએ ગંગામાં સ્નાન કર્યું.

भक्तिनो विकास अने तेनी असरो.

ભક્તિના વિકાસથી સ્નાયુઓ પવિત્ર થાય છે અને હૃદય આનંદથી ઉભરાઈ જાય છે. પવિત્ર થએલાં સ્નાયુઓ આ આનંદને શરીરના સર્વ ભાગોમાં લઈ જાય છે. ત્વચા ઉપર તેનું પરિણામ પુલકરૂપે અનુભવાય છે અને નેત્ર તથા નાસિકા ઉપર જલસ્રાવ રૂપે માલૂમ પડે છે. અતિશય આનંદપ્રવાહ ચાલે ત્યારે ભક્તને મૂર્છા આવી જાય છે. ભક્તિની અસરમાંથી ભક્ત મુક્ત હોય ત્યારે પણ તેના શરીરમાં સતત ચાલતા નાના નાના આનંદપ્રવાહ કદી પણ બંધ પડતા નથી. આથી તે આનંદી, રસિયા, અને ચેહરાવાળા થાય છે. એ અસરથી કેવળ મુક્ત હોય ત્યારે પણ ગૌરાંગપ્રભુ રસ્તાઓપર એવી રીતે ચાલતા અને કોઈ કોઈવાર દોડતા અને તેથી એમના અધ્યાપક-બંધુઓને એથી ઘણુંજ નિન્દા કરવાનું મળતું. નદી સુહામાં પ્રભુ અટકચાળું કરતા. તે ત્યાં પોતાના ભક્તો સાથે સર્વ પ્રકારની રમતોમાં ભાગ લેતા. કેમકે જેમ પ્રભુ કરતા તેમ તેમના ભક્તો પણ કરતા. શ્રી અદ્વૈતપ્રભુ સીત્તેર વર્ષના વૃદ્ધ પુરુષ હતા, પણ જ્યારથી તે પ્રભુનો આશ્રય લેવા આવ્યા, ત્યારથી તે પણ બાલક જેવા બની ગયા હતા.

भक्तनुं अंतःकरण बालकसदृश होय छे.

ભક્તિના સહવાસથી પુરુષ બાલક બની જાય છે. ભક્ત કદી પણ વૃદ્ધ થઈ શકતો નથી. એંસીમેં વર્ષે પણ પાંચ વર્ષના બાલકજેવું તેને લાગે છે. શ્રી ગૌરાંગના સંપ્રદાય વિરુદ્ધ વિદ્વાન્ બ્રાહ્મણો એક ફરીઆદ આણતા હતા કે, એમના લોકો, મત્ત મનુષ્યો પેઠે વર્તતા હતા. નદીમાં કેટલોક સમય "હરિબોલ"ની મોટી ગર્જનાઓ કરી, એક બીજાને પાણીની છાલકો મારી રમ્યા, પછી પ્રભુના એક ઈશારાથી ભક્તો ચૂપ થઈ ઊભા રહ્યા.

ગંગાતટ પર હજારો લોક ઊભા રહી તે કૌતુક જોઈ રહ્યા હતા. ચાંદની રાત હતી

मशहूर जगाई मधाईनां पापो लीधां.

તેથી કોઈને પણ જોતાં કંઈ ચોખ્ખો પડ્યો ન હતો. બન્ને ગંગાની મધ્યમાં ઊભા હતા; તેમની વચમાં શ્રીગૌરાંગ પ્રભુ અને જગાઈ મધાઈ હતા. જગાઈ મધાઈના હાથમાં ત્રાંબુ અને તુલસી આપવામાં આવ્યાં હતાં. સમગ્ર તીરે ઊભેલા અને દૂરના લોકો પણ સાંભળી શકે એવા ગંભીર સ્વરથી શ્રીગૌરાંગ પ્રભુ બોલ્યા, "અહો માધવ ! અહો જગન્નાથ ! તમે બન્ને ખરેખર મહાપાપી છો, તમારાં પાપનો અન્ત નથી, એ સર્વ પાપ રહે તો ઉદ્ધાર થઈ શકતો નથી; તેથી તમે બન્નેએ આજસુધી જે કંઈ પાપ કર્યાં છે તે સર્વ ત્રાંબુ, તુલસી અને ગંગાજળ મૂકી સંકલ્પ કરી મને દાન કરો અને તમે નિષ્પાપ થઈ જાઓ !!" આટલું કહી સૌ લોકોની સમક્ષ પ્રભુએ તેમનાં પાપ લેવાને પોતાના બન્ને હાથોની અંજલી કરી દીધી.

પ્રભુ શું કહેવા માગે છે તે સમજતાં એ બન્નેનેજ નહિ પણ બીજા સર્વેને પણ કેટલોક વખત લાગ્યો. જ્યારે તેઓ વાસ્તવિક સ્થિતિ સમજ્યા ત્યારે તે સર્વ પાસેના માર્બલ જડ જેવા બની ગયા.

आश्चर्यजनक जोखम प्रभुए माथे लीधुं !

હવે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે નદિયાના લોકોને મત એ બે બન્નેઓ જગતમાં સૌથી મોટામાં મોટા પાપી હતા. તેમની ધારણા એવી હતી કે આમ પાપ લેવાથી સદૈવનું દુઃખ આવી પડવાનું. પવિત્ર ગંગા નદીમાં ઊભા રહી કરેલું પ્રત્યેક કાર્ય નહિ ફેરવી શકાય એવું છે. ગંગાજળનો સ્પર્શ કરી જો કોઈ પુરુષ અસત્ય બોલે તો મર્યો બાદ સદૈવ તેને નરકવાસ સેવવો પડે એમ છે. આથી કરીને જુબાની આપતી વખતે અગાઉના વખતમાં સાક્ષીઓને એ પવિત્ર જળનો સ્પર્શ કરાવતા હતા. એજ પ્રમાણે નદીના પ્રવાહમાં ઊભા રહીને કરેલી પ્રતિજ્ઞા ચુસ્તપણે પાળવાની છે અને તેમાંથી છૂટવાનો કોઈ પણ માર્ગ નથી. હિંદુઓ જ્યારે કોઈ પણ બક્ષિસનામું કરે છે, ત્યારે તેને ગંગાજળ તુલસીપત્ર, અને ત્રાંબાથી રજીસ્ટર કરે છે. આવી રીતે જ્યારે કોઈપણ કાર્ય રજીસ્ટર કરવામાં આવ્યું હોય છે ત્યારે તે પાળવાને બન્ને પક્ષકારો બંધાયલા છે. આ સ્થળે એ બન્નેઓ પોતાનાં મસ્તક ઉપર જે પાપનો "પર્વત જેટલો ભાર" વહેતા વહેતા તે સર્વ સ્વામીએ માગ્યો. એમાં કંઈ પણ મશ્કરી જેવું નહતું; થઈ શકે તેવુંજ આ કાર્ય પણ વાસ્તવિકજ હતું. તેથી જે દાનપત્ર ઉપર પ્રભુ પવિત્ર રીતે સિક્કો કરવા માગતા હતા તે જોઈ તટપર રહી ક્રિયા જોનાર ટોળાને તથા બન્નેને કમકમાટ છૂટયો.

जगाई मधाई पापनां फळ भोगववा तैयार थया.

જ્યારે બન્ને ભાઈઓએ પોતાની વાસ્તવિક સ્થિતિ જાણી, ત્યારે તેમણે એક નિશ્ચય કરી દીધો. તેઓ પોતાની દુર્બલ સ્થિતિ વિષે તે બરાબર જાણતા હતા. પ્રભુએ તેમને બચાવવાનો માર્ગ ખુલ્લો કર્યો હતો; પણ તેનો લાભ લેવાની તે બન્ને ભાઈઓએ ના પાડી, તે બોલ્યા "આહા પ્રભો ! અમો આપને પુષ્પ, ચન્દન તુલસી અર્પણ કરી પૂજન કરીએ છીએ; અને અમે પાપાત્મા બન્ને ભાઈ આપના શ્રીહસ્તમાં શું પાપદાન કરીએ ! પ્રભો ! એમ થવાનું નથી. અમે પાપ કીધાં છે, અપરાધ કીધા છે, અમે ખુશીથી

શ્રી નિત્યાનંદ દાનનો મન્ત્ર બોલાવવા લાગ્યા. જગાઈ મધાઈએ એજ દાનમંત્ર બોલી પોતાનાં સમસ્ત પાપ પ્રભુના હાથમાં સંકલ્પ સાથે મૂકી દીધાં, ત્યારે પ્રભુ મોટા ગંભીર સ્વરથી સર્વને સંભળાય એમ બોલ્યાઃ—

“ તમે બન્નેનાં સકલ પાપ મેં લઈ લીધાં છે. ”

જે ભક્તો અને લોકો ત્યાં હાજર હતા તે સર્વને ઉપરના લૌકિક બનાવોની જે અસર થઈ તે વર્ણવવું કઠિણ છે. આ ક્રિયા કંઈ હસી મશ્કરીજેવી ન હતી, એક ઘાસ અથવા જમીનનો કિત્તો દાન કરે તેવુંજ આ કાર્ય તેમને સત્ય જણાયું. ત્યાં આવેલા ઘણા માણસોનો મત એવો હતો કે મનુષ્ય ઉપર અસર કરી શકે એવો મોટામાં મોટો શાપ તે પાપ છે. જગતમાં સૌથી મોટામાં મોટા પાપીઓ તે એ બે જગુમા છે. આ શ્રી ગૌરાંગપ્રભુના દાન કાર્યથી પાપ રાશિમાંથી પોતાના આત્માને મુક્ત કરવાને અને તે તેના શિરઉપર નાંખવાને એ જગુમા શક્તિમાન થયા હતા એ વાતમાં તેમને લગાર પણ સંદેહ ન હતો.*

અનેક માણસ પ્રભુપ્રતિ અતિ દયા, આનંદાશ્ચર્ય અને પ્રેમથી જોઈ રહ્યા.!!

આ સ્થલે એક ચમત્કાર થયો. પ્રભુએ કહ્યું કે “ મેં લઈ લીધાં છે ” કે તરતજ પ્રભુનો દિવ્ય તથા સુવર્ણ જેવો વર્ણ કાળો થઈ ગયો.

औंर न पातक तन कहू रह्यो ‘ दोउजन ’ अङ्ग ।
यहै दिखावन हेतु प्रभू भये कारिया रङ्ग ॥

( ચૈતન્યભાગવત. )

એમ છતાં રાત્રિ હોવાથી જે લોકો નજીક હતા તે સિવાય અન્ય કોઈ તે જોઈ શક્યા નહિ. પ્રભુના શરીરમાં આ રંગવિકાર એવું દર્શાવતો હતો કે એ જગુમાનાં પાપોએ તેમના શરીરમાં પ્રવેશ કર્યો છે.

નિતાઈ એ જગુમાના કાનમાં હરિનામ બોલ્યા. એ હાલથી પ્રભુએ તેમને અંગીકાર કર્યા.

સર્વ સ્નાન કરી પાછા શ્રી પ્રભુજીને ઘેર ગયા. શ્રીપ્રભુને ઘેર આવ્યા એટલે પુનઃ કીર્તનનો આરંભ થયો; એ દિવસના નૃત્યમાં જગાઈ મધાઈજ મુખ્ય હતા. પ્રભુ ગાદીપર બિરાજી જોતા હતા. ચૈતન્યમંગલમાં ગાયું છે કેઃ—

यह कैसी ठकुराई, अहो नाचत माधाई ।
नाच चहत तो नाच सकत है कौनहु मानि मनाई ।
अचरज यही प्रभुकी लीला नाचतअधम मधाई ॥
देख अचरज अधिकाई ! यह कैसी ठकुराई ।
‘ हरिबोल हरिबोल ’ बोलकें कर हरिधुनि सुखदाई ।

* સામાન્ય જનસમાજની એવી સમજ છે કે જો એક માણસ પાપો ગ્રહણ કરવાની કબુલાત આપે તો બીજો માણસ પાપમાંથી મુક્ત થઈશકે છે.

**नाच दोउ भुज ऊंची कर कर प्रेममगन दोउ भाई।**
**दृष्टा कर्म बिसराई! यह कैसी ठकुराई॥**

कीर्तनानंदमां नृत्य सहज स्वभावे प्रकटे छे.

કીર્તનમાં નાચવું એ કૃત્રિમકાર્ય નથી. નાચી શકવા માટે તેનામાં પૂરતી શુદ્ધિ અને પ્રેમભાવના હોવું જોઈએ. આગળ આપણે કહી ગયા છીએ તે પ્રમાણે આ દેશમાં નૃત્ય એ કંઈ સભ્યપણાની ક્રિયા ગણાતી નથી. એમ છતાં આ દેશમાં પણ મદિરાની નિશામાં ઘણા લોક નાચે છે. જેઓ આ નિશાને વશ થાય છે તેમનામાં થતો લોભ ઉતરવાને દેશી પીણાનું પૂરતું પ્રમાણ હોવું જોઈએ. આ પ્રમાણેજ કીર્તનોમાં નાચી શકવા માટે દૈવી પ્રેરણું જોઈતું પ્રમાણ ગ્રહણ કરેલું હોવું જોઈએ. પ્રેમ અને ભક્તિની અસરથી થતું નૃત્ય કૃત્રિમ નૃત્યથી કેવળ ભિન્ન છે. કીર્તનના નૃત્યની પ્રેક્ષકો ઉપર સબળ અસર થાય છે. મધાઈએ નૃત્ય કરવા માંડ્યું, ત્યારે ભક્તોને વિચાર થયો કે આતો ઘણો મોટો ચમત્કાર, તેથી તેઓ માંહોમાંહે બોલવા લાગ્યા: "વાહ, જગાઈએ તો પોતાને ઉદ્ધાર મળે એવા કેટલાક ગુણવાળો સિદ્ધ કર્યો છે, અને તેથી તે નૃત્ય કરવા શક્તિમાન છે તે અમને સમજાય છે; પણ મધાઈ કે જે માત્ર થોડાક કલાક ઉપર પૃથ્વીપર મોટામાં મોટો પાપી હતો, તે પ્રેમ અને ભક્તિની અસરથી નૃત્ય કરવા શી રીતે શક્તિમાન થઈ શકે!"

शची माता तथा विष्णुप्रियाए तेमने जोया.

પ્રભુના ચોકમાં ભાગ્યજનોની વચ્ચે બંને ભાઈઓ નૃત્ય કરી રહ્યા હતા અને શચી-દેવી તથા શ્રી વિષ્ણુપ્રિયા અંદરની બાજૂએથી આ આશ્ચર્ય જોઈ રહ્યાં હતાં!! જે દિવસથી જગાઈ મધાઈએ નગરના એક ભાગમાં પોતાનો અખાડો જમાવ્યો, ત્યારથી એ કુલવતી સ્ત્રીઓએ ભય અને શંકાના માર્યા ગઙ્ગાસ્નાન છોડી દીધું હતું; પણ આજે જે આશ્ચર્ય બન્યું હતું તેથી તેઓ અચંબો પામી જોઈ રહ્યાં હતાં.

बैने भाईओनो पश्चाताप.

આ બંને ભાઈઓ પ્રેમ અને ભક્તિથી નાચતા ન હતા, પણ તે આશાને લીધે નાચતા હતા. તેઓ નિરાશ થઈ ગયા હતા. આજે તેમને આશાનો અંકુર મળ્યો; તે નૃત્ય કરી તેઓ હર્ષોત્સવ સિવાય રહી શક્યા નહિ. તેમનો આ આનંદ અધિક વાર રહ્યો નહિ. થોડીવાર પછી બંને ભાઈ અતિ રુદન કરવા લાગ્યા અને તે પણ એવું કે કોઈ પણ ઉપાયથી તેઓ શાન્ત થયા નહિ.

नित्यानंद तेमने शान्त पाडी शक्या नहि.

જગાઈ મધાઈ પોતાને ઘેર પણ ગયા નહિ, તે ભક્તોને ઘેરજ રહેવા લાગ્યા. તે બંને ભાઈઓનો શોક અને અનુતાપ જોઈ ભક્તોને ઘણી લાગણી થઈ. તે ભાઈઓએ સર્વનો ત્યાગ કર્યો. હવે તેઓ બેજ કામ કરતા. એક હરિનામ લેવું અને બીજું રુદન કરવું. આ જોઈ શ્રી નિત્યાનંદ મહા વિપત્તિમાં પડ્યા; તે કોઈ પણ ઉપાયે મધાઈને સાન્ત્વન આપી

શકયા નહિ. એમણે હજારો વખત તેમને સમજાવી કે હવે તમારું પાપ રહ્યું નથી અને સર્વ પાતક નષ્ટ થયાં છે તથાપિ જગાઈ અને મધાઈ શાન્ત થયા નહિ.

मधाईनी नित्यानंद प्रति प्रार्थना.

મધાઈ નિત્યાનંદ પ્રભુને કહેવા લાગ્યો, "પ્રભો! આપના મસ્તકપર મેં જે આઘાત કર્યો હતો તેનું મને એટલું બધું દુઃખ નથી. કેમકે તમે મારા પિતા છો અને હું તમારો પુત્ર છું, અજ્ઞાની હોય તે એવું કરેજ છે. પણ મેં જે કેટલાક જીવોની હિંસા કરી છે તેનું હું નિરાકરણ કરી શકતો નથી. મારી ઇચ્છા છે કે હું એ જીવોના એકેકને ચરણે પડી ક્ષમા માગું, પણ તે એટલા બધા છે કે હું ઓળખી શકું એમ નથી; વળી કોનું મેં શું અનિષ્ટ કર્યું છે તેનું પણ મને જ્ઞાન નથી. મને જો એ સર્વ લોકો મળે અને તેમનાં ચરણ પકડી પાડી હું રૂદન કરી શકું તો કદાચિત્ મારા હૃદયનો અનુતાપ દૂર થાય."

मधाईनी तपश्चर्या.

શ્રી નિત્યાનંદ સાથે આ પ્રમાણે વાત કરી મધાઈ નવદ્વીપના ગંગાઘાટપર આવી બેઠો. એક મેલું ને ફાટેલું વસ્ત્ર પહેર્યું હતું, ભોજન લેતો ન હતો, રાતે સૂઈ પણ રહેતો નહિ, રાત દિવસ રૂદન કર્યા કરતો, તેથી શરીર પણ સુકાઈ ગયું. જેના ભયથી આખી નદિયા નગરી ધ્રૂજતી તેજ નદિયાનો રાજા ઘાટને એક ખૂણે બેઠો બેઠો હરિ નામની માળા જપતો હતો. મધાઈ જે કોઈ ઘાટપર આવે તેના ચરણમાં પડે અને રૂદન કરી આર્ત્ત સ્વરે કહે "આપ કૃપા કરી મારો ઉદ્ધાર કરો, મેં જાણે અજાણે જો આપને કંઈ દુઃખ દીધું હોય તો આપ મને ક્ષમા આપો, આપ ક્ષમા કરશો તો ભગવાન મને ક્ષમા કરશે."

लोकोनुं आश्चर्य.

મધાઈ કંઈ પણ લાભાલાભ જોયા વગર બાળક, વૃદ્ધ, નર, નારી બ્રાહ્મણ અને ચાંડાળ, પ્રત્યેકનાં ચરણમાં આ પ્રકારે પડી પડીને રૂદન કરવા લાગ્યો. નદિયાના રાજાની આ દશા જોઈ સર્વ લોકો મધાઈને ક્ષમા આપતા એટલુંજ નહિ, પણ જે તેને જોતા તે પણ રૂદન કરવા લાગતા.

આ પ્રકારે મધાઈદ્વારા બીજા બીજા લોકોનાં પણ મન નિર્મળ થવા લાગ્યાં અને નગરમાં હરિનામનો પ્રચાર થવા લાગ્યો.

प्रभु मधाई पासे पधार्या.

મધાઈ શ્રીવાસને ત્યાં અન્નભોજન લેતો ન હતો. શ્રી નિત્યાનંદ પ્રભુ આગ્રહ કરે તો પણ મધાઈ અન્નગ્રહણ કરતો નહિ, કેવલ રૂદન કર્યાજ કરતો. ત્યાં શ્રી નિત્યાનંદે શ્રી ગૌરચંદ્રને તેડાવ્યા અને પ્રભુ સ્વયં પધાર્યા. પ્રભુ આવીને જૂએ છે તો મધાઈ બેઠો છે, પાસે અન્ન મૂકેલું છે, પણ ભોજન કરતો નથી, માત્ર રૂદન કરી રહ્યો છે. આ જોઈ પ્રભુ મધાઈની સન્મુખ આવી બેઠા અને સમજાવવા લાગ્યા, "મધાઈ! જો તારાં સમસ્ત પાપ મેં લઈ લીધાં છે, હંમણાં પાછો તારી સન્મુખ બેઠો છું અને તારી જે કંઈ પ્રાર્થના હોય તે પણ તને આપવાને તૈયાર છું, માટે તું શાન્ત થા."

મથાઈએ કહ્યું, "પ્રભો! હું સર્વ સમજું છું. તમે જ્યારે મારી સન્મુખ છો ત્યારે હું બીજું શું માંગુ! અને જ્યારે આપે મારાં પાપ ગ્રહણ કરી લીધાં છે, ત્યારે મારાં પાપ રહ્યાં નથી એ પણ હું જાણું છું. પણ હમણાં જે હું કહું છું તે આપને આપેલાં પાપનું સ્મરણ કરીને નહિ પણ આપની કૃપાનું સ્મરણ કરીને. મેં જેવાં જેવાં ઘોર પાપ કર્યાં છે તેને યોગ્ય દંડ ભોગવવાને મને શિક્ષા કરી હોત તો મને કંઈ કષ્ટ રહ્યું ન હત. હું જે અસ્પર્શ્ય અને પામર છું તે પ્રતિ નજર નાખ્યા વગર આપે મારાપર જેટલી કરુણા કરી છે એટલી મારી આત્મગ્લાનિ વધતી જાય છે. આપ મારી સન્મુખ બિરાજો અને ભોજન કરવાનું કહો છો પણ પ્રભો! તમે કોણ છો અને હું કોણ છું! કહેવાથી શું વધારે, પણ તમે મારા પર જેટલી કરુણા કરો છો એટલું મારું દુઃખ વધતું જાય છે!!"

मथाईए प्रभुने निवेदन कर्युं.

પ્રભુ પાસે આવ્યા તેથી મથાઈને કંઈક સાન્ત્વન મળ્યું. અને પોતાનાં આંસુ લૂછી તે જમ્યો. પ્રભુની સન્મુખ મર્યાદામાં રહી તેને બોલવું પડ્યું હતું, પણ પોતાના ધર્મગુરુ, શ્રી નિત્યાનંદ સાથે તે વિશેષ છૂટથી બોલી શકતો હતો. નિતાઈ આગળ તેણે પોતાનું હૃદય ખુલ્લું કર્યું. તે બોલ્યો: "મારી જાતનો અને મારાં પાપોનો પ્રભુએ સ્વીકાર કર્યો તેથી મારા હૃદયમાં પ્રાણ આવ્યા છે. પહેલાં તે શબવત્ હતું, અથવા નિર્દય આવેશોને વશ જેવા હતું, પરંતુ પ્રભુના પ્રસાદે જાણે મને બેભાનપણામાંથી જાગૃત કીધો છે અને મારું આત્મજીવન હવે મારી આગળ મૂર્તિમાન થઈ ઊભું છે. હું શું જોઉં છું! એમાં મને પ્રશંસા જેવું, આનંદકારક, અથવા શાન્ત થવા જેવું કશું પણ નથી. સ્વાર્થી હેતુ માટે કરેલા અપરાધો અને દુરાચારો માત્ર પ્રતિહાસ દેખાય છે. મેં જે સર્વ અપરાધો કર્યાં છે તે અથવા જે જે પ્રાણીને મેં નુકસાન કર્યું છે તે સર્વ હું યાદ આણી શકતો નથી. વિશેષે કરીને તેનું કારણ એ હતું કે હું લગભગ સતત મદિરાની ઘેનમાં રહેતો હતો. પણ મારાં કેટલાંક કર્મોનું પૂરેપૂરું સ્મરણ મને છે, તેઓ હવે મારા ઉપર પોતાનું વેર લે છે. મારાં પ્રત્યેક કાર્યે જાણે મારાં મર્મસ્થાન ઉપર શિક્ષા કરવાનું રૂપ લીધું છે. મારી જાગૃત અવસ્થામાં લાજ લીધેલી સ્ત્રીઓની, નગ્નાં છોકરાં, અને વેદના પામતા પુરુષો, જે સર્વને મેં દુઃખી કર્યાં હતાં તેમની હું મારી સન્મુખ ઊભેલાં જોઉં છું. લાંબા કાળથી વિસારે પડેલી એ મારાં સ્વપ્નની વિસારે પડેલી વાતો મને દુઃખ કરવાને યાદ આવે છે. મારા પૂજ્ય ગુરુ," નિતાઈને ફરીથી તે બોલ્યો "મને એમ લાગે છે કે પ્રભુએ જ્યારે મને સ્વીકાર્યો ત્યારે તેમ કરવામાં તેમનો હેતુ માત્ર એટલો જ હતો કે તેથી મને સહન કરવાની શક્તિ પ્રાપ્ત થાય. હા, ફક્ત એમનું મોઢામાં મોટું વરદાન છે. આ સહન કોઈક જાતે મારું દુઃખ નિવારણ કરે છે. ખરેખર, આ સહન નહિ હોત તો મારાપર થયેલા પ્રભુપ્રસાદથી મારા હૃદયમાં પ્રજ્વલિત થયેલા અગ્નિ વડે હું બળીને ખાખ થઈ ગયો હોત."

मथाईए नित्यानंद आगळ मन खोली वात करी.

